રસિક નવલકથા માળા                    પુસ્તક ૨૧ મું.

# જાગીરદાર કે જલ્લાદ?

[ અદ્ભુત ડિટેક્ટિવ નવલકથા ]

---


લેખક:

ચંદુલાલ જેઠાલાલ વ્યાસ

રાણપુર


---


પ્રકાશક:

પુંજાલાલ ભગવાન પારેખ

વઢવાણ સીટી

---

આવૃત્તિ ૧ લી                    પ્રત ૫૦૦

સંવત ૧૯૮૬                    ઇ.સ. ૧૯૩૦

---

મૂલ્ય રૂ. ૨-૦-૦

# પ્રસ્તાવના

ડિટેક્ટિવ વાર્તા સામાન્ય રીતે તેના વાચકને બે વસ્તુ પૂરી પાડે છે : બુદ્ધિચાતુર્યનો વિકાસ અને સહાસિક વૃત્તિની પ્રેરણા. અને વ્યવહારકુશળ અનુભવી વૃદ્ધોને આપણે પૂછીશું તો તેઓ પણ કહેશે કે જેમને વ્યવહારમાં યોજાઇ જમાનાને સાથ આપવો છે, તેમને માટે પ્રસ્તુત બે વસ્તુની પ્રાપ્તિ અનિવાર્ય છે. એટલે એ દૃષ્ટિથી વિચાર કરતાં ડિટેક્ટિવ વાર્તા પ્રગતિના પૂજારી અને મહત્ત્વાકાંક્ષી યુવકનું માનસ ઘડે છે: તેને જગતના અટપટા વ્યવહારમાં માર્ગદર્શક થાય છે: શ્વેત વસ્ત્રોની પાછળ છૂપાયેલા મલીન મનવાળા પાપાત્માથી સાવચેત રહેવાનો પ્રકાશ પાડનાર એ લાલ બત્તી છે: અને તેથી ડિટેક્ટિવ વાર્તા દરેક ભાષાના સાહિત્યનું એક અગત્યનું અંગ ગણાવું જોઇએ તથા તેનું ક્ષેત્ર વધુ ને વધુ ઊંડું ખેડાવું જોઇએ એમ કહેવું અયુક્ત નથી.

આ વિચારસરણીથી બદ્ધ થયેલું મારૂં માનસ ડિટેક્ટિવ વાર્તાઓ લખીને આપણા સાહિત્ય તથા તેના દ્વારા સમાજની સેવા કરવા તત્પર થયું છે. તેના ફળ રૂપે આજ સુધીમાં આવી અમુક વાર્તાઓ મેં લખી છે. આ વાર્તા પણ એ જ વર્ગમાં આવે છે. અંગ્રેજી ભાષામાં "યુનીયન જેક" નામની માળા દ્વારા દર અઠવાડીએ ન્હાની અને મોટી બે ડિટે-ક્ટિવ વાર્તાઓ પ્રકટ થાય છે. તે વાચકના બુદ્ધિચાતુર્યને અને સહા-સિકતા બન્નેને ખીલવનારી હોઈ તેની વાર્તાઓ પરથી મેં અગાઉ બે અનુવાદો આવશ્યક ફેરફાર સાથે કર્યા છે. આ પણ તેની જ એક અંગ્રેજી વાર્તાનો અનુવાદ ગુજરાતી લેબાશમાં સાદર થાય છે.

પોતાનું એક પાપકર્મ છૂપાવવા મનુષ્ય કેટલાં ભયંકર કૃત્યો કરે છે; તેમાં સંયોગ–જન્ય પૂરાવાથી નિર્દોષ મનુષ્ય ફસાય છે; છતાં અંતે સહાસિક ડિટેક્ટિવનું બુદ્ધિકૌશલ્ય સત્યને પ્રકાશમાં લાવે છે, એ આ વાર્તાનું હાર્દ છે. દરેક વર્ગના વાચકને તે રૂચીકર થશે એમ મને લાગે છે.

મારૂં આ અને આવું બીજું દરેક કાર્ય પ્રભુપ્રિત્યર્થે છે એમ હું માનું છું. કારણ કે મારા કોઇ પણ કાર્ય દ્વારા હું જેમની સેવા કરવાનો દાવો કરી શકું તે સર્વ એ મહાન વિભુના વિરાટ શરીરના અંગરૂપ હોઇ; જગતની, સમાજની કે સમાજના એક ન્હાના વિભાગની પણ સાચી સેવા એ પ્રભુસેવા છે. એવા પરમ કૃપાળુ પરમાત્માના ચરણે મારૂં આ કાર્ય સમર્પીને હું કૃતકૃત્ય થાઉં છું.

રાણપુર
પોષ સુદ ૩ સં. ૧૯૮૬ } ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.

# અનુક્રમણિકા

# જાગીરદાર કે જલ્લાદ?

## પ્રકરણ ૧ લું.

### મોટરને ભયંકર અકસ્માત

જુલાઇ માસનો પહેલો શનિવાર. આજે દિવસ ચોખ્ખો અને નિરભ્ર હતો. ઉષ્ણકાળના જેવો સખ્ત તાપ પડ્યો હતો. જાણે સૂર્યદેવ ભર જુવાનીમાં હોય એવું જોર તેમણે આજે બતાવ્યું હતું. તથાપિ અરબ્બી સમુદ્રનો શિતળ અને સુખકર સમિર એ તાપની અનિષ્ટ અસરને અદૃસ્ય બનાવતો હતો.

આવા રમણીય દિવસે મુંબઇથી ત્રીશ માઇલ દૂર આવેલા વસંતપુર નામના ન્હાના અને ડુંગરાઓથી વિંટળાયેલા ગામમાં એક મોટી મોટરકાર આવી. આ મોટરગાડીમાં બાવીશ ત્રેવીશ માણસો બેસી શકે એવી સગવડ હતી. આ મોટરમાં જેઓ આવ્યા હતા તેઓ મુંબઇમાં કોટમાં આવેલી સુવિખ્યાત પેઢી "મેસર્સ જાગીરદાર અને કંપની"નાં જૂદાં જૂદાં ખાતાંઓના મેનેજરો હતા. એ પેઢી ગરમ, સુતરાઉ અને રેશમી વિલાયતી તથા દેશી કાપડ, રંગ, ખાંડ, ફરનિચર વગેરેનો વેપાર કરતી હતી. આ કંપનીની મીલો, વીમા કંપનીઓ, સ્ટીમર, વહાણ વગેરે પણ હતાં. આ પેઢીના માલિકની ગણના મુંબઇના ધનાઢ્ય અને સહાસિક વ્યાપારીઓમાં થતી હતી. તેના મેનેજરો કાંઇ પોતપોતાની વચ્ચે ફાળો કરીને આજે અહીં મિજબાનીને માટે ઉતરી આવેલા ન હતા. પરંતુ પેઢીના માલિકે તેમને ખાસ આમંત્રણ કરીને પોતાના તરફથી મિજબાની આપી હતી.

આ પેઢીનો માલિક અજીતરાય જાગીરદાર આજથી ત્રણ વર્ષ પહેલાં મૃત્યુ પામતાં તેનો વારસો તેના એક ભત્રિજા હરિપ્રસાદને

મળ્યો હતો. તેણે અત્યાર સુધીમાં પોતાની પેઢીના માણસો પ્રત્યે ભાગ્યે જ ઔદાર્ય દાખવ્યું હતું. એટલે આજે તેણે આપેલી આ મિજબાનીથી તેમાં ભાગ લેનારાઓને આશ્ચર્ય થતું હતું.

તેની પાસે પેઢીનો વહીવટ આવ્યા પછી તેણે ખર્ચમાં ઘટાડો કરવાને માટે કરકસર તરફ ખાસ લક્ષ આપ્યું હતું અને કેટલાય નોકરોને કમી કર્યા હતા તથા બીજા કેટલાકના પગારમાં ઘટાડો કર્યો હતો. એથી સામાન્ય રીતે પેઢીના નોકરોમાં તે મખ્ખીચૂસના પદને પ્રાપ્ત થયો હતો.

આ તો તેના નોકરો સાથેના સંબંધની વાત થઇ. તે પોતે પોતાના મોજશોખને માટે ખર્ચ કરવામાં પાછું વાળીને જોતો નહિ. તેની સ્ત્રી મૃત્યુ પામ્યા બાદ તેણે પુનર્લગ્ન કર્યું ન હતું. છતાં તેનું ઘર ખર્ચ વધારે પડતું લાગે તેવું હતું. મુંબઇમાં સેન્ડહર્સ્ટ રોડ ઉપર તેનો એક રોનકદાર બંગલો હતો અને વસંતપુરમાં તેના કાકા તરફથી વારસામાં મળેલો વસંતવિહાર નામનો સુંદર બગીચાથી પરિવેષ્ટિત ભવ્ય મહાલય હતો. આ બન્ને સ્થળે તેણે ગૃહવ્યવસ્થાને માટે પુષ્કળ નોકરો રાખ્યા હતા અને તે અવાર નવાર વસંતવિહારમાં મોટા ખર્ચે પાર્ટીઓ આપતો હતો.

પરંતુ તે આવું ખર્ચ કરતો તેમાં પક્ષીને પકડવાને માટે જાળ બિછાવતો હોય એવા પ્રકારનું તેનું વર્તન જોઇ શકાતું હતું. કેમ કે મોટે ભાગે તે પોતાને મોટો લાભ કરાવનારા ગ્રાહક વ્યાપારીઓને તથા સરકારમાં પોતાની લાગવગ વધારવામાં ઉપયોગી થઇ શકે તેવા અધિકારીઓને આવી પાર્ટીઓમાં આમંત્રણ કરતો હતો. આવી પાર્ટીઓમાં તેની પેઢીના ન્હાના તો શું પણ મોટા નોકરોને પણ ભાગ્યે જ આમંત્રણ થયું હશે. માત્ર ફેરદુનજી નામના રેશમ ખાતાના એક પારસી મેનેજર તરફ તેનો કાંઇક પક્ષપાત હોવાનું જોવામાં આવતું હતું.

કેટલાક દિવસ થયા "મેસર્સ જાગીરદાર અને કંપની"નાં તમામ

ખાતાંઓમાં એવો ગણગણાટ થઇ રહ્યો હતો કે પેઢીના માલિક હરિપ્રસાદ શેઠ મેનેજર ફરદુનજીને પોતાનો ભાગીદાર બનાવવાના છે. ફરદુનજીને બે વર્ષ થયા જ પેઢીમાં દાખલ કરવામાં આવ્યો હતો. તે શરૂઆતમાં એકાઉન્ટન્ટ તરીકે દાખલ થઇને મેનેજરની જગ્યાએ પહોંચ્યો હતો. તેના કરતાં જૂના અને ઘણા લાંબા સમયથી પેઢીમાં કામ કરતા મેનેજરો હતા. તેમને ફરદુનજીને ભાગીરદાર બનાવવામાં આવ્યો એ રૂચ્યું ન હતું. પરંતુ તેઓ બિચારા શું કરે? જો પોતાના હક્કનો સવાલ ઉઠાવે તો પાણીચું મળવાની ભીતિ હતી; અને અત્યારે મંદીનો સમય હોવાથી સર્વત્ર ખાલી જગ્યાઓ કરતાં ઉમેદવારોની સંખ્યા વધી પડી હતી. એટલે ચાલતી રોજીને પાટુ મારવાને તેઓ તૈયાર નહિ હોવાથી, આ સ્થિતિ સહન કરી લેવાની જ નહિ પરંતુ ફરદુનજીને મળેલા વિશેષ લાભ માટે તેને અભિનંદન આપવાની પણ તેમને ફરજ પડી હતી.

હજી ફરદુનજીની ભાગીદારીનો લેખિત દસ્તાવેજ થયો ન હતો. થોડા દિવસમાં તે નક્કી થઇ જવાનું હતું. પરંતુ તેની ખુશાલીમાં આજે હરિપ્રસાદે પોતાની પેઢીના મેનેજરોને વસંત વિહારમાં આવી પોતાના સ્વાગતનો સ્વીકાર કરવાનું આમંત્રણ કર્યું હતું. તેઓ સ્હવારે શેઠની ખાસ મોટરમાં મુંબઇથી વસંતપુર આવી સ્હાંજ સુધી ત્યાં રોકાઇ રાત્રે પુનઃ મુંબઇ આવવાના હતા.

તેઓ સ્હવારે લગભગ દશ વાગ્યે વસંતપુર આવી પહોંચ્યા. હરિપ્રસાદે તેમનું ઉત્તમ પ્રકારે સ્વાગત કર્યું. સ્હવારે ચહા તથા નાસ્તો લઇને તેઓ સર્વ વસંત વિહારના રમણીય ઉદ્યાનમાં ફરવા લાગ્યાઃ કેટલાક મોટાર લોંચમાં બેસી નદીમાં જળવિહાર કરવા લાગ્યા. પોતાના મેનેજરોનું સ્વાગત કરવામાં શેઠે કોઇ રીતની કચાશ રાખી ન હતી. ચહા, કોફી, કોકો, સોડા, લેમન, આઇસક્રીમ, જીંજર અને જેને મદ્યપાન કરવાની ઇચ્છા હોય તેને માટે વ્હીસ્કી, બ્રાન્ડી, શેમ્પેન, વગેરે ઉંચા પ્રકારનો મદ્ય આદિ સર્વ હાજર રાખ્યું હતું.

ભોજનને માટે પણ તેણે અત્યંત ખર્ચ કર્યું હતું. એમ કહીએ તો ચાલે કે તેણે તેની પેઢીના નોકરો તરફની આજ સુધીની કંજુસાઇનો આજે ખંગ વાળી દીધો હતો.

સ્હાંજે સ્હાડા પાંચ વાગ્યે ભોજન સમારંભ થયો. તે સમયે મદ્યપાન કરતા તેમને માટે મદ્ય અને જેઓ મદ્ય નહોતા કરતા તેમને માટે મહાદેવની પ્રસાદી વિજયાની ગોઠવણ કરવામાં આવી હતી. જમતાં જમતાં મદ્ય અને ભોજનનો છૂટથી ઉપયોગ થતો હતો. હરિપ્રસાદ આગ્રહપૂર્વક સર્વને પિરસવાનો અને તેના મેનેજરોએ તેને માટે મનમાં જે અભિપ્રાય બાંધ્યો હોય તે ખોટો હતો એવું પોતાના વર્તનદ્વારા સિદ્ધ કરી આપવાનો પ્રયત્ન કરતો હતો.

ભોજન પૂર્ણ થયું. સર્વેએ મુખવાસનો સ્વીકાર કર્યો. આ પ્રસંગને અનુરૂપ શિષ્ટાચાર તરીકે ફરદુનજીને પોતે જાગીરદાર બનાવનાર હોવાનું શેઠે જાહેર કર્યું: સર્વેએ તેને અભિનંદન આપ્યું અને શેઠનો અંતઃકરણપૂર્વક આભાર માન્યો.

રાત્રીનો અંધકાર વિસ્તાર પામવા લાગ્યો હતો. એટલે સર્વ મુંબઇ જવાને તૈયાર થયા. મોટર ગાડીને પ્રવેશ દ્વાર પાસે લાવવામાં આવી. બધા મેનેજરો મોટર ગાડીમાં બેસી ગયા. શેઠ હરિપ્રસાદ પોતાના બે મિત્રો સાથે મેનેજરોને વિદાયગીરીનું માન આપવાને માટે પ્રવેશદ્વાર સુધી ગયા. તેના આ બે જણા પાંચેક દિવસથી અહીં આવ્યા હતા.

બધા મેનેજરો મોટરમાં બેઠા. તેઓ કુલ્લે વીશ જણા હતા. ફરદુનજી મોટરના શોફરની બાજુમાં બેઠો હતો. મોટરનું એંજીન ચાલુ થયું એટલે ફરદુનજીએ હરિપ્રસાદને માટે ખુશાલીના પોકાર કરાવ્યા. તમામ મેનેજરોએ તેમાં આનંદ અને ઉત્સાહ પૂર્વક ભાગ લીધો. હરિપ્રસાદે પણ હસતા મુખે તેનો સ્વીકાર કરી, સર્વ સુખરૂપ મુંબઇ જાય એવી ઇચ્છા દર્શાવી. મોટર ચાલુ થઇ અને શેઠ તથા મેનેજરો વચ્ચેનું અંતર વધવા લાગ્યું. મોટર બગીચામાં થઇને

આગળ ચાલવા લાગી. આ બગીચો અત્યંત રમણીય હતો. નિઃસર્ગ દેવીની તેના ઉપર સંપૂર્ણ કૃપા હતી. તદુપરાત વસંત વિહારના આગલા માલિક અજીતરાય તથા અત્યારના માલિક હરિપ્રસાદે પણ તેના સૌંદર્યને આકર્ષક બનાવવા માટે ઓછો પ્રયત્ન કર્યો ન હતો.

બગીચો પૂરો થયા બાદ ખુલ્લી જગ્યા આવતી હતી. આ પણ હરિપ્રસાદની માલિકીની હતી. ત્યાંથી આગળ વધતાં એક ન્હાની નદી આવતી હતી. આ નદી હતી ન્હાની પરંતુ જે સ્થળે તેના બે કિનારા પુષ્કળ ઉંચા હતા ત્યાં પટ વિશેષ સાંકડો હોવાથી તેના પ્રવાહનો વેગ વિશેષ હતો. આ સ્થળે ન્હાનો પૂલ બાંધવામાં આવ્યો હતો. આ પૂલ લાકડાનો હતો પણ ઘણો જ મજબૂત હતો. તે અજીતરાયના વડવાઓએ આ સ્થળે આવનારાં વાહનો વગેરેની સગવડને માટે બંધાવ્યો હતો.

આ રસ્તો ટુંકો હતો. બીજે રસ્તે થઇને જવામાં લગભગ અર્ધા માઇલનો ચકરાવો લેવો પડતો હતો. પરંતુ આવું વીશ પેસેન્જરોથી ભરેલ મોટરગાડી જેવું મોટું વજનદાર વાહન આવા લાકડાના પૂલનો ઉપયોગ કરવાનું સાહસ કરે ખરૂં ? તે આપણે જોવાનું છે.

જેમ મોટર આગળ વધતી ગઇ તેમ તેમાં બેઠેલા માણસોના મનમાં પરિવર્તન થવા લાગ્યું. અત્યાર સુધી સહુ આનંદી હતા પરંતુ હવે આખી મોટરમાં શાંતિ અને ગાંભીર્ય પ્રસરી રહ્યાં.

આનું કારણ શું ? તેનું કારણ માત્ર એટલું જ કે બધા તેમના શેઠ હરિપ્રસાદના આજના વર્તનનો મનમાં ને મનમાં વિચાર કરી રહ્યા હતા. તે અગાઉ તેના નોકરો સાથે જેવો મખ્ખીચુસ અને બેદરકાર હતો તેવો જ આજે ઉદાર અને મળતાવડો બની ગયો હતો. આ વર્તન આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવું ન હતું ?

મેનેજરો માંહેના કેટલાક તેના સ્વભાવમાં થયેલા આ પરિવર્તન વિષે ચર્ચા કરવાને માટે આતુર હતા. માત્ર ફરદુનજીની

હાજરીને લીધે તેઓ પોતાની એ આતુરતાને દબાવી રાખતા હતા. કારણ કે ગમે તેમ તો યે ફરદુનજી તેમના જેવો મેનેજર મટીને ભાગીદાર થયો હતો. એટલે તેની રૂબરૂ શેઠના પ્રસ્તુત સ્વભાવના સંબંધમાં ટીકા કરતાં સહુને સંકોચ થાય એ સ્વાભાવિક હતું. એટલે બે–ત્રણ મીનીટ મોટરમાં તદ્દન નિઃસ્તબ્ધતા વ્યાપી રહી.

એકાએક એ નિઃસ્તબ્ધતાનો ભંગ થયો ! આ અવાજ શાનો હતો ? કોઇ મનુષ્યનો નહિ પણ જાણે મોટું અને જાડું પાટીયું ચીરાતું હોય–તૂટતું હોય એવો વિચિત્ર અવાજ આવતો હતો.

તુરત જ મોટરની ગતિમાં ફેરફાર થયો. તે અત્યાર સુધી સીધી જતી હતી. તેને બદલે જાણે નીચે જતી હોય એમ લાગ્યું ! તેની સાથે જ મોટર માંહેના માણસો દિવાનાની માફક બૂમો અને કીકીયારી કરવા લાગ્યા. બીજી જ ક્ષણે મોટર મોટા વેગની સાથે પૂલની નીચે વહેતા જળપ્રવાહમાં જઇ પડી.

આ મોટર અર્ધા માઇલનો ચકરાવો લેવાને બદલે આ લાકડાના પૂલ તરફ આવી હતી. કારણ કે આ પૂલ ઉપર અનેક ભારવાળાં ગાડાં અને મોટરો દરરોજ પસાર થતાં હોવા છતાં તેને કદિ પણ અકસ્માત થયો ન હતો. આ જ મોટર અગાઉ પણ અનેક વાર આ પૂલ ઉપર થઇને પસાર થઇ હતી. એટલે પૂલને આવો અકસ્માત થવાની તેના શોફરને કલ્પના પણ કયાંથી હોય ? પરંતુ તેના વજનને સહન નહિ કરી શકવાથી કે ગમે તે કારણથી મોટર પૂલ ઉપર આવતાં જ પૂલના નીચેના મજબુત પાટીઆના બે ભાગ થઇ ગયા અને બીજી જ ક્ષણે તે મોટર તેના વીશ બેસારૂઓની સાથે નદીના ઊંડા જળમાં જઇ પડી. અમે અગાઉ જણાવી ગયા છીએ કે આ સ્થળે જળપ્રવાહ અત્યંત વેગવાળો હતો.

પણ ત્યારે મોટરમાં બેઠેલાઓનું શું ? તેમને માટે, ભયંકર મૃત્યુ સિવાય બીજું શું હોય ? કારણ કે મોટર પૂલના બે પાટીયાની વચ્ચેથી બહાર પડીને નીચે આવી કે એકદમ તેણે ગુલાંટ

મારી અને તેની અંદર જડ અને ચૈતન્ય જે કાંઇ હતું તે સર્વની સાથે મોટા જોર પૂર્વક પાણીમાં પડી.

એક જ ક્ષણમાં મોટરના એન્જીનનો અવાજ અને તેના બેસારૂઓનો હૃદયભેદક આર્તનાદ શાંત બની ગયો અને જાણે આ ભયંકર ઘટનાથી નિઃસર્ગ દેવીને આઘાત પહોંચ્યો હોય એવી રીતે સર્વત્ર નિરવતા વ્યાપી રહી.

—:o:—

## પ્રકરણ ૨ જું

## ખૂનનો પ્રયત્ન

એક મીનિટ પછી આ નિરવતાનો ભંગ થયો. વસંત વિહાર તરફથી આ પૂલ તરફ ત્વરિત ગતિએ આવતી કોઇ વ્યક્તિનાં પગલાંનો અવાજ સંભળાયો. આ મનુષ્યનું નામ શામજી મીસ્ત્રી હતું. તે ગ્નાતે સુતાર હતો અને વસંત વિહારમાં આજ ઘણા વખતથી નોકરી કરતો હતો. તેણે મોટર નદીમાં પડવાથી થયેલો અવાજ, તેના બેસારૂઓની કીકીયારી તથા હૃદયભેદક આર્તનાદ સાંભળ્યાં હતાં. એ સાંભળતાં જ પૂલ ઉપર કશો ભયંકર અકસ્માત થયો હશે એવી આશંકાથી તે દોડતો આ તરફ આવ્યો હતો.

અહીંથી પોતાના શેઠની પેઢીના મેનેજરો અત્ર આવ્યાનું તે જાણતો હતો. તેમ જ ઓ અત્યારે પુનઃ બહાર જવાના છે એ પણ તેના જાણવામાં હતું. એટલું જ નહિ પણ જ્યારે વસંત વિહારમાંથી આ મોટર આગળ વધીને પોતાના મકાન તરફ આવતી હ તે વખતે તેના એંજીનનો અવાજ પણ તેના સાંભળવામાં આવ્યો હતો.

એટલે આ અવાજ સાંભળતાં ક્ષણ માત્રમાં તેના મગજમાં ભયંકર કલ્પના ઉદ્‌ભવી કે આ લોકોએ લાકડાના પૂલ ઉપરથી પસાર થવાનું સાહસ કરેલું હોવું જોઇએ. પરંતુ આવું વજનદાર અને મોટું વાહન હોવા છતાં તેમણે આવું જોખમવાળું સાહસ શા માટે કર્યું હશે!

કોઇએ તેમને આ પૂલ ઉપર થઇને પસાર થવામાં રહેલી ભીતિ વિષે ચેતવણી આપીને બીજો લાંબો પરંતુ સલામતીવાળો રસ્તો લેવાની સલાહ આપેલી હોવી જોઇએ. પરંતુ પ્રારંભમાં મોટરના એન્જીનનો અવાજ જે દિશા તરફથી આવતો સાંભળેલો તથા અત્યારે માણસોનો ભયંકર ચિત્કાર તેના કર્ણ ઉપર પડ્યો તે ઉપરથી અનુમાન થઇ શકતું હતું કે—

પ્રસ્તુત વિચાર તેના મગજમાં ઉદ્ભવતાં જ તે ધ્રુજી ઉઠ્યો અને વિચારોમાં કાળક્ષેપ કરવાને બદલે એક ન્હાનું ફાનસ લઇને દોડતો આ તરફ આવ્યો. તે પૂલની નજીક આવ્યો એટલે તેના દીવાના પ્રકાશથી પૂલમાં ગાબડું પડેલું તેના જોવામાં આવ્યું. એ દ્રશ્ય જોતાં જ તેનું લોહી થીજી ગયું અને જાણે તેને કમ્પવા લાગ્યુ પડ્યો હોય એવી રીતે તેનું આખું શરીર ધ્રૂજવા લાગ્યું. છતાં પણ તે પોતાની ઉશ્કેરાયેલી હાલતને કાબુમાં રાખવાનો પ્રયત્ન કરતો નદીની નજીક આવ્યો અને ભેખડપરથી નીચે દૃષ્ટિ કરવા લાગ્યો.

આ સ્થળે નદીની ઊંડાઇ વિશેષ હતી અને ઉંચા ભેખડોનો ઓળો નદીના જળ ઉપર પડતો હોવાથી ફાનસનો પ્રકાશ નીચે જોવાને માટે વિશેષ ઉપયોગી થઇ શકતો ન હતો. તે માત્ર એટલું સમજી શક્યો કે મોટર નદીમાં ખુંચી ગયેલી છે અને તેની નીચેનો ભાગ પાણી ઉપર દેખાય છે.

પરંતુ વિશેષ બારિકાઇથી અવલોકન કરવાના ઇરાદાથી તે કિનારે કિનારે પૂલથી ચાળીશેક હાથ આગળ ચાલ્યો અને ત્યાંથી નીચે ઉતરી નદીમાં આવી પુનઃ પૂલ તરફ વળ્યો અને જે સ્થળે આ તૂટેલો પૂલ ઉભો હતો તથા તેનું એક લાંબું પાટીયું ઉંચે લટકતું હતું ત્યાં આવીને ઊભો રહ્યો.

આ પૂલ તો તૂટી ગયો હતો. તેના તરફ વિશેષ લક્ષ આપવાની જરૂર ન હતી. ખાસ લક્ષ મોટરગાડી તરફ આપવાનું હતું. આ મોટરનો થોડોક ભાગ પાણીની અંદર હતો જ્યારે બાકીનો બહાર હતો.

ત્યારે આ મોટરનો હાંકનારો તથા તેમાં બેઠેલા માણુસો ક્યાં હશે? એકે માણુસ તેની દષ્ટિએ પડ્યો નહિ. તેની અંદરના ઘણા માણુસો તો પૂલ ઉપરથી નીચે ઊંડાણુમાં મોટર પડતાંની સાથે જ તત્કાળ મૃત્યુને આધીન થયા હશે; જ્યારે તેમાંના કેટલાક બચી જવા પણ પામ્યા હોય. પરંતુ તો પછી તેઓ ક્યાં હશે? તેઓ જળના પ્રવાહની સાથે નીચાણમાં ખેંચાઇ ગયા હશે કે પછી આગળ કિનારા તરફ ઘસડાઇને ત્યાં પડ્યા હશે?

કદાચ કોઇ કિનારા તરફ ઘસડાઇને ત્યાં પડયું હોય એવી કલ્પનાથી તેણે ફાનસ ઉંચું કરીને કિનારા પર બન્ને બાજુએ દષ્ટિ કરી. તે એ પ્રમાણે કિનારાનું અવલોકન કરતો હતો તે વખતે કોઇ જીવન્ત મનુષ્યનો પડછાયો તેના જોવામા આવ્યો. આ શું? આ માણુસ ક્યાંથી? **શામજી** પાછળ ફર્યો તો એક દાઢીવાળો કદાવર માણુસ તેની પાછળ અત્યંત નજીક આવતો તેની દષ્ટિએ પડ્યો.

"સારૂં થયું કે અત્યારે આ મદદ આવી—"

પરંતુ **શામજી** આગળ બોલી શક્યો નહિ. કેમ કે તે જ સમયે પેલા દાઢીવાળા માણસે પોતાના બન્ને હાથ વડે **શામજી**ને પકડયો અને તેને ઉપાડીને જોરપૂર્વક નદીના વહનમાં ફેંકયો.

તે નદીમા ઉંધે મસ્તક પડયો, તેનું ફાનસ ઓલવાઇ ગયું અને સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યો.

———:o:———

## પ્રકરણ ૩ જું

### તપાસ.

**શા**મજી પોતાને અચાનક લાગેલા ધક્કાથી ગભરાઇ ગયો હતો ખરો પણ બેભાન બની ગયો ન હતો. તે નદીમાં પડયો તે વખતે કોઇ સખ્ત વસ્તુ સાથે તેનું મસ્તક અફળાયું એથી તેને મસ્તકમાં પીડા થવા લાગી. પરંતુ તે પ્રયત્ન પૂર્વક પોતાની શુદ્ધિને જાળવી રહ્યો અને નદીને તળીએ જઇને તુરત જ પાણીની સપાટી

ઉપર આવ્યો. હવે તે કેવી ભયભરી સ્થિતિમાં છે તેનો તેને ખ્યાલ આવ્યો. પાણીનું વહન વેગવાળું હતું એ અમે જણાવી ગયા છીએ.

આ વહનમાં તરીને કિનારે પહોંચવાનો પ્રયત્ન કરવામાં સફળતા મળી શકે તેમ ન હતી, એટલુંજ નહિ પણ અહીં ભેખડો ઉંચી અને સીધી હોવાથી કદાચ કિનારા સુધી જઇ શકાય તો પણ ઉંચે ચડવાનો માર્ગ ન હતો. એટલે પ્રવાહની સાથે તરતાં તરતાં આગળ વધીને જ્યાં પહોળો પટ આવે ત્યાં જઇને કિનારા પર પહોંચવાનો તેણે વિચાર કર્યો. તેનું શરીર મજબૂત હતું અને તે કુશળ તરનારો હતો. એટલે તે તરતો તરતો પ્રવાહની સાથે આગળ વધવા લાગ્યો. આ નદીના કિનારાની તેને પૂર્ણ માહિતી હતી અને તે પોતાની ડાબી ગમના કિનારા તરફ અનુકૂળ જગ્યાને માટે રાહ જોતો હતો.

તે અમુક અંતરપર પહોંચ્યો હશે એ વખતે તેની આંખે અંધારા આવવા લાગ્યાં. તે જ્યારે નદીમાં પડયો ત્યારે તેના મસ્તકને ઇજા થઇ હશે. પ્રથમ એ ઇજાને તેણે ગણકારી ન હતી. પરંતુ હવે તેને એ સ્થળે પુષ્કળ વેદના થવા લાગી. તેનું મગજ ભમવા લાગ્યું. તેનું હૃદય ભયભીત બન્યું. કેમ કે જો તે નદીમાંથી બહાર નીકળીને કિનારે પહોંચ્યા પહેલાં મૂર્ચ્છિત થઇ જાય તો પછી તેને બચવાને માટે એક પણ માર્ગ ન હતો. કારણ કે મૂર્ચ્છિતાવસ્થામાં તે પોતાને પાણીની સપાટી ઉપર રાખી શકે નહિ અને પરિણામે પાણીના વેગની સાથે ઘસડાઇને મૃત્યુને આધીન બની જાય. આ વિચારથી પોતાના સંરક્ષણને માટે તેના અંતરમાં તીવ્રેચ્છા ઉદ્‌ભવી. તે પોતાની શુદ્ધિને જાળવી રાખવાનો અત્યંત પ્રયત્ન કરવા લાગ્યો અને તમામ બળને એકત્ર કરીને આગળ વધવા લાગ્યો.

હવે તેની શક્તિ ક્ષીણ થતી જતી હતી; મગજમાં પીડા વધારે થતી હતી; અને શુદ્ધિ ગૂમાવાનો ભય સમીપ દેખાતો હતો. તે જ સમયે તે ઇષ્ટ સ્થળે આવી પહોંચ્યો અને ડાબી બાજુના કિનારા તરફ વળ્યો. એકાદ મીનિટમાં જ તે કિનારાપર આવી પહોંચ્યો. પરંતુ ત્યાં

પહોંચતાની સાથે જ તે બેભાન બની ગયો અને કિનારા ઉપરની રેતીપર નિશ્ચળ સ્થિતિમાં પડયો. તેનો શ્વાસોચ્છ્વાસ અતિ મંદ ગતિથી ચાલતો હતો, હૃદય જોરથી ધબકતું હતું. પરંતુ તેનાં બીજાં અવયવો કશું પણ હલન ચલન કર્યા વગર આરામ લેતાં હતાં.

* * * * *

બીજે દિવસે રવિવારે પરોઢમાં પાંચ વાગે એક ખેડૂત આ પૂલ ઉપર થઇને પોતાના ખેતર તરફ જવાને માટે નિકળ્યો હશે, તેણે પૂલને અકસ્માત થયેલો જોયો, મોટર નદીના જળમાં ખુંચી ગયેલી જોઇ. એટલે તે દોડતો વસંતપુરમાં ગયો. તેણે આ અકસ્માતની લોકોને વાત કરી. તે બધા પોલીસ ચોકી ઉપર ગયા અને હવાલદારને આ બનાવથી વાકેફગાર કર્યો.

હવાલદાર ત્યાં એકઠા થયેલા માણસો સાથે એકદમ અકસ્માતની જગ્યા પર આવ્યો. થોડા વખતમાં વસંત વિહારમાંથી હરિપ્રસાદ, તેના મિત્રો અને માણસો પણ ત્યાં આવી પહોંચ્યા.

ગઇ રાત્રે બનેલી ભયંકર અને હૃદયભેદક ઘટનાનું જ્ઞાન થતાં હરિપ્રસાદને થયેલું હૃદયદુઃખ તેના તરફ કોઇને પણ દયા ઉપજાવનારૂં હતું. તેનાં નેત્રોમાંથી ખરખર અશ્રુ વહેતાં હતાં, તે આક્રંદ કરતો હતો, પોતાના વાળ ખેંચતો હતો, હાથ ચોળતો હતો અને જાણે ઘેલા જેવો બની ગયો હતો. તેમાં નવાઇ જેવું પણ ન હતું. કેમ કે આ અકસ્માત પોતાની માલિકીના સ્થળમાં બન્યો હતો અને તેનો ભોગ પોતાના જ મેનેજરો થઇ પડયા હતા. એટલું જ નહિ પણ જેમને તેણે મિજબાનીને માટે બોલાવેલા તે બિચારા આવી રીતે કાળના મુખમાં જઇ પડયા એ વિચારથી તેનું શરીર કમકમતું હતું.

છતાં પણ તે સમજતો હતો કે આવી રીતે શોકાવેગને પ્રકટ રવામાં પોતાની ફરજ તરફ બેદરકાર રહેવું જોઇએ નહિ. એટલે તે પણ બીજાઓની સાથે શરૂ થયેલી તપાસમાં જોડાયો. એ તપાસને

પરિણામે આ મોટરમાં કુલ્લે બાવીશ માણસો હતા. તેમાંથી માત્ર ઓગણીશ માણસોનાં શબ મળી આવ્યાં. તેમાંના ઘણા તો પાણીની અંદર મોટરમાં નીચે દબાઇ ગયેલા હતા, બીજા થોડે દૂર કિનારા પરથી મળી આવ્યા. તે પણ મૃત્યુ પામ્યા હતા. ત્રણ જણાનો પત્તો ખાતો ન હતો. તેમનાં શબ આ વસંત વિહારમાં આવેલા.મોટા સરોવરને આ ન્હાની નદી મળતી હતી, તે સરોવરમાં તપાસ કરતાં ત્યાંથી મળી આવવાની આશા હતી.

મોટર નીચે દબાયેલી સ્થિતિમાં જે શબ મળી આવ્યાં હતાં, તેમાં પેલો ફરદુનજી પણ હતો. ગઇ કાલે તો શેઠ હરિપ્રસાદે જાહેરમાં તેને પોતાની કંપનીમાં ભાગીદાર બનાવવાનું જણાવ્યું હતું, જ્યારે આજે તેની આ દશા હતી. ખરેખર નસીબને નખરાબાજ કહેવામાં આવે છે તે કાંઇ ખોટું નથી. એક માણસનું નસીબ ઘડીકમાં તેને આસમાનમાં ચડાવે ત્યારે બીજી જ પળે ઊંડી ખીણમાં પણ ફેંકી દે.

આ સિવાય એક બીજો માણસ ત્યાંથી કેટલેક દૂર નિચાણમાં કિનારા પરથી મળી આવ્યો. તે મરણ પામ્યો ન હતો પરંતુ તેની અને મૃત્યુની વચ્ચે વિશેષ અંતર રહેલું લાગતું ન હતું. તે રેતી પર મૂર્ચ્છિતાવસ્થામાં પડેલો હતો. હરિપ્રસાદે તેને પોતાના વફાદાર મીસ્ત્રી **શામ**જી તરીકે ઓળખાવ્યો. અહીં એક ડોકટરને પણ બોલાવવામાં **આ**વ્યો હતો. તેણે **શામ**જીની તપાસ કરીને તેને તેના મકાન પર લઇ જવાનું સૂચવ્યું. **શામ**જીને તુરત જ એક ખાટલી પર ઉચકી તેના મકાન પર લઇ ગયા અને ત્યાં બિછાનામાં સુવાડયો.

તેને આવી રીતે બેભાન સ્થિતિમાં કિનારા ઉપર પડેલો જોઇને હરિપ્રસાદને અત્યંત આશ્ચર્ય થયું હતું. તેણે કોઇ પણ રીતે **શામ**જીને શુદ્ધિમાં લાવવા માટે ડોકટરને ભલામણ કરી અને સારા બદલાની આશા આપી તેને જલદીથી આરામ કરવા સૂચવ્યું.

હરિપ્રસાદ બાપડો શોકમાં ગિરફતાર બની ગયો હતો. કારણ કે તેના વીશે મેનેજરો એકી સાથે આ ભયંકર અકસ્માતનો ભોગ થઇ

પડયા હતા. આવો અકસ્માત કોઇ દિવસ નહિ ને આજે જ કેવી રીતે થયો હશે તેની તે બિલકુલ કલ્પના કરી શકયો નહિ. તેનું આખું શરીર ધ્રૂજતું હતું અને તમામ લોહી જાણે મગજ તરફ ધસતું હતું. તેના પેલા મિત્રો તથા માણસોને હરિપ્રસાદની આવી સ્થિતિ જોઇને તેની તબીયત બગાડવાની બીતિ લાગવાથી તેઓ તેને સમજાવીને વસંત વિહારમાં લઇ ગયા. કેમ કે અહીં હવે તે કશું પણ વિશેષ કરી શકે તેમ ન હતું.

——:o:——

## પ્રકરણ ૪થું.

### અકસ્માત શાથી થયો ?

આ બનાવે જેટલો ખળભળાટ વસંતપુરમાં નહોતો મચાવ્યો, તેથી અનેકગણો ખળભળાટ મુંબઇમાં થઇ રહ્યો હતો. કારણ કે તે દિવસનાં સ્હાંજનાં વર્તમાનપત્રોમાં વસંતપુરની આ ભયાનક ઘટના વિષે પુષ્કળ વિગત સાથે હકીકત પ્રકટ થઇ હતી. મોટા અને જાડા અક્ષરથી "મોટરનો હૃદયભેદક અકસ્માત—પૂલ તુટવાથી એકી સાથે બાવીશ માણસોની ખુહારી" એવી રીતે છાપેલા કાગળો ખૂલ્લા રાખીને ફેરીઆઓ વર્તમાનપત્રો વેચવાની હરિફાઇ કરી રહ્યા હતા. બીજા તથા ત્રીજા દિવસનાં વર્તમાનપત્રોમાં પણ આ બનાવને લગતી વિશેષ હકીકત તથા ચર્ચા પ્રકટ થવા લાગી.

આ સંબંધમાં એવી હકીકત બહાર આવી કે આ બનાવથી હરિપ્રસાદ અત્યંત લેવાઇ ગયા છે અને તેમની તન્દુરસ્તીને હરકત પહોંચવાની બીતિ રહે છે. કેમ કે તેમના મગજ પર મોટો ધક્કો લાગ્યો છે. વળી વર્તમાનપત્રોના તંત્રીઓ આગળ વધીને આ અકસ્માત શાથી થયો તેનું કારણ શોધવાની અને પ્રકટ કરવાની ઉકમાઇમાં એવું પણ જણાવતા હતા કે એ લાકડાનો પૂલ ઘણો જ મજબૂત હતો, આજ સુધી અનેક મોટર અને આના કરતાં યે વધારે વજનવાળા ખટારા તેના ઉપરથી પસાર થવા છતાં તેને કદિ પણ

અકસ્માત થયો નથી. એ ઉપરથી એવું અનુમાન સ્હેજે થઇ શકે કે કોઇએ ઇરાદા પૂર્વક આ કાવતરૂં રચેલું હોવું જોઇએ. પોલીસને પણ તેની ગંધ આવી છે. પરંતું એટલું તો ખરૂં કે આ કાવતરૂં રચનાર માણસ દિવાનો હોવો જોઇએ. કારણ કે જેનું મગજ ઠેકાણે હોય તેવો માણસ એકી સાથે આવી રીતે વીશ બાવીશ માણસોનો નાશ કરવાનું કરપીણ કૃત્ય કરવાની કદિ પણ હિમ્મત કરે નહિ.

તંત્રી મહાશયો આટલો જ અભિપ્રાય આપીને બેસી રહ્યા નહિ પરંતુ મુંબઇના પોલીસ કમિશ્નરને પોતાના છૂપી પોલીસ ખાતાના બાહોશ અને અનુભવી અધિકારીને વસંતપુર મોકલી આ ઊંડા કાવતરાનો તાગ લાવવાની ભલામણ પણ કરવા લાગ્યા.

બઇના એક સરકારમાં લાગવગ ધરાવતા અંગ્રેજી દૈનિક પત્રે તો આ વિષયમાં મોટો અગ્રલેખ ચિતરી મારી તેને એટલું બધું મહત્ત્વ આપ્યું કે મુંબઇના પોલીસ કમિશ્નરને પણ હવે તેની ઉપેક્ષા કરવાનું યોગ્ય લાગ્યું નહિ.

મુંબઇ અને બહારગામના લાખો માણસો જ્યારે આવી ઘટનામાં રસ લેતા હોય ત્યારે મુંબઇનો બાહોશ અને અદ્વિતીય ડિટેક્ટિવ સોરાબજી અને તેનો ચાલાક મદદનીશ રૂસ્તમ આ બનાવથી બેખબર રહે તે માની જ કેમ શકાય ?

રાબજી મુંબઇમાં ગ્રાન્ટરોડ પર આવેલા પોતાના મકાનના દિવાનખામાં બેઠો હતો. તેનો શિકારી કૂતરો 'નેપોલીઅન' તેના પગ પાસે અર્ધનિદ્રિત અવસ્થામાં બેઠો હતો; જ્યારે બહાર એક છોકરાએ બૂમ મારવાથી રૂસ્તમ આજનું વર્તમાન પત્ર ખરીદવાને માટે નીચે ગયો હતો.

તે એક વર્તમાન પત્ર વાંચતો વાંચતો દિવાનખાનામાં આવ્યો અને બોલ્યોઃ " સાહેબ ! અહીંના છૂપી પોલીસ ખાતાએ પેલો મોટર અકસ્માતનો કેસ હાથમાં લીધો છે. ઇન્સ્પેક્ટર વિકાજી વસંતપુર જઇ પહોંચ્યાનું પ્રકટ થયું છે."

"એમ !" સોરાબજી બોલ્યો: "ત્યારે તો એ થોડા સમયમાં જ ખરો મુદ્દો શોધી કાઢશે. અહીંના છૂપી પોલીસ ખાતામાં વિકાજી જેવો હુશિયાર અને અનુભવી ઇન્સ્પેકટર બીજો ભાગ્યે જ મળશે. આપણને પેલા મણીલાલના કેસમાં તેની સાથે કામ કરવાનો પ્રસંગ પડ્યો છે. તે ઉપરથી એટલું કહી શકાય કે તે યુવાન હોવાથી કોઇ કોઇ વાર અધીરો બની જાય છે અને ઉતાવળમાં કદાચ ભૂલ પણ કરી દે છે. પરંતુ વખતના વહેવા સાથે તે ધીરો બની જશે. તે ખામી બાદ કરતાં પ્રથમ પંક્તિનો ડિટેક્ટિવ કહી શકાય. જો આ મોટરના અકસ્માતના કેસમાં કશું પણ રહસ્ય હોય—હું માનું છું કે હોવું જ જોઇએ—તો વિકાજી ત્યાં ગએલો હોવાથી થોડા જ સમયમાં કાંઇક નવીન જાણવાનું મળી આવશે એવી મારી માનિનતા છે."

સોરાબજીની માનિનતા ખોટી ન હતી. અલ્પ સમયમાં જ આ રહસ્ય ઉપર નવીન પ્રકાશ નાંખનારી બાતમી પ્રકટ થઇ. બીજે દિવસે સ્હવારે "મુંબઈ સમાચાર"માં મોટા અક્ષરોથી નીચેનું મથાળું કરવામાં આવ્યું હતું:—

**"મોટર અકસ્માતના કેસમાં થયેલી ધરપકડ."**

આ કેસમાં સોરાબજીને પ્રથમથી જ રસ પડયો હતો; અને તેમાં પણ ઉત્તરોત્તર પ્રકટ થતી રહેલી હકીકતથી તથા આજના પત્રમાં આવું મથાળું વાંચવાથી તેની રસવૃત્તિ વિશેષ જાગૃત બની. એથી તે આતુરતાપૂર્વક આ મથાળા નીચેના સમાચાર વાંચી ગયો.

તે આ પ્રમાણે હતા:—

"મુંબઇની છૂપી પોલીસ ખાતાના ઇન્સ્પેક્ટર વિકાજીએ વસંતપુરના ભયંકર મોટર અકસ્માતનો કેસ હાથમાં લઇને પોતાની તપાસ શરૂ કર્યાને હજુ પૂરા ૭ કલાક પણ થયા નહિ હોય તે પહેલાં આ કેસના સંબંધમાં એક માણસને પરહેજ કર્યો છે. તેણે ચલાવેલી બારિક તપાસને અંતે એવું તેના જાણવામાં આવ્યું છે કે બાવીશ માણસોની સાથે આ અકસ્માતનો ભોગ થયેલી મોટરગાડી જે પૂલ ઉપર થઇને પસાર

થતી હતી, તે પૂલને ઇરાદાપૂર્વક, આવું ભયંકર પરિણામ લાવવાને માટે, અગાઉથી કોઇએ નુકસાન પહોંચાડયું હતું; અને એ નુકસાન પહોંચાડવાના સંબંધમાં વિકાજીને શામજી નામના માણસ ઉપર શક આવવાથી તેને પરહેજ કરવામાં આવ્યો છે.

"જે વસંત વિહારની જગ્યામાં આ અકસ્માત થવા પામ્યો હતો, તે સ્થાનમાં આ શામજી મીસ્ત્રી તરીકે નોકરી કરે છે. તે આ પૂલથી થોડે દૂર બેભાન સ્થિતિમાં મળી આવ્યો હતો. હજી તમામ વિગતો બહાર પડી નથી. પરંતુ અમે માનીએ છીએ કે આ શામજીને અટકમાં રાખવાને માટે મજબૂત અને ચમકાવનારી બાતમી મી. વિકાજીએ મેળવી છે."

"આ વાંચી જો." સોરાબજીએ રૂસ્તમને "મુંબઇ સમાચાર" આપતાં કહ્યું: "મેં કાલે જણાવ્યું હતું તે પ્રમાણે વિકાજી આગળ વધવા લાગ્યો છે."

તે હકીકત વાંચ્યા પછી રૂસ્તમ બોલ્યો: "આ શામજીના વિરૂદ્ધમાં વિકાજીએ શા પૂરાવા એકઠા કર્યા હશે?"

"એ તો જ્યારે માજીસ્ટ્રેટના સન્મુખ તેને આરોપી તરીકે ઊભો કરવામાં આવશે ત્યારે આપણે જાણીશું. શરૂઆતમાં આ શામજી પૂલથી થોડે દૂર કિનારા ઉપર બેભાન સ્થિતિમાં પડેલો જોવામાં આવ્યાનું મારા વાંચવામાં આવેલું ત્યારે મને પણ એ બનાવ વિચિત્ર લાગ્યો હતો. છતાં પણ તેને પરહેજ કરવાના સમાચારથી તો મને એ કરતાં યે વિશેષ આશ્ચર્ય થયું છે." સોરાબજીએ પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

---

# પ્રકરણ ૫ મું.

## "તે નિર્દોષ છે !"

સોરાબજીએ એવી કલ્પના કરેલી કે જ્યારે **શામજીને** માજીસ્ટ્રેટ સન્મુખ રજૂ કરવામાં આવશે ત્યારે આ કેસને લગતી વિશેષ વિગત તેમના જાણુવામાં આવશે. પરંતુ તે કરતાં ઘણા વ્હેલા આ કેસને લગતા કેટલાક સમાચાર જાણવાનું તેમના પ્રારબ્ધમાં માંડયું હતું. જે દિવસે સ્હવારે પ્રસ્તુત ચમકાવનારા સમાચાર તેમના વાંચવામાં આવ્યા હતા, તે જ રોજ રાત્રે ભોજન કર્યા પછી તે બન્ને જણા વાતો કરતા બેઠા હતા એ વખતે એક વિકટોરિયા નીચે તેમના મકાન પાસે આવીને ઊભી રહી ગઈ. એક મીનિટ પછી તેમની ગૃહરક્ષિકા **માણેકબાઇ** એક વિઝિટિંગ કાર્ડ લઇને ઉપર આવી.

" સાહેબ ! એક ગૃહસ્થ આપને મળવાને માટે આવેલ છે. " તેણે જણાવ્યું.

" વારૂ, વિઝિટિંગ કાર્ડ હાથમાં લઇને તેમાં દૃષ્ટિ કરતો **સોરાબજી** બોલ્યો : '**લાલશંકર ધીરજરામ યાજ્ઞિક**–આચાર્ય–' 'ભારત હિન્દુ વિદ્યાર્થીગૃહ'–'ફાઉન્ટન રોડ, પરેલ.' તે મને શા માટે મળવા માગે છે ? "

" એ તો મને ખબર નથી. પણ તે કહે છે કે જીવન–મરણનો પ્રસંગ છે અને તે માટે આપને મળવાની ખાસ જરૂર છે. "

"અહો ! એ પ્રમાણે તેણે કહ્યું છે ? " **સોરાબજીએ** તેની સામે દૃષ્ટિ રાખીને પ્રશ્ન કર્યો.

"હા જી, તેણે મને કહ્યું કે '**સોરાબજી** શેઠ કશા અગત્યના કાર્યમાં રોકાયા ન હોય, તો એક જીવન–મરણના પ્રસંગ બાબત હું તેમની સલાહ અને સહાય માટે આવ્યો છું."

"રૂસ્તમ !" સોરાબજીએ કહ્યું: 'ભારત હિન્દુ વિદ્યાર્થીગૃહ'નો રિપોર્ટ જો જોઇ. તેનો આચાર્ય આ જ છે કે કોઇ બીજો ? આજ કાલ આપણા શત્રુઓ વધી પડેલા હોવાથી સાવધ રહેવાની જરૂર છે."

જ્યાં આવી સંસ્થાઓના રિપોર્ટ રાખવામાં આવતા હતા ત્યાંથી આ રિપોર્ટની એક પ્રત રૂસ્તમે શોધી કાઢી અને તેમાં જોઇને તે બોલ્યો: "હા જી, આચર્ય તો તે જ છે."

"વારૂ, ઊભો રહે—અંદર તપાસ—તેના સંબંધમાં કશી વિશેષ માહિત આપવામાં આવી છે ?"

"હા જી," રૂસ્તમે આચાર્યના સંબંધમાં રિપોર્ટમાં જે ઉલ્લેખ કરવામાં આવ્યો હતો તે વાંચવાની શરૂઆત કરી. શરૂઆત કરવાની સાથે જ તે ચમકયો અને બોલ્યો: "ઘણું જ આશ્ચર્યકારક !"

"કેમ શું છે ? આશ્ચર્યકારક શા માટે ?"

"રિપોર્ટમાં જણાવ્યું છે કે 'શ્રીયુત લાલશંકર ધીરજરામ યાજ્ઞિક ચાલુ વર્ષમાં આ વિદ્યાર્થીગૃહના આચાર્ય તરીકે નિમવામાં આવ્યા છે. તેઓ તે પહેલાં ન્ટાકુઝની 'આર્ય વિદ્યાશાળા'માં સંસ્કૃતના અધ્યાપક હતા અને તે પહેલાં સુરતની સંસ્કૃત પાઠશાળામાં પણ તેમણે કેટલોક સમય કામ કર્યું હતું અને તેની અગાઉ તે વસંતપુરની સંસ્કૃત પાઠશાળામાં આચાર્ય તરીકે હતા."

"વસંતપુર !" સોરાબજીએ ઉદ્દગાર કાઢયો: "એ તો જે સ્થળે— માણેકબાઇ ! મી. યાજ્ઞિકને અહીં મોકલો—તુરત જ મોકલો."

માણેકબાઇના ગયા પછી તે પુનઃ બોલ્યો: "વસંતપુર તો પેલી મોટરનો અકસ્માત જ્યાં બન્યો છે તે જ ગામ. મી. યાજ્ઞિક એ સંબંધમાં અહીં આવ્યા હશે ?"

"મને પણ એવું જ લાગે છે, સાહેબ !"

સોરાબજી આતુરતા પૂર્વક દ્વાર સામે જોઇ રહ્યો હતો. દ્વાર ખૂલ્યું અને 'ભારત હિન્દુ વિદ્યાર્થી ગૃહ'નો આચાર્ય અંદર આવ્યો.

"મી. યાજ્ઞિક ! આ ખુરસી પર બેસો." સોરાબજી માનદર્શક

સ્વરે બોલ્યો અને પોતે આગંતુકના ચ્હેરાનું બરોબર અવલોકન કરી શકે એવી રીતે પોતાની ખુરસી ફેરવી.

યાજ્ઞિક શાંત, ગંભીર અને ઉમદા સ્વભાવનો હોય એમ તેના ચ્હેરા પરથી પ્રતીત થતું હતું. તેનો પોશાક સાદો ખાદીનો હતો. ખાદીનું ટુંકા પનાનું ધોતીયું, લાંબુ પહેરણ અને સફેદ ટોપી. ગળામાં રૂદ્રાક્ષની માળા હતી. હાથમાં વાંકા હાથાવાળી સાદી લાકડી હતી. તે શરીરે એકવડીયા બાંધાનો હતો અને તેનો ચ્હેરો પણ ભરાવદાર ન હતો. પરંતુ તેનાં નેત્રોમાં દિલસોજી, દયા અને ઔદાર્ય પ્રકટ થતાં હતાં.

"મહાશય ! અત્યારે આપનું શા કારણ અર્થે અહીં પધારવું થયું છે ?" સોરાબજીએ પૂછ્યું: "આપના વિઝિટિંગ કાર્ડ ઉપરથી આપ 'ભારત વિદ્યાર્થી ગૃહ'ના આચાર્ય છો એમ સમજી શકાય છે અને તેના ગત વર્ષના પ્રકટ થયેલા રિપોર્ટ પરથી જોઇ શકાય છે કે આપે અગાઉ વસંતપુરની સંસ્કૃત પાઠશાળામાં આચાર્ય તરીકે કામ કરેલું છે. મહાશય ! આટલી સાવચેતી રાખવા માટે આપ મને ક્ષમા કરશો. અમે ડિટેક્ટિવો ક્યારે અને કોની દ્વારા આપત્તિમાં આવી પડીશું તે નક્કી ન હોવાથી અમારે ક્ષણે ક્ષણે સંભાળ રાખવી પડે છે."

"એમાં મને માઠું લાગવાનું કારણ જ નથી. હું અગાઉ વસંતપુરની પાઠશાળામાં હતો. આપે મને મુલાકાતની તક આપી તે માટે હું અંતઃકરણ પૂર્વક આભાર માનું છું. હું અહીં વસંતપુરના સંબંધમાં જ આવેલો છું. થોડા દિવસ પહેલાં ત્યાં એક ભયંકર અકસ્માત થયો હતો."

"પેલી મોટરગાડીને અકસ્માત થયો હતો તે જ ને ?"

"હા, તે જ. તેની વિગત તમારા જાણવામાં હોય એમ લાગે છે."

"વર્તમાનપત્રોમાં જે વિગત પ્રકટ થઇ છે તે મારા જાણવામાં છે. એ કેસમાં મને રસ પડવાથી હું તેના તરફ ખાસ લક્ષ આપું છું."

"ત્યારે એ વિષયમાં મારે તમારી પાસે પ્રાથમિક ખુલાસા કરવાની જરૂર રહેતી નથી." તે બોલતો બોલતો અટકી ગયો. કારણ કે તેને હાંફ ચઢી હતી. તેનું મગજ અત્યારે ઉશ્કરાયેલું હોય એમ લાગતું હતું.

"આજે સ્હવારે મારા વાંચવામાં આવ્યું છે કે પોલીસે **શામજી** નામના મીસ્ત્રીને આ કેસના સંબંધમાં પકડ્યો છે." **સોરાબજી** બોલ્યો.

"હા, તે **શામજી** મીસ્ત્રીના સંબંધમાં જ હું તમારી પાસે આવ્યો છું." **યાજ્ઞિક** આતુરતા પૂર્વક બોલ્યો.

"તમે તેને પિછાનો છો ?"

"ઘણી જ સારી રીતે. **સોરાબજી** શેઠ ! હું તમને વિનતિ કરૂં છું કે તમે તેને મદદ કરો. શેઠ સાહેબ ! હું શ્રીમંત નથી. પરંતુ જો તમે તેનો કેસ તમારા હાથમાં લેવાની મહેરબાની કરશો તો હું ગમે તેમ કરીને એક હજાર રૂપીઆની રકમ તે માટે એકઠી કરી શકીશ."

**યાજ્ઞિકે** દર્શાવેલી આતુરતાથી **સોરાબજીના** મન ઉપર સારી અસર થઇ. તે તેની સામે જોઇને બોલ્યો : "તમે મારી પાસેથી શી મદદની આશા રાખો છો ?"

"એ બાપડાને કેદમાંથી મુક્ત કરાવો."

"પરંતુ એવી આશા તમે કયા મુદ્દા ઉપર રાખો છો ?"

"મારો મુદ્દો એટલો જ છે કે **શામજી** તદ્દન નિર્દોષ છે અને તેને ગેરવાજબી રીતે પકડવામાં આવ્યો છે."

"તેની નિર્દોષતાના પૂરાવા તમારી પાસે છે ? જો હોય તો તે રજૂ કરવાથી મારી સહાય સિવાય પણ કોર્ટ તેને મુક્ત કરી દેશે."

"સાહેબ ! મુશ્કેલી જ ત્યાં છે." **યાજ્ઞિક** નિરાશાપૂર્વક બોલ્યો: "મેજીસ્ટ્રેટ કિંવા પોલીસ અધિકારીને વજનદાર લાગે એવો કશો પણ પૂરાવો મારી પાસે નથી."

"તો પછી તે નિર્દોષ હોવાનું તમે શા આધારે કહો છો ?"

યાજ્ઞિક બોલ્યો: "તેનો આધાર મારી પાસે કશો પણ નથી. માત્ર મારો અંતરાત્મા કહે છે કે તે નિર્દોષ છે. તેને હું ઘણાં વર્ષોથી ઓળખું છું. હું વસંતપુરમાં હતો 'ત્યારે મેં ત્યાં ' જ્ઞાન પ્રચારક મંડળની ' સ્થાપના કરી હતી. એ મંડળનો તે સભ્ય હતો. તે મારા ગીતાના પ્રવચનમાં અત્યંત રસ ધરાવતો હતો અને કેવળ ધાર્મિક જીવન ગાળતો હતો. તેના હસ્તે આવું કૃત્ય થાય એ માનીજ શકાય નહિ."

સોરાબજી યાજ્ઞિકની સામે જોઇ રહ્યો હતો. યાજ્ઞિક ધર્મવાન પુરુષ હતો. તે આ બધું અંતઃકરણ પૂર્વક બોલતો હતો અને તે સવ સાચું પણ હોઇ શકે. પરંતુ એ મુદ્દા ઉપર આગળ વધીને શામજી નિર્દોષ હોવાનું કોર્ટ સન્મુખ સાબિત થઇ શકે નહિ. કેમ કે કોર્ટ અંતરાત્માની માનિનતા કરતાં પ્રત્યક્ષ બાહ્ય પુરાવા ઉપર વિશેષ આધાર રાખે છે. એટલે તેણે કહ્યું: "મી. યાજ્ઞિક! હું તમારા કથનનો ભાવાર્થ સમજી શકું છું. પરંતુ મારે સ્પષ્ટ કહેવું જોઇએ કે આવી રીતના કથન ઉપર જડજ કે જ્યુરી આધાર રાખીને શામજીને મુક્ત કરે એ બની શકે તેવું નથી."

"હું પણ તે પૂર્ણપણે જાણું છું અને તેટલા માટે જ તમારી પાસે આવ્યો છું. મારી તમને વિનતિ છે કે તમે બાહ્ય પુરાવા એકઠા કરો અને શામજીની નિર્દોષિતા સિદ્ધ કરી આપો."

"તે દોષિત નથી એવું સિદ્ધ કરી આપવાનું કાર્ય અત્યંત મુશ્કેલ છે, હા, જો બીજો કોઇ દોષિત હોવાનું સાબિત કરી શકાય તો આપણે શામજીને નિર્દોષ ઠરાવી શકીએ. પરંતુ જે મારા વાંચવામાં આવ્યું છે તે ઉપરથી હું આશા રાખી શકતો નથી."

"તમારૂં કહેવું બરાબર છે. પોલીસે એવો પુરાવો એકત્ર કર્યો છે કે મોટરના વજનથી પૂલનું નીચેનું 'પાટીયું' તૂટી પડે તેટલા ખાતર તેને વહેરવામાં આવેલ છે. આ પૂરાવો શામજીની વિરૂદ્ધ જાય છે. પરંતુ તે પોતાના ધર્મના સોગનપૂર્વક તેણે એવું કશું પણ કર્યું નથી એમ જણાવે છે; અને તે જ્યારે ધર્મના સોગન ખાય છે ત્યારે હું

માનું છું કે તે સત્ય જ કહે છે. કારણ કે તેના ધર્મપ્રેમનો મને પૂર્ણ અનુભવ છે."

"આ બધું તમારા જાણવામાં કેવી રીતે આવ્યું ? તમે તેને મળ્યા હતા ?" સોરાબજીએ આ ધાર્મિક વૃત્તિવાળા સજ્જન તરફ પ્રશંસાપૂર્ણ દૃષ્ટિએ જોઇને પ્રશ્ન કર્યો.

"ના, હું તેને મળ્યો નથી. કેમ કે હું મારૂં વિદ્યાર્થીગૃહ છોડીને બહાર ગયો જ નથી. પરંતુ તેની વિધવા પુત્રી જે પોતાની માતાના અવસાન પછી પોતાના પિતાની સાથે જ રહે છે તેને હું મળ્યો હતો. તે બાળ વિધવા છે અને તે પણ પવિત્ર અને ધાર્મિક જીવન ગાળે છે. તેના પિતાની ઇચ્છાથી તે આજે મને મળવાને માટે અહીં મુંબઇ આવી હતી. તેણે મને મદદ કરવાની વિનતિ કરી અને આ ઘટનાના સંબંધમાં જે હકીકત તેના જાણવામાં હતી તે મને જણાવી. મારાથી બની શકે તેટલું કરવાનું મેં તેને વચન આપ્યું છે. તેટલા માટે જ હું તમારી પાસે આવ્યો છું. હું તમને અત્યંત આગ્રહપૂર્વક વિનતિ કરૂં છું કે તમે શામજીની નિર્દોષિતા સિદ્ધ કરી આપો અને પિતા પુત્રી બન્નેનાં જીવનનું રક્ષણ કરો."

"જો આ માણસ નિર્દોષ હોય તો તેને મદદ કરવાને હું તૈયાર છું. પરંતુ આગળ ચાલવાને માટે મારી પાસે કાંઇ આધાર તો જોઇએ ને. પોલીસે શા અને કેવા પુરાવા એકઠા કર્યા છે એ તમારા જાણવામાં છે ?"

"ના, કેમ કે તેની દીકરી એ કશું જાણતી નથી. તે માત્ર એટલું જ કહે છે કે તેનો બાપ નિર્દોષ છે. બાકી આવતી કાલે માજીસ્ટ્રેટ સન્મુખ આ કેસ રજૂ થવાનો હોઇ ત્યાં પુરાવા દાખલ થશે. હું તે સાંભળવાને માટે તથા શામજીને મારાથી બનતું આશ્વાસન આપવાને માટે ત્યાં જવાનો છું."

સોરાબજી એકાએક નિર્ણયપર આવી ગયો અને બોલ્યો: "આવતી

કાલે તમે વસંતપુર જવાના છો ? ત્યારે હું તમારી સાથે આવીશ. ત્યાં હાજર રહેવાથી કેટલીક અગત્યની હકીકત આપણે જાણી શકીશું."

તે એકાદ–બે પળ મૌન રહ્યા પછી બોલ્યો : " શામજી નદીના કિનારા ઉપર બેભાન સ્થિતિમાં પડેલો મળી આવ્યો હતો, એ વિષયમાં તેનું શું કહેવું છે ?"

"તે એમ કહે છે કે કિનારાપર જઇને તે નદીમાં પડેલી મોટરની સ્થિતિનું લક્ષપૂર્વક અવલોકન કરતો હતો એ વખતે એક માણસ છૂપી રીતે તેની પાછળ આવ્યો અને તેણે તેને ધક્કો મારીને નદીમાં પાડી દીધો. તે તરતો તરતો કેટલાક અંતરપર આવીને કિનારે પહોંચ્યો અને ત્યારપછી તુરત બેભાન બની ગયો."

"બેભાન બની જવાનું શું કારણ હશે ? મને લાગે છે કે તેને અચાનક ધક્કો મારીને નદીમાં પાડેલો, એથી તેને ફાળ પડી હશે અને વળી પાણીની ઠંડીએ પણ અસર કરી હશે." સોરાબજીએ સૂચવ્યું.

"હા, એ ખરૂં, પણ જ્યારે તે નદીમાં પડયો તે વખતે તેના મસ્તકને ઇજા થઇ હતી. તેથી તે બેભાન બની ગયેલો હોવો જોઇએ."

"તેને ધક્કો મારનાર માણસના દેખાવનું તે વર્ણન કરી શકે તેમ છે ?"

એ માણસના સંબંધમાં તે એટલું જણાવે છે કે તેને દાઢી હતી. તે સિવાય કશું વિશેષ કહી શકતો નથી. હમણાં કેટલાંક વર્ષો થયા શામજીનું આરોગ્ય સારૂં છે. પરંતુ અગાઉ તે અવારનવાર બેભાન બની જતો હતો કારણ કે તેને મગજનું દર્દ હતું."

હવે યાજ્ઞિક જવાની તૈયારી કરવા લાગ્યો. સોરાબજીએ તેને સૂચવ્યું : " આપણે શામજીના બચાવને માટે કોઇ વકીલની ગોઠવણ કરવી જોઇએ."

" તેનો પણ મેં વિચાર કર્યો છે. હું મી. રશ્મિકાન્ત નામના વકીલને ઓળખું છું. તેની સાથે મારે લાંબા સમયથી પરિચય છે. તે વસંતપુરથી ચાર માઇલ દૂર આવેલા કુન્દનપુર ગામમાં વકીલાત કરે છે."

" તે કુન્દનપુરના માજીસ્ટ્રેટની પાસે જ આ કેસ રજૂ થવાનો છે."

" હા, ત્યાં જ. હું આવતી કાલે સ્હવારે પહેલી પેસેન્જર ટ્રેનમાં **ગ્રાન્ટરોડ** સ્ટેશનથી રવાના થઇશ. એટલે તે વકીલને સમજાવવાનો વખત મળી શકે. પહેલી પેસેન્જર સ્હવારે સ્હાડાઆઠ વાગે ઉપડે છે."

" હું પણ તે વખતે **ગ્રાન્ટરોડ** સ્ટેશન ઉપર તમને મળીશ. હવે એક સવાલ કરૂં ? તમને **શામજીનો** લાંબા વખતથી પરિચય છે ?"

" હું આજથી દશ વર્ષ પહેલાં વસંતપુર ગયો હતો ત્યારનો મને તેનો પરિચય છે. તે વખતે **અજીતરાય જાગીરદારે** તેને નોકરીમાં રાખ્યો હતો. વસંત વિહારનો સાંપ્રત માલિક **હરિપ્રસાદ અજીતરાયનો** ભત્રીજો થાય."

" વર્તમાનપત્રોમાં એ મારા વાંચવામાં આવ્યું હતું. હું માનું છું કે **હરિપ્રસાદને અજીતરાયનો** વારસો મળેલો છે."

" હા, **અજીતરાયને** કશું સંતાન ન હતું. વારૂ, સાહેબજી, **સોરાબજી** શેઠ ! તમે આ કેસ હાથમાં લેવાની જે કૃપા દર્શાવી છે તે માટે હું પુનઃ પુનઃ તમારો આભાર માનું છું."

——:o:——

## પ્રકરણ ૬ ઠું.

## યાજ્ઞિક ઉપર હુમલો

લાલશંકર **યાજ્ઞિક** વખતના બચાવને અર્થે પોતાના સ્થાનપરથી અહીં **ગ્રાન્ટરોડ** વિકટોરિયામાં આવ્યો હતો. હવે પૈસાના બચાવને માટે તે ચાલતો **પરેલ** તરફ જવા લાગ્યો. કારણ કે તેની આર્થિક સ્થિતિ સારી ન હતી. તેણે આટલાં વર્ષોમાં કશો બચાવ કર્યો ન હતો. પોતાનો જીવનનિર્વાહ કરતાં જે કાંઇ રકમ બચતી તે ધર્મકાર્યમાં અને પરોપકારમાં ખર્ચી નાંખતો હતો. તેનું અંતઃકરણ દયાર્દ્ર હતું અને તે કોઇનું દુઃખ જોઇ શકતો નહિ.

આ 'ભારત હિન્દુ વિદ્યાર્થી ગૃહ'માં ઉચ્ચ કોમના ગરીબ હિન્દુ

વિદ્યાર્થીઓને માસિક કશી પણ ફી લીધા વગર રાખવામાં આવતા હતા. ત્યાં તેમને માટે રહેવાની તથા ભોજન આદિની વ્યવસ્થા હતી અને તેઓ જુદી જુદી શાળાઓમાં અભ્યાસ કરતા હતા. યાજ્ઞિક તેમના ઉપર દેખરેખ રાખતો અને તેમને ધાર્મિક શિક્ષણ આપતો હતો.

આ વિદ્યાર્થી ગૃહ પરેલમાં ફાઉન્ટન રોડ ઉપર આવેલું હતું. તેની આગળ ન્હાનો બાગ હતો. વિદ્યાર્થી ગૃહની પાછળના ભાગમાં ખૂણામાં એક ન્હાનું મકાન હતું. તેમાં તેનો આચાર્ય યાજ્ઞિક પોતાની પત્ની તથા પુત્રીની સાથે રહેતો હતો. આ વિદ્યાર્થી ગૃહની આસપાસ હલકા વર્ગના અને મોટે ભાગે મજૂરીનું કામ કરનારા લોકો રહેતા હતા. આ લોકોને સુધારવાને માટે–તેમનો ઉદ્ધાર કરવાને માટે, તેમને સદાચરણી બનાવવાને માટે યાજ્ઞિક પોતાનાથી બનતો પ્રયત્ન કરતો હતો.

ગ્રાન્ટરોડથી આ સ્થળ લગભગ બે માઇલ દૂર હતું. યાજ્ઞિક વિક્ટોરિયા ગાર્ડન પાસે આવી પહોંચ્યો. ત્યાંથી પરેલના રસ્તા તરફ આગળ વધીને પછી જમણી દિશા તરફ આવેલા ફાઉન્ટન રોડપર જવા લાગ્યો. રાત્રીના સમયે આ રસ્તા પર અજાણ્યા મનુષ્યે ચાલવાનું સલામતી ભરેલું ન હતું. કેમ કે કેટલાક દારૂડીઆ લોકોનાં ટોળાં અવાર નવાર પસાર થતાં હતાં અને તેઓ રસ્તે ચાલનારની કશા પણ કારણ વગર છેડતી કરતા હતા. પરંતુ યાજ્ઞિકને તેમની કશી પણ ભીતિ ન હતી. કેમ કે આ વિભાગના સર્વ લોકો તેને પિછાનતા હતા અને તેઓ તેના તરફ માનદષ્ટિથી જોતા હતા. અત્યારે પણ તેને જોઇને છાકટા લોકો બાજુ પર ખસી જતા અથવા ઊભા રહીને તેને નમન કરતા.

એ પ્રમાણે કરતાં તે વિદ્યાર્થી ગૃહના કમ્પાઉન્ડ પાસે આવી પહોંચ્યો અને તેણે દરવાજો ખોલીને બાગમાં પ્રવેશ કર્યો. તે બાગમાં બન્ને બાજુએ આવેલી વૃક્ષોની ઘટા વચ્ચે થઇને અંધકારમાં સાંકડા રસ્તા પર થઇને પોતાના મકાન તરફ જતો હતો તે વખતે બે

માણસો વૃક્ષઘટાની પાછળથી અચાનક તેના ઉપર કૂદી પડયા. આ લોકોના ચ્હેરા તે જોઇ શકયો નહિ.

યાજ્ઞિકને લગભગ પંચાવન વર્ષ થવા આવ્યાં હતાં અને તે શરીરે પણ એવો મજબૂત ન હતો. છતાં પણ તે હિમ્મતવાન હતો. એટલે તેણે આ બે જણાની સામે પોતાનો બચાવ કરવાનો પ્રયત્ન કર્યો.

પરંતુ જુવાન જોધ જેવા બે જણાની સામે આ વૃદ્ધ અને અશક્ત પુરુષ એકલો ક્યાં સુધી ટકી શકે ? તેણે પોતાની સામે ધસી આવતા એક માણસને અટકાવવાનો પ્રયત્ન કર્યો. પરંતુ બીજાએ જોરથી તેના કપાળમાં મૂક્કી મારી અને તે મૂક્કીના પ્રહારથી યાજ્ઞિક અર્ધમૂર્ચ્છિત બનીને જમીન પર પડયો.

"પૂરો જ કરી નાંખો." તેણે બે માંહેના એક મનુષ્યને બોલતો સાંભળ્યો.

અને તેમણે તેને અહીં પૂરો જ કરી નાંખ્યો હોત. પરંતુ પહેલો માણસ પોતાના વજનદાર બૂટ વડે જમીનપર પડેલા યાજ્ઞિકની પાંસળીમાં લાત મારવા જતો હતો તે જ વખતે કોઇ માણસ દોડતો ત્યાં આવતો હોય એવો અવાજ સંભળાયો. એક આશરે છવીશ વર્ષનો યુવાન ત્યાં આવી પહોંચ્યો. આ માણસે બહાર રસ્તાપર ચાલતાં આ લોકોની મારામારીનો અવાજ સાંભળેલો હોવો જોઇએ. તેણે જમીનપર એક મનુષ્યને પડેલો જોયો, બીજો તેની છાતી ઉપર પગ તોળી રહ્યો હતો. એટલે તુરત જ ત્યાં પહોંચીને તેણે એ બૂટ મારનારના પડખામાં જોરથી મૂક્કી લગાવી. એથી તે યાજ્ઞિક ઉપરથી કૂદીને દૂર હઠી ગયો અને દુર્ભાગી આચાર્યની પાંસળીનો ખુરદો થતો સ્હેજમાં બચી ગયો.

આ બન્ને જણા આવી રીતે પોતાના ઉપર અચાનક હલ્લો થયેલો જોઇને ગભરાઇ ગયા અને આ નવીન મનુષ્ય ઉપર હુમલો કરવાને બદલે વૃક્ષઘટામાં દાખલ થઇને પલાયન થઇ ગયા.

યાજ્ઞિકને મૃત્યુના મુખમાંથી બચાવનાર યુવક આ લોકોની પાછળ

જવાનો વિચાર કરતો હતો ત્યાં જમીનપર પડેલા મનુષ્યના મુખમાંથી બહાર પડેલો દુઃખપૂર્ણ ઉદ્દગાર સાંભળીને તે અટકી ગયો. આ ઉદ્દગાર ઉપરથી આ મનુષ્યને અત્યંત વેદના થતી હોવાનું તેણે અનુમાન કર્યું અને તે તેની પાસે બેસીને તેને શી ઇજા થઇ છે, તેની તપાસ કરવા લાગ્યો.

એ વખતે આચાર્યે બેઠા થવાનો પ્રયત્ન કર્યો, પરંતુ પુનઃ વેદનાપૂર્ણ ઉદ્દગાર કાઢીને તે જમીન પર પડી ગયો—બેભાન બની ગયો.

"મૂર્ચ્છા આવી લાગે છે." યુવક મનોગત બોલ્યોઃ "હવે મારે શું કરવું ? કોઇની મદદની જરૂર છે."

તે ચોતરફ દૃષ્ટિ કરીને બાગના દરવાજા તરફ ગયો અને બહાર જઇને રસ્તા પર જોવા લાગ્યો. તે જ સમયે દૂરથી એક પોલીસ આવતો તેની દૃષ્ટિએ પડયો. તેણે એ પોલીસને બોલાવીને કહ્યું: "જલ્દી ચાલો, અહીં બાગમાં એક માણસ ઉપર બે જણા હુમલો કરતા હતા. તેઓ ન્હાસી ગયા છે. પરંતુ આ માણસ ઇજા થવાથી બેભાન બની ગયો છે."

સિપાઇ તથા તે બન્ને જણા તુરત જ જે સ્થળે આચાર્ય પડયો હતો ત્યાં આવી પહોંચ્યા. સિપાઇએ પોતાનું ફાનસ ઉંચું કરીને જમીન પર પડેલી વ્યક્તિના મુખ તરફ પ્રકાશ ફેંકયો.

"અરે ! આ તો વિદ્યાર્થીગૃહના આચાર્ય મી. યાજ્ઞિક છે. પણે તેમનું મકાન છે. ચાલો, આપણે બન્ને જણા ઉપાડીને તેમને ત્યાં લઇ જઇએ."

બે મીનિટમાં તેઓ તેમના મકાન પર આવી પહોંચ્યા. તેમના અવાજ ઉપરથી યાજ્ઞિકની પત્નિએ દ્વાર ખોલ્યું. પોતાના પતિને આવી સ્થિતિમાં જોવાથી પ્રથમ તો તે ગભરાઇ ગઇ. પરંતુ થોડી વારે યાજ્ઞિકે નેત્રો ખોલવાથી તેને શાંતિ થઇ.

તેને મકાનમાં મૂકીને સિપાઇ તથા યુવક પેલા બદમાશો બાગમાં છૂપાઇ રહ્યા છે કે કેમ તેની તપાસ કરવાને માટે ગયા. પરંતુ ત્યાં

ચોતરફ તપાસ કરતાં એક પણ વ્યક્તિ બાગમાં જોવામાં આવી નહિ.

છેવટે સિપાઇ બોલ્યો: "હું ચોકી ઉપર જઇને આ બાબતની ખબર આપું એટલે બીજા સિપાઇઓ પણ એ બે જણા ઉપર નજર રાખે. પણ તમે તે લોકોનું વર્ણન આપી શકો તેમ છો ?"

"વિશેષ કહી શકું તેમ નથી. બન્ને જણા ઉંચા કદાવર હતા. તેમનાં વસ્ત્રો હલકા પ્રકારનાં હતાં. એથી વિશેષ હું કશું જણાવી શકું તેમ નથી. કારણ કે તેમના ચ્હેરા બરાબર મારા જોવામાં આવ્યા ન હતા."

"જો તમે એ લોકોને ફરીથી જૂઓ તો ઓળખી શકો ખરા ?"

"હા, તેમના બાંધા ઉપરથી તથા સામાન્ય દેખાવ પરથી ઓળખી શકું. કદાચ તેમને અવાજ ઉપરથી પણ ઓળખી કાઢું. પણ હું હવે મારે ઘેર જાઉં ? મારી સ્ત્રી માંદી છે અને હમેશ કરતાં આજે મને ઘણું મોડું થએલું હોવાથી તે મારી ચિંતા કરતી હશે." યુવક બોલ્યો અને તે વખતે એકાએક તેના વદન ઉપર દિલગીરીની છાયા પ્રસરી રહી.

"ભલે, તમે ઘેર જાઓ. અત્યારે તમારી ખાસ જરૂર નથી. પરંતુ તમારૂં શિરનામું આપો. કદાચ પુનઃ તમારી જરૂર પડશે." સિપાઇ બોલ્યો.

યુવક આ માગણી સાંભળીને સ્હેજ અચકાયો. પણ તુરત જ બોલ્યો: "મારૂં નામ **હરિશ્ચંદ્ર મનોહરલાલ દેસાઇ** છે. હું **મઝગા**મમાં **હીરા મોતી**ના માળામાં રૂમ નં. ૪૨માં રહું છું."

"અહીંથી લગભગ દોઢ માઇલ દૂર. એ માળામાં હું ઘણી વાર આવ્યો છું. ત્યાં મારો એક મિત્ર રહેતો હતો. વારૂ સાહેબજી ! હું આશા રાખું છું કે તમે ઘેર પહોંચશો તે વખતે તમારી પત્નીને આરોગ્યનો અનુભવ કરતી જોશો."

**હરિશ્ચંદ્ર દેસાઇ મઝગામ** તરફ જવા લાગ્યો. સિપાઇએ પણ પોલીસ ચોકીનો રસ્તો લીધો. તે મનમાં બબડયો: "આ બિચારો

કોઈ ધંધારોજગાર વગરનો દુ:ખી મનુષ્ય લાગે છે. તેના ચ્હેરા પર કેટલી બધી ઉદાસીનતા પ્રસરી રહી હતી ?"

તેણે પોલીસ ચોકી ઉપર જઇને પોતાના ઉપરિ અધિકારીને તમામ હકીકત નિવેદન કરી. સબ ઇન્સ્પેક્ટરે ચોકી ઉપરના સિપાઇઓને આ વિષયમાં કેટલીક સૂચના કરીને રવાના કર્યા અને ટેલીફોન દ્વારા આ વિભાગના પોલિસ સુપરિન્ટેન્ડન્ટને આ બનાવનો રિપોર્ટ કર્યો. પેલા સિપાઇને વિદ્યાર્થી ગૃહના આચાર્ય લાલશંકરની તબીયત કેમ છે એ સંબંધી તપાસ કરવાને માટે ત્યાં મોકલી આપ્યો.

તે સિપાઇ અહીં આવ્યો તે વખતે ડોકટર આવેલો હતો. યાજ્ઞિકની સ્ત્રીએ તુરત જ વિદ્યાર્થી ગૃહના પટાવાળાને મોકલીને ડોકટરને બોલાવી મગાવ્યો હતો. ડોકટરે યાજ્ઞિકના મસ્તક ઉપરનો ઘા ધોઇ સાફ કરીને તેના પર પાટો બાંધી દીધો તથા શરીરના બીજા ભાગો પર થયેલા બે ત્રણ ઉઝરડાઓ ઉપર પણ દવા લગાવી દીધી. એટલું કર્યા પછી તેણે કહ્યું: "મી. યાજ્ઞિક ! સદ્‌ભાગ્યે વિશેષ ઇજા થઇ નથી. એટલે તમે એક બે દિવસમાં સાજા થઇ જશો. ચિંતા કરશો નહિ."

યાજ્ઞિક બોલ્યો: "મને લાગે છે કે જો તે સમયે પેલો બહાદૂર યુવક મારી મદદે આવી ન પહોંચ્યો હોત તો અત્યારે હું હતો ન હતો થઇ ગયો હોત. પણ તે કોણ હશે ? હું ઘણો જ દિલગીર છું કે ગભરાટને લીધે મારી સ્ત્રી તેનું નામ ઠામ પણ પૂછી શકી નહિ."

"એનું નામ તથા ઠેકાણું મેં લખી લીધું છે. આપને જોઇતું હશે તો હું આપીશ." પેલા સિપાઇએ કહ્યું.

"તો તો ઘણું જ સારૂં. આવતી કાલે હું તેની તપાસ કરીશ. આવતી કાલે હું–અરે પણ ભૂલી કેમ ગયો ?–સ્હવારે તો મારે બહાર ગામ જવાનું છે. ડોકટર ! આવતી કાલે હું બહારગામ જવાને શક્તિમાન થઇ શકીશ, ખરૂં ને ?" યાજ્ઞિકે પૂછ્યું.

"એ તો આવતી કાલે સ્હવારે કેવી સ્થિતિ રહે છે તેના ઉપર આધાર રાખે છે." ડોકટરે જવાબ આપ્યો: "મારી રજા સિવાય બહાર નિકળવું નહિ."

"જો આપ મને રજા નહિ આપો તો ઘણી જ અગવડ પડશે." યાજ્ઞિકે જણાવ્યું અને તેણે ટુંકામાં સોરાબજી સાથે થયેલી ગોઠવણની વાત ડોકટરને કરી.

ડોકટરે કહ્યું: "તમારી વાત સાચી છે, પણ અત્યારે હું ચોક્કસપણે કશું કહી શકતો નથી. બાકી હું એમ માનું છું કે જો રાત્રે તમને શાંત નિદ્રા આવી જશે તો સ્હવારે તબિયત તદ્દન સારી થઇ જશે."

"પણ કાલે સ્હવારે જો હું ગાન્ટરોડ સ્ટેશન ઉપર જઇ શકું નહિ તો સોરાબજી શેઠ મારી રાહ જોશે અને મને નહિ આવેલો જોવાથી શું કરવું તેનો તેમને વિચાર થઇ પડશે. એટલે આજે મને નડેલા અકસ્માતની હકીકત તેમને જણાવવી જોઇએ. હવાલદાર ! તમે મારા ઉપર મહેરબાની કરશો અને ટેલીફોનથી સોરાબજી શેઠને ખબર આપશો ?"

"બેશક, સાહેબ ! હું ચોકીપર જઇને તુરત તેમને ટેલીફોન કરીશ. સોરાબજી શેઠ જેવા મહાન ડિટેકિટવને અનેક કામ હોય. તેમને સ્હવારે સ્ટેશન ઉપર નકામા ખોટી કરી મૂકાય નહિ. મુંબઇના કોઇ પણ મનુષ્ય કરતાં તેમનો સમય વધારે મૂલ્યવાન છે."

સિપાઇ તુરત ચોકી પર ગયો. સોરાબજી જેવા મોટા ડિટેકિટવ સાથે ટેલીફોન દ્વારા સંભાષણ કરવામાં તે ઓછું માન સમજતો ન હતો. એટલે આવી સુંદર તક મળવાથી તે મનમાં ખુશ ખુશ બની ગયો હતો.

તે તુરત ચોકીપર આવ્યો અને સબ ઇન્સ્પેકટરને સર્વ હકીકત જણાવીને તેણે ટેલીફોનની ઘંટડી ચાલૂ કરી તથા યાજ્ઞિકને નડેલા અકસ્માતથી સોરાબજીને ટુંકામાં માહિતગાર કર્યો.

———:o:———

# પ્રકરણ ૭મું.

## ખમીશ ઉપરનું નિશાન.

ટેલીફોન મારફત થયેલા એ સંભાષણની સોરાબજીના મન ઉપર વિજળીના જેવી અસર થઇ. તે રીસીવર તેના હુકમાં ભરાવીને રૂસ્તમ તરફ ફર્યો અને બોલ્યો: "રૂસ્તમ! ચાલ, આપણે અત્યારે ફાઉન્ટન રોડ પર મી. યાજ્ઞિકની પાસે જવાનું છે."

તેણે એકાએક કરેલા નિર્ણય તથા તેની ગંભીરતા ઉપરથી રૂસ્તમ ચિંતાપૂર્ણ દૃષ્ટિથી બોલ્યો: "કાંઇ બન્યું છે, સાહેબ?"

"હા, માર્ગમાં હું તને કહીશ. વખત ઘણો વિતી ગયેલો હોવાથી કદાચ આપણો નેપોલીયન બહુ ઉપયોગમાં નહિ આવી શકે, છતાં પણ તેને આપણી સાથે રાખીએ."

"કાંઇ ગંભીર બન્યું હોય એમ લાગે છે!" રૂસ્તમે વિચાર કર્યો.

પરંતુ મકાનમાંથી બહાર પડયા બાદ એક ભાડુતી મોટરમાં બેસીને તેઓ પરેલ તરફ જવા લાગ્યા ત્યારે સોરાબજીએ ટેલીફોન દ્વારા જે હકીકત પોતાના જાણવામાં આવી હતી તે રૂસ્તમને જણાવી.

રૂસ્તમ છૂટકારાનો દમ ખેંચીને બોલ્યો: "હું માનતો હતો એટલું બધું ખરાબ નથી. હું ધારૂં છું કે રસ્તા પર પસાર થનારા છાકટા કે મવાલીઓએ મી. યાજ્ઞિક ઉપર હુમલો કર્યો હશે અને તે થોડા વખતમાં જ સાજા—"

"આ હુમલો કરનારાઓ સાધારણ દારૂડીયા કે મવાલીઓ હતા એમ માની લેવાની ઉતાવળ ન કર."

"એટલે! આપ શું ધારો છો?"

"હું એમ માનું છું કે આ પણ એક કારસ્થાન છે. હમણાં મને વધુ સવાલ ન કર. જ્યારે એ વિષે હું મી. યાજ્ઞિક સાથે વાત કરીશ ત્યારે તું બધું સમજી શકીશ."

તેઓ થોડા સમયમાં જ વિદ્યાર્થી ગૃહના પ્રવેશ દ્વાર પાસે આવી પહોંચ્યા. તેઓ મોટરને અહીં જ રાખીને અંદર ગયા. યાજ્ઞિક બિછાનાપર સૂતા હતા.

સોરાબજીને અત્યારે અહીં આવેલો જોઇને યાજ્ઞિક આભારદર્શક સ્વરે બોલ્યો: "સોરાબજી શેઠ! તમે કેટલા બધા ભલા છો? પણ આટલી મોડી રાત્રે તમારી નિદ્રામાં ખલેલ પહોંચાડી તમને અહીં બોલાવવાનો મારો ઇરાદો ન હતો. મેં તો માત્ર મારે ખાતર તમારે સ્હવારે ગ્રાન્ટરોડ સ્ટેશન પર ખોટી થઇ રહેવું ન પડે તેટલા માટે આ હકીકતથી તમને વાકેફ કરવાનું કહ્યું હતું."

"મી. યાજ્ઞિક! એ માટે મારી માફ માગવાની જરૂર નથી. તમારા ઉપર થયેલા હુમલાને લગતી વિગત તમારી પાસેથી જાણી લેવાનું મને જરૂરનું લાગવાથી સ્હવાર પડવાની રાહ નહિ જોતાં અત્યારે જ હું આવ્યો છું."

યાજ્ઞિક સોરાબજી સામે આંખો ફાડીને જોઇ રહ્યો. તે બોલ્યો: "આ હુમલાને આટલી બધી અગત્ય આપવાની શી જરૂર?"

"તમે ન સમજ્યા?" ડિટેકિટવ બોલ્યો: "તમારા ઉપર થયેલા આ હુમલાનો પેલા વસંતપુરના બનાવ સાથે સંબંધ હોય એ સંભવિત છે."

"હેં! એ તો મારી કલ્પનામાં પણ ન હતું! એ કેમ બની શકે? હું નથી ધારતો કે એ બે મવાલીઓનો વસંતપુરના બનાવ—"

"તમે અહીં આવ્યા ત્યારપછી આજ પહેલાં કદિ આવા પ્રકારનો હુમલો તમારા ઉપર થયો હતો ખરો?" ડિટેકિટવે પ્રશ્ન કર્યો.

"કદિ પણ નહિ. આ સ્થળે મોટે ભાગે દારૂડીયા, લોફર અને હલકા વર્ગના અનીતિમાન્ લોકો રહે છે. છતાં પણ મારા તરફ તમામ લોકો માનની દૃષ્ટિથી જૂએ છે અને સદ્ભાવ તથા માયા રાખે છે."

"વારૂ, તો પછી એકાએક તમારા ઉપર તમારા વિદ્યાર્થી ગૃહના જ બાગમાં હુમલો થાય છે તેમાં કશો ભેદ હોવો જોઇએ. પરંતુ પ્રથમ જે બન્યું હોય તે બધું મને અનુક્રમમાં વિગતવાર જણાવો."

યાજ્ઞિકે જે હકીકત કહી તે સોરાબજીએ લક્ષપૂર્વક સાંભળી લીધી. તેણે અચાનક આવીને પોતાને સહાય કરનાર હરિશ્ચંદ્રનું નામ તથા ઠેકાણું હવાલદાર પાસેથી મેળવ્યું હતું તે પણ જણાવ્યું.

"એટલું તમારૂં સદ્દભાગ્ય કે આ હરિશ્ચંદ્ર બરાબર વખતે તમારી મદદે આવી પહોંચ્યો."

"તદ્દન ખરૂં છે. મારૂં જીવન તેને જ આભારી છે અને તેથી પહેલી જ તકે તેને મળીને હું તેનો આભાર માનવા ઇચ્છું છું. ઘણો જ બહાદૂર યુવક હતો."

"હું પણ કદાચ તેને મળીશ. પણ હું નથી ધારતો કે તમારા ઉપર હુમલો કરનારાઓના સંબંધમાં તે પોલીસને વિશેષ જણાવી શક્યો હોય."

"ના, એ સ્થળે અત્યંત અંધકાર હતો."

સોરાબજીએ ઓરડામાં ચોતરફ દૃષ્ટિ કરી અને છેવટે તેની નજર ખુરસી ઉપર ટાંગેલાં કાદવથી ખરડાયેલાં વસ્ત્રો ઉપર ઠરી.

"મી. યાજ્ઞિક! એ વખતે તમે આ કોટ પહેર્યો હતો?" તેણે પૂછ્યું.

"હા, સાહેબ! મારી સ્ત્રીએ હમણાં જ તેના ઉપર બ્રશ ફેરવીને માટી ખંખેરી નાંખી છે."

"તેના પર બ્રશ ફેરવી દીધો!" સોરાબજી નાઉમેદીના સ્વરે બોલ્યો: "એ કાંઇ ઠીક થયું નહિ."

"હું ઘણો જ દિલગીર છું. પણ નહિ તો આપ શું કરત?"

"વારૂ–વારૂ, કાંઇ હરકત નહિ. આ પણ એ વખતે તમે પહેર્યું હતું, ખરૂં ને?" એમ બોલતાં સોરાબજીએ બીજી ખુરસીની પીઠ પર લટકતું એક સફેદ ખમીશ ઉપાડ યું.

"હા જી, આજે જ મેં મારૂં મેલું ખમીશ બદલાવીને આ ધોયેલું પહેર્યું હતું. પરંતુ તે હવે ધોવરાવ્યા સિવાય પુનઃ પહેરી શકાય તેવું રહ્યું નથી. બે માંહેના એક માણસે તેને તદ્દન ગંદું બનાવી દીધું છે."

"એ માણસ તમારી છાતી ઉપર પગ મૂકીને કૂદ્યો લાગે છે."

"હા, તે મને તેના એ પગની લાત મારવા જતો હતો ત્યાં હરિશ્ચંદ્રે આવીને એવા જોરથી તેના પડખામાં મૂકી મારી કે પોતાનું સમતોલપણું જાળવવાને માટે તે મારી છાતીપર પગ મૂકીને બીજી બાજુએ કૂદી ગયો."

"અને એ પ્રમાણે કરીને તે તેના પગનું પૂર્ણ નિશાન આપણા અવલોકનને માટે મૂકતો ગયો છે. આ જૂઓ."

"સોરાબજીએ યાજ્ઞિકની સામે ખમીશ ધરી રાખ્યું. તેના છાતી-વાળા ભાગ પર જમણા ભાગમાં કાદવવાળા થયેલા બૂટના તળીયાનું સંપૂર્ણ ચિહ્ન હતું.

"આ વધારે સારો અને કીમતી પુરાવો છે. તે આપણને ઘણો મદદગાર થઇ પડશે." ડિટેક્ટિવે આશા આપી.

"પુરાવો!" યાજ્ઞિકે આશ્ચર્ય દર્શાવ્યું: "પોલીસ મારા ઉપર હુમલો કરનારાની તપાસ ચલાવી રહી છે. પરંતુ હું નથી ધારતો કે તે તેનો પત્તો મેળવી શકે; અને સોરાબજી શેઠ! આ લોકોને પકડવાને માટે તમે જાતે શ્રમ લેવાનું જરૂરી ધારો છો?"

"ના, અત્યારે તો હું કશો શ્રમ લેવાનો નથી; પરંતુ જરૂર પડે ત્યારે તેમનો પિછો લઇ શકાય એવા સાધનની જરૂર છે. કેમ કે તેમનો વસંતપુરવાળા બનાવની સાથે સંબંધ હોય એવી મારી માનિનતા છે."

"આ તમે બીજી વાર કહ્યું. પરંતુ એ કેમ બની શકે? હું એ કેસમાં રસ લઉં છું એ તેમના જાણવામાં શી રીતે આવી શક્યું હશે?"

"એનો જવાબ સ્હેલો છે. શામજીની દીકરીની પાછળ પાછળ તેઓ વસંતપુરથી અહીં સુધી આવ્યા હશે."

"તમારૂં આ સૂચન તદ્દન બંધ બેસતું અને માનવા જોગ છે. પણ એમ કરવાનું કારણ શું?"

"જેણે શામજીની વિરૂદ્ધ આ કારસ્થાન ઊભું કર્યું છે તેણે

તેમને શામજીની દીકરીની હીલચાલ ઉપર નજર રાખવાનું કહ્યું હશે."

"અગાઉ પણ તમે કારસ્થાન વિષે બોલ્યા હતા. એવું કારસ્થાન હોય એમ તમે ખરેખર ધારો છો ?" યાજ્ઞિકે પૂછ્યું.

"શરૂઆતમાં તો એવી મારી કલ્પના માત્ર હતી. પરંતુ તમારા ઉપર થયેલા આ હુમલાની હકીકત જાણ્યા પછી હું ચોક્કસપણે માનું છું કે મારી કલ્પના સાચી છે. આ પગલાનું ચિહ્ન અત્યંત મૂલ્યવાન પુરાવો થઇ પડશે. હું તેનો ફોટોગ્રાફ પાડી લેવા ઇચ્છું છું. ત્યાં સુધી આ ખમીશ આ સ્થિતિમાં સાચવી રાખવાની જરૂર છે."

તેણે પેલા પગલાના ચિહ્નની પુનઃ તપાસ લીધી. "છાપ આબાદ ઉઠી છે." તે બબડયોઃ "રબરનું સોલ હોય તેમ લાગે છે. લગભગ નવો જ છે. રોબીનહૂડ' નું નામ છે અને એક બીજાને કાપતાં તીરોનો ટ્રેડમાર્ક છે. રૂસ્તમ ! આ યાદ રાખી લેજે અને આ ખમીશને સાચવી, કાગળમાં લપેટીને રાખી મૂક."

રૂસ્તમે પેલું નામ અને ટ્રેડમાર્ક પોતાની નોટબૂકમાં ટપકાવી લીધાં અને એક પસ્તીના કાગળમાં ખમીશ લપેટી લીધું. પછી સોરાબજીએ યાજ્ઞિકને તેના ઉપર બાગમાં બરાબર કયે સ્થળે હુમલો કરવામાં આવ્યો હતો એ વિષે પ્રશ્ન કર્યો.

યાજ્ઞિકે તે સ્થળનો નિર્દેશ કર્યા બાદ સોરાબજી ઉઠયો અને બોલ્યોઃ "વારૂ હું હવે જઇશ. આજ રાત્રે આપણને બન્નેને પૂરતા આરામની જરૂર છે. કારણ કે આવતી કાલે આપણને ઘણું કામ રહેશે. કાલે સહવારે વખતસર હું ગ્રાન્ટરોડ સ્ટેશન ઉપર જઇશ. હું આશા રાખું છું કે તબીયત પણ સહવારે સારી થઇ જશે અને તમે ત્યાં આવી શકશો. જો તમે નહિ આવ્યા હો તો તમારી તબીયત સારી નથી એમ હું સમજીશ અને એકલો જ વસંતપુર જઇશ. સાહેબજી !"

"સાહેબજી, સોરાબજી શેઠ ! મને અત્યારે જ ઘણું ઠીક છે. એટલે આવતી કાલે તો હું પુનઃ સાજો સારો બની જઇશ."

તે તથા રૂસ્તમ જે સ્થળે હુમલો થયો હતો ત્યાં આવ્યા. સોરાબજીએ જમીનનું અવલોકન કર્યું તો ત્યાં બૂટનાં ઘણાં ચિહ્ન તેમની દષ્ટિએ પડયાં. તેના અર્ધોઅર્ધ ચિહ્નોમાં પેલા ખમીશ ઉપરના નિશાનના જેવીજ રબરના સોલની સ્પષ્ટ છાપ હતી. તેઓ આ ચિહ્ન જોતા જોતા આગળ વધ્યા અને બાગની દિવાલ પાસે આવી પહોંચ્યા. આ દિવાલ પરથી કૂદીને પેલા બે જણા બહાર ગલીમાં ગયા હશે એવી તેમણે કલ્પના કરી.

તેઓ બહાર નિકળીને ગલીમાં તે સ્થળે ગયા. ત્યાં પણ એ જ રબર સોલનાં બે ત્રણ ચિહ્ન જોવામાં આવ્યાં. પરંતુ આ રસ્તા પર પુષ્કળ માણસોનો જવર અવર હોવાથી અનેક પગલાંનાં નિશાનો હતાં. એથી તેઓ આગળ વધી શકયા નહિ. એટલે એ પ્રયત્ન છોડી દઇને સોરાબજી રૂસ્તમ તથા નેપોલીયન સાથે મોટરમાં બેસીને પોતાના મકાન તરફ હંકારી ગયો.

——:o:——

## પ્રકરણ ૮ મું.

### ગરીબાઇનો ગજબ

વિદ્યાર્થી ગૃહમાં યાજ્ઞિક અને પોતાના મકાનમાં સોરાબજી રાત્રે શાંત અને નિશ્ચિંત નિદ્રાનો ઉપભોગ કરવા લાગ્યા.

પરંતુ એક અન્ય વ્યક્તિ કે જેની સાથે આપણી વાર્તાને સંબંધ છે, તેના નસીબમાં એવી શાન્ત અને નિશ્ચિંત નિદ્રાનો ઉપભોગ કરવાનું માંડેલું ન હતું. તે આપણો બહાદૂર યુવક હરિશ્ચંદ્ર.

તે પોલીસના સિપાઇથી છૂટો થઇને સીધો પોતાના ગૃહ તરફ જવા લાગ્યો. તેણે આચાર્ય યાજ્ઞિકનું હિચકારા હુમલામાંથી રક્ષણ કર્યું હતું. તેમાં તે માનવધર્મ અને પોતાનું કર્તવ્ય સમજતો હતો. પરંતુ પાછળથી એ વિષયના વિચારને તેણે તેના મગજમાંથી હાંકી કાઢયો.

કારણ કે આજ ઘણા દિવસો થયા તેનું મગજ બીજા પણ એથી અધિક મહત્ત્વના વિચારથી ઘેરાયેલું હતું.

તેની પ્રેમાળ અને સુંદર પત્ની નિર્મળા આજ કેટલાક સમયથી માંદી હતી. જ્યારે યુરોપમાં મહાન યુદ્ધ થયું તે વખતે હરિશ્ચંદ્રે સૈનિક તરીકે હિન્દી સૈન્યના ફ્રાન્સના રણક્ષેત્ર પર રાજસેવા બજાવી હતી. તે વખતે જર્મન સૈનિકો સાથે યુદ્ધ કરતાં તેને ગોળી લાગવાથી જખમ થયો હતો. એ જખમ રૂઝાયા બાદ એટલે આજથી ચાર વર્ષ પહેલાં તેનું લગ્ન નિર્મળા સાથે થયું હતું.

લગ્ન સમયે નિર્મળા હૃષ્ટપુષ્ટ ન હતી છતાં તેનું આરોગ્ય સારૂં હતું. દોઢ વર્ષ સુધી તે આરોગ્ય ટકી રહ્યું. પરંતુ ત્યારબાદ તેણે એક પુત્રીને જન્મ આપ્યો અને તેને સુવારોગ લાગુ પડયો.

તે ઉત્તરોઉત્તર નબળી પડતી ગઇ અને રોગગ્રસ્ત માતાનું સ્તન-પાન કરીને ન્હાની બાળકી પણ રોગીષ્ટ બનતી ગઇ.

એથી હરિશ્ચચંદ્રને માતા અને પુત્રી બન્નેની ચિંતા થઇ પડી. તેણે એક સારા ડોકટરની સહાય લીધી. પણ ડોકટર બિચારો શું કરે ? ગમે તેટલા ઉપચાર કરવા છતાં નાની બાળા પૂરી ત્રણ વર્ષની પણ ન થઇ તે પહેલાં પ્રભુએ તેમની પાસેથી પોતાની એ થાપણ ઝુંટવી લીધી. હાય ! આવી સુંદર દેખાવની હસમુખી બાળાનો વિયોગ માતાપિતાને અસહ્ય થઇ પડયો. એક તો નિર્મળા માંદી હતી. તેમાં આ આઘાતથી તેનું શરીર વિશેષ લથડયું.

હવે તો તેની તબીયત એટલી બધી બગડી હતી અને તે એટલી બધી અશક્ત બની ગઇ હતી કે પોતાની પ્રેમમૂર્ત્તિરૂપ પતિદેવની સગવડ સાચવવાને માટે મહા મુસ્કેલીએ ગૃહનું કામકાજ કરી શકતી.

શરૂઆતમાં તો હરિશ્ચંદ્ર એક કામ કરનારી રાખીને તેની પાસે પરચુરણ કામ કરાવવાનું રાખ્યું હતું. એટલે નિર્મળાને વિશેષ શ્રમ પડતો ન હતો. પરંતુ હવે તે સગવડ પણ રહી ન હતી. કેમ કે હરિશ્ચંદ્ર જે શેઠને ત્યાં નોકરી કરતો હતો તેમણે ધંધાની મંદીને

લીધે પોતાની પેઢીમાંથી કેટલાક નોકરો ઓછા કર્યાં હતા. તેમાં હરિશ્ચંદ્ર પણ આવી ગયો હતો.

તે આ નોકરીમાં કશું બચાવી શક્યો ન હતો. કારણ કે તેની પુત્રી અને પત્નીની માંદગીને લીધે દવા વગેરેમાં અને ઘરખર્ચમાં મહિનાનો પગાર ખલાસ થઇ જતો હતો. તેને તેની માતાના મૃત્યુ સમયે મળેલા વારસામાંથી તેણે સો રૂપિયા બચાવી પોસ્ટ ઓફીસમાં મૂકેલા તે તથા તેનું કુલ્લે વ્યાજ મળીને દોઢસો રૂપિયાની રકમ તેની પાસે થઇ હતી.

આ રકમ ઉપર તેની દૃષ્ટિ ગઇ. પરંતુ તે કેટલો સમય ચાલે ? મંદવાડનો ખાટલો અને આવક નહિ. એટલે દોઢસો રૂપિયા તો બે માસમાં ખલાસ થવા આવ્યા. હવે તેને ચિંતા પેઠી અને તે નોકરીની શોધ કરવા લાગ્યો પરંતુ જ્યાં તમામ સ્થળે નોકરો ઓછા કરવાની યોજના અમલમાં મૂકાતી હોય ત્યાં તેનો ટેટો ક્યાંથી ભાઝે ? માત્ર તે ટાઇપરાઇટિંગ અને શોર્ટહેન્ડનું કામ જાણતો હોવાથી થોડા સમયને માટે તેને કામ મળતું અને તે ખલાસ થતાં બીજે સ્થળે નોકરીને માટે ફાંફાં મારવા પડતા. આ પ્રમાણે તે જેમ તેમ ગાડું ગબડાવતો હતો. પરંતુ આવી સ્થિતિમાં વધુ વખત નભી શકે તેવું ન હતું.

જે દિવસની આપણે વાત કરીએ છીએ તે દિવસે તે સહવારે જમીને નોકરીની તલાશમાં જ નિકળ્યો હતો. કેમ કે આજ કેટલાક દિવસથી તેને કશું પણ કામ મળ્યું ન હતું. તે કોટમાં એક પેઢીમાં ગયેલો, પણ ત્યાં આજે શેઠ આવ્યા ન હતા. શેઠનો બંગલો પરેલ ઉપર હતો. એટલે તેમને મળવાને માટે કોટમાંથી ચાલતો પરેલ ગયો. ત્યાંથી કશો આશાજનક જવાબ નહિ મળવાથી તે આખા દિવસના શ્રમથી થાકેલો અને કંટાળેલો ચાલતો મઝગામ તરફ ફાઉન્ટન રોડના ટુંકા માર્ગે જતો હતો. તે વખતે વિદ્યાર્થી ગૃહ પાસે આવતાં બાગમાં યાજ્ઞિકને સહાય કરવાને માટે દોડી ગયો હતો.

હવે તે પોતાની અશક્ત અને રોગગ્રસ્ત પત્ની નિર્મળાનો વિચાર કરતો ગૃહ તરફ જવા લાગ્યો. નિર્મળા મકાનપર એકલી જ હતી. તેની સંભાળ લેવાને માટે કોઇ આયાને રાખવાની તેનામાં શક્તિ ન હતી. પરંતુ તેની પાડોશમાં એક પ્રૌઢ વિધવા બાઇ પોતાના દીકરા સાથે રહેતી હતી. આ બાઇ મહેનતુ, પ્રેમાળ અને ભલા સ્વભાવની હતી. તે આ લોકોને પોતાનાથી બનતી સહાય આપતી અને નિર્મળાનું દુઃખ ઓછું કરવા તે તેને આશ્વાસન આપ્યા કરતી હતી.

હરિશ્ચંદ્ર તેના માળા પર પહોંચ્યો અને ત્રીજા માળપર પોતાના રૂમમાં ગયો. નિર્મળા બપોરથી સ્હાંજ સુધી સૂઇ રહી હતી. પરંતુ અત્યારે બે કલાક પહેલાં ઉઠીને તે પોતાનો ધણી થાકયો પાકયો બહારથી આવે તેને માટે ભાખરી શાક બનાવી, શાવડી ઉપર દુધ ગરમ કરતી બેઠી હતી. તેનો ચ્હેરો ફિક્કો બની ગયો હતો. શરીરમાંથી ઘણું લોહી ઓછું થઇ ગયું હતું. પરંતુ તેના વદનનું નૈસર્ગિક સૌંદર્ય તેનો ત્યાગ કરીને ચાલી ગયું ન હતું. તેનું મૃદુ અને મધુર સ્મિત તેના ઓષ્ટ ઉપર સર્વદા તરવરતું જણાતું હતું.

હરિશ્ચંદ્ર અંદર આવીને બોલ્યો: “વ્હાલી નિરૂ ! હું આજે ધાર્યા કરતાં સ્હેજ મોડો થયો છું. પરંતુ વચ્ચે એક સ્થળે થોડું રોકાણ થયું. ત્યાં મારે મારામારીમાં હોમાવું પડયું હતું.”

નિર્મળાને ફાળ પડી: “મારામારી શાની ?” તેણે પ્રશ્ન કર્યો.

હરિશ્ચંદ્રે ટુંકામાં વિદ્યાર્થી ગૃહના બાગમાં બનેલી ઘટના જણાવી. પરંતુ તેમાં પોતાની હિમ્મત કે બહાદુરી ઉપર વિશેષ ભાર મૂકયો નહિ. કેમ કે આત્મપ્રશંસા તેને બિલકુલ ગમતી નહિ.

“વ્હાલા ! આવા એક વૃદ્ધ પુરુષને મદદ કરવામાં તમે ખરેખર પુન્યનું અને બહાદુરીનું કામ કર્યું છે.” નિર્મળા પ્રેમાળ દૃષ્ટિથી પોતાના સ્વામી તરફ જોઇ રહી.

“એમાં શું ? એ તો મનુષ્ય માત્રની ફરજ છે. મેં કશું વિશેષ

કર્યું નથી.” હરિશ્ચંદ્ર સરલ ભાવથી બોલ્યો અને તેણે નિરૂને પોતાના પાસામાં લઇને તેના ઓષ્ટને ચુંબનથી અંકિત કર્યા.

પછી બન્ને જણા ખાવા બેઠા; ભાખરી, શાક ને દુધ. પરંતુ પ્રેમાળ પત્નીના હાથથી બનેલી રસોઇમાં કેવો સ્વાદ હોય છે તેનો અનુભવ તો એવી પત્ની જેને પ્રાપ્ત થઇ હોય તે જ કરી શકે. તેનું વાણી દ્વારા વર્ણન થઇ શકે નહિ.

જમી રહ્યા પછી નિર્મળાએ આજે આખા દિવસની મહેનતનું કશું પરિણામ આવ્યું કે કેમ એ વિષયમાં પ્રશ્ન કર્યો.

“દરેક સ્થળે નિરાશા જ મારી રાહ જોઇને ઊભી રહી હતી.” હરિશ્ચંદ્રે જવાબ આપ્યો: “કોઇ સ્થળે ઉમેદવારોની સંખ્યા વધારે હોય, કોઇ સ્થળે નોકરો ઘટાડવાનું કામ ચાલતું હોય, કોઇ ઠેકાણે પગારમાં ત્રીશ—ચાળીશ ટકાનો ઘટાડો થતો હોય, તો ત્યાં નવા માણસનો પત્તો ક્યાંથી ખાય? પરંતુ ચિંતા નહિ, આજ નહિ તો કાલ, પરમ દિવસ, ચાર દિવસ પછી પણ હું ઠેકાણે પડી જઇશ.”

નિર્મળાનાં નેત્રો પર અશ્રુબિન્દુ આવી ગયાં. તેણે બીજી તરફ મુખ ફેરવીને એ અશ્રુબિન્દુ લૂછી નાંખ્યાં. પરંતુ એ સ્થિતિ હરિશ્ચંદ્રના લક્ષ બહાર રહી શકી નહિ. તે નિરૂના મસ્તકને પોતાની છાતી સરસું ચાંપીને બોલ્યો: “નિરૂ! વ્હાલી! રડે છે શા માટે?”

“શું કરૂં, નાથ!” તે બોલી: “એ બધો મારો જ વાંક છે. મેં જ તમને હેરાન કર્યા છે.”

“તારો વાંક? તેં મને હેરાન કર્યો! એવું કેમ બોલે છે?”

“હા, જો તમારૂં મારી સાથે લગ્ન ન થયું હોત તો તમે અત્યારે સુખી હોત. મેં તમને એક નહિ અને બીજી રીતે ખર્ચના ખાડામાં ઉતારી દીધા છે. તમે પણ તે જાણો છો.”

“એવું ન બોલ: વ્હાલી!” તેને પુનઃ પોતાના બન્ને હસ્ત વડે આલિંગન આપતો તે બોલ્યો: “વ્હાલી! હું જાણું છું કે

આપણી પાસે અત્યારે ફુટી બદામ પણ નથી. તથાપિ તારા જેવી પ્રેમાળ પ્રિયતમા મારા મનથી લક્ષાધિપતિ શ્રીમંતોના ખજાના કરતાં યે વિશેષ છે. જ્યારે તારા સમાગમમાં હું રહું છું ત્યારે જાણે સ્વર્ગીય સુખ ભોગવતો હોઉં એમ મારા મનને થાય છે. માટે તારાં નેત્રો લૂછી નાંખ અને પુનઃ કદિ પણ આવા શબ્દો ઉચ્ચારીશ નહિ."

તેણે નિર્મળાને એમ ને એમ ઉચકીને બિછાનામાં સૂવાડી અને તે તેની પાસે બેઠો. નિર્મળા થોડા સમયમાં નિદ્રાને આધીન થઈ ગઈ. પોતાની પ્રિયતમાના નિર્દોષ અને પવિત્રતાના પ્રભાવથી તેજોમય દેખાતા મુખમંડળ સામે જોઈ રહ્યો. તેને માત્ર એક જ ચિંતા થતી હતી કે નિર્મળાનું શરીર દિન પ્રતિદિન નબળું પડતું જાય છે. ડૉકટરે પણ અનેક વાર તેને તેની સ્ત્રીની ખાસ સંભાળ રાખવાનું કહ્યું હતું. કેમ કે નિર્મળાનાં ફેફસાં નબળાં હોવાથી તેને ક્ષય લાગૂ પડવાની ડૉકટરને ભીતિ હતી. ડૉકટરે એક કરતાં વધારે વખત તેને સૂચના કરી હતી કે "તમે તમારી સ્ત્રીને મુંબઈની બહાર કાં તો કોઈ સૂકી હવાવાળા પ્રદેશમાં અથવા તો છેવટે જ્યાં પુષ્કળ ખૂલ્લી હવા અને પ્રકાશ સતત મળ્યા કરે તેવા સ્થળે લઈ જાઓ તો સારૂં. મુંબઈમાં ધીમે ધીમે તે અશક્ત બનશે અને અંતે તેનું શરીર છૂટી જશે; જ્યારે ગામડાની ખૂલ્લી હવા તેને ઘણો જ સારો લાભ કરશે."

આ શબ્દોનું હરિશ્ચંદ્રને અનેક વાર સ્મરણ થતું. પરંતુ તે બિચારો તેની સ્ત્રીને કેવી રીતે બહારગામ લઈ જાય? તેની પાસે પૈસા ક્યાં હતા? જ્યાં પેટનો ખાડો પૂરવાને માટે આભ ને ધરતી એક કરવાં પડતાં હતાં, ત્યાં બહારગામ લઈ જવાનું ખર્ચ ક્યાંથી કરવું?

અત્યારે પણ આ જ વિચાર તેના મનમાં ચાલી રહ્યો હતો. "અત્યારે જો હું આને માથેરાન કિંવા કોઈ ન્હાના ગામડામાં ખૂલ્લી હવામાં લઈ જાઉં તો તેનાં ફેફસાં મજબૂત થાય, ફિક્કા ગાલ પર

સુરખી આવે, શરીરમાં લોહી વધે અને તેની અશક્તિ એકદમ અદૃશ્ય થઇ જાય. પણ–પણ—" તેનો વિચાર આગળ વધી શકયો નહિ. હાય ! મુંબઇમાં આવાં કેટલાં કુટુમ્બો હશે?

તેનાં નેત્રોમાંથી ખરખર અશ્રુ વહેવા લાગ્યાં. તે પોતાના બિછાનામાં પડયો. પરંતુ તેને નિદ્રા આવી નહિ. આમથી તેમ પાસાં ઘસવા લાગ્યો. છેવટે એક–બે વાગ્યે તેની આંખો ભારે થઇ, તે ઉંઘી ગયો. પરંતુ વિચિત્ર ભયાનક સ્વપ્નાં તેને ચિંતાતુર બનાવતાં અને કોઇ વાર તે ઝબકીને જાગી ઉઠતો.

——:o:——

## પ્રકરણ ૯મું

### અકલ્પિત સહાય

પરંતુ કોઇ પણ મનુષ્યની સ્થિતિ બધો સમય એક સરખી રહેતી નથી. હરિશ્ચંદ્રને પણ નહિ ધારેલા સમયમાં અકલ્પિત રીતે સહાય મળવાની હતી.

બીજે દિવસે સ્હવારે સોરાબજી વ્હેલો ઉઠયો તે વખતે તેના મગજમાં એક વિચાર ઘોળાયા કરતો હતો. તે વિચાર એ હતો કે મઝગામમાં હરિશ્ચંદ્રને ત્યાં જઇને તેને પોતાની સાથે કુન્દનપુર આવવાને માટે સમજાવવો. આ કેસના સંબંધમાં તેણે રાત્રે કરેલા વિચારને પરિણામે તે આ નિર્ણય ઉપર આવ્યો હતો.

પણ તેને સાથે લઇ જવાનું કારણ શું ? કારણ માત્ર એટલું જ કે તેણે પેલા હુમલો કરનારાઓને જોયા હતા. તે અંધારાને લીધે સ્પષ્ટ જોઇ શકયો ન હતો, છતાં પણ તેણે પોલીસને કહ્યું હતું કે તે એ લોકોને તેમના બાંધા ઉપરથી, તેમના અવાજ ઉપરથી કદાચ ઓળખી શકે ખરો.

વારૂ, ત્યારે એમ માનો કે એ માણસો વસંતપુરથી અહીં આવ્યા હોવા જોઇએ; તો પછી તેઓ મી. યાજ્ઞિક ઉપર હુમલો

કરવાની તેમને સૂચના કરનાર પાસે પુનઃ વસંતપુર ગયા હશે. આ વિચાર સ્વાભાવિક રીતે જ સોરાબજીના મનમાં ઉદ્ભવ્યો.

તેની સાથે જ એક બીજો વિચાર આવ્યોઃ કદાચ એમ માનો કે આમાં કોઇ પણ પ્રકારના કારસ્થાન જેવું નથી અને પોતાની કલ્પના તદ્દન ખોટી જ છે. છતાં પણ તે ખરી હોવાનો સંભવ તો છે જ. એટલે જો હરિશ્ચંદ્રને ત્યાં લઇ જવામાં આવે અને તે માજીસ્ટ્રેટની કોર્ટમાં અથવા અન્ય સ્થળે એ બદમાશોને જૂએ તથા તેમને પકડી આપે તો કામ ઘણું જ સ્હેલું થઇ જાય.

આવો વિચાર કરી તે પોતાના મનમાં નિર્ણય કરી, ચહા અને નાસ્તો લઇને વિના વિલંબે રૂસ્તમ તથા નેપોલીયનની સાથે મઝગામ તરફ જવાને ઉપડ્યો.

તેની ગાડી હીરા મોતીના માળા પાસે આવી પહોંચી. એ વખતે બરાબર સાત વાગ્યા. હરિશ્ચંદ્ર પણ છ વાગ્યે ઉઠી, સગડી ઉપર ગરમ પાણી કરી, ન્હાઇને પરવારી ગયો હતો અને અત્યારે ચહા તૈયાર કરતો હતો. નિર્મળા હજી ઉઠી ન હતી. ચહા તૈયાર થાય એટલે તેને ઉઠાડવી એવો તેનો ઇરાદો હતો. તે વખતે સોરાબજી ત્યાં આવ્યો હતો. હરિશ્ચંદ્રે બહારના ખંડમાં આવીને સોરાબજીને બેસવાને એક ખુરસી આપી. તે તથા રૂસ્તમ એક ન્હાના બાંકડાં ઉપર બેઠા. પોતાની પત્ની સુતેલી હોવાનું કારણ પણ તેણે ટુંકામાં જણાવી દીધું. સોરાબજી તેના તથા તેના ઓરડાના દેખાવ ઉપરથી તેની સ્થિતિ કળી ગયો અને તેણે દિલસોજી પૂર્વક હરિશ્ચંદ્રની સ્થિતિ સંબંધી કેટલાક પ્રશ્નો કર્યા. એ ઉપરથી હરિશ્ચંદ્રે નિખાલસ ભાવથી આ મહાન ડિટેક્ટિવ સમક્ષ પોતાની ખરેખરી સ્થિતિ પ્રકટ કરી દીધી.

સોરાબજી એ સાંભળીને બોલ્યો : "એટલે ? અત્યારે તમે નોકરીમાં નથી. એથી એક રીતે હું ઘણો જ દિલગીર છું; જ્યારે બીજી તરફથી જોતાં મને અત્યંત આનંદ થાય છે. કારણ કે નોકરીમાં

નહિ હોવાથી કોઇ સ્થળે થોડા સમયનું કામ હોય તો તે તમે સ્વીકારી શકો તેમ છો. વારુ, હું તમારી પાસે એક વાત રજૂ કરું છું. જો તેનો તમે સ્વીકાર કરશો તો મને તથા ગઇ રાત્રિએ તમે વિદ્યાર્થી ગૃહવાળા મી. યાજ્ઞિકનું રક્ષણ કર્યું હતું તેમને મદદગાર થઇ શકશો. જો કે એ માટે તમને બદલો પણ સારો મળશે. તમે કબૂલ છો ?"

"શા માટે નહિ ?" યુવક આવેશપૂર્વક બોલ્યો. તેનાં નેત્રો આનંદ અને ઉત્સાહથી ચમકતાં હતાં.: "હું આ આનંદવર્તમાન મારી પત્નીને જણાવીને અત્યારે જ તમે કહો ત્યાં આવવાને તૈયાર છું."

"પરંતુ પહેલાં તમારે શું કામ કરવાનું છે તે તમે સાંભળી લ્યો. એક કે બે દિવસ બહારગામ આવવાનું છે. વખતે વધારે દિવસ પણ થઇ જાય; અને તમારે—"

એમ કહીને થોડા શબ્દોમાં પણ સ્પષ્ટ રીતે તેને જે કાર્ય કરવાનું હતું તે જણાવ્યું. ત્યાર પછી પણ હરિશ્ચંદ્રે તે કાર્ય કરવાની અગાઉના જેટલી જ તત્પરતા દર્શાવી.

"બહુ સારુ, ત્યારે તમારાં પત્નીને આ વાર્તા જણાવો." સોરાબજી બોલ્યો : "પણ ઊભા રહો. તમે હમણાં કહ્યું કે તમારાં પત્નીને બહાર ખૂલ્લી હવામાં લઈ જવાની ડોકટરે ભલામણ કરી છે, ખરું ને ?"

"હા, સાહેબ ! ડોકટરે કહ્યું હતું કે તો જ તે બચી શકે તેમ છે."

"તો પછી તેમને બચાવવાને માટે આપણે ગોઠવણ કરીએ. તમે તેમને કયાં મોકલવા ધારો છો ?"

વઢવાણ કેમ્પની હવા આવાં દરદીઓને માટે ઘણી જ સારી ગણાય છે અને ત્યાં મારી માશીનો દીકરો એજન્સીમાં નોકર છે. તેને ત્યાં રાખું તો તે તથા તેની પત્ની બરાબર સંભાળ લ્યે તેવાં છે. પરંતુ તેઓ સાધારણ સ્થિતિનાં હોવાથી તેમના ઉપર બોજારૂપ થવાનું મને ગમતું નથી અને મારી પાસે પૈસા નથી."

"એટલું જ ને ? પૈસા સંબંધી મુશ્કેલીનો નિકાલ થઇ શકશે. એમ ધારો કે હું તમને અમુક રકમ અગાઉથી આપું તો તમે આજે તમારાં પત્નીને ત્યાં મોકલવાની ગોઠવણ કરી શકશો ? ત્યાં સુધી તેમને મૂકવા જનાર કોઇ મળી શકશે ?"

"હા, અમારી પડોશમાં એક વિધવા બાઇ રહે છે. તે બહુ જ ભલાં અને માયાળુ છે. અમને ઘણી મદદ કરે છે. તેમને કહું તો ખુશીની સાથે એટલું કામ કરશે."

"ઘણું જ સરસ." એમ કહીને સોરાબજીએ ગજવામાંથી ચામડાનું પાકીટ કાઢયું અને તેમાંથી નોટો કાઢીને ગણતાં તે બોલ્યો : "આ દોઢસો રૂપિયા હું તમને આપું છું. જ્યારે એ ખલાસ થાય એટલે તમે મને જણાવજો."

એ સાંભળતા યુવકનાં નેત્રોમાંથી અશ્રુબિન્દુ ખરીને તેના ગાલ પર વહેવા લાગ્યાં.

"અરે સાહેબ !—આપનો કેટલો ઉપકાર ! કેટલી મહેરબાની ! ખરેખર હું આપનો—"પણ તે એથી વિશેષ બોલી શકયો નહિ.

"મારો આભાર માનવાની જરૂર નથી અને એવી નકામી બાબતમાં વખત ગૂમાવવો કામનો નથી. તમારાં પત્નીને આ વાર્તા જણાવો અને તમારાં પાડોશણ બાઇની સાથે પણ ત્યાં સુધી જવાનું નક્કી કરી લ્યો. તેઓ આજે સ્હાંજે ફાસ્ટમાં જ અહીંથી રવાના થાય. તમે તૈયાર થઇ જાઓ અને એકદમ ગ્રાન્ટરોડ સ્ટેશન આવી પહોંચો. આપણે અત્યારે સ્હાડાઆઠની પેસેન્જરમાં જવાનું છે. ત્યાં આઠને વીશ મીનીટે હું આવીશ. હું આશા રાખું છું કે મી. યાજ્ઞિક પણ આવી પહોંચશે."

"સાહેબ! આપ ચહા લેશો? તૈયાર છે. એટલી ગરીબ ઉપર કૃપા કરો."

"ના મારે ઘણું કામ છે. સ્હાડાસાત થયા. કંઇ નહિ, લાવો જલ્દી કરો."

તુરત જ હરિશ્ચંદ્ર બે કપ અને એક એનેમલની રકાબીમાં નેપોલીયન માટે ચહા લાવ્યો.

સોરાબજી પોતાના મદદનીશ અને શ્વાનની સાથે ચહાપાન કરીને ઉપડયો.

*   *   *   *   *   *

મી. યાજ્ઞિક ગ્રાન્ટરોડ સ્ટેશન ઉપર આવી પહોંચ્યો હતો. તેના ચ્હેરા ઉપર રહેજ ફીકાશ હતી. પરંતુ તેની તબીયત સારી હતી અને ડોકટરે પરવાનગી આપી હતી. હરિશ્ચંદ્રને ત્યાં જોવાથી તેને આશ્ચર્ય થયું. પરંતુ સોરાબજીએ તેને સાથે લઇ જવા બાબત ખુલાસો કર્યો. તેણે હરિશ્ચંદ્રનો પોતાને કરેલી સહાય માટે અંતઃકરણપૂર્વક આભાર માન્યો.

થોડી મીનિટમાં ગાડી આવી પહોંચી. બધા સેકન્ડ કલાસમાં ગોઠવાયા અને ગાડી ચાલૂ થઇ. કહેવાની જરૂર નથી કે તેઓ કુન્દનપુર જતા હતા અને આજે ત્યાં માજીસ્ટ્રેટ સમક્ષ શામજી મીસ્ત્રીને ઉભો કરવાનો હતો.

---

## પ્રકરણ ૧૦ મું.

### કેસ ચાલ્યો.

અગીયાર વાગી ગયા હતા. કુન્દનપુરની કોર્ટ વકિલો અને બીજા પ્રેક્ષકોથી ઉભરાઇ ચાલી હતી. પાંજરામાં કેદી શામજી ઉભો હતો. તે પચાશ ને સાઠ વર્ષની વચ્ચે હશે. તેનો ચ્હેરો લેવાઇ ગયેલો દેખાતો હતો અને તે ધ્રૂજતો હતો. પાંજરાની પાસે તેની ત્રીશ વર્ષની વિધવા પુત્રી બેઠી હતી. આ સ્ત્રી ધાર્મિક વૃત્તિની અને માયાળુ સ્વભાવની લાગતી હતી.

તેનાથી રહેજ દૂર પણ એ બાજુએ સોરાબજી વગેરે બેઠા હતા. માત્ર હરિશ્ચંદ્ર ત્યાં જોવામાં આવતો ન હતો. કારણ કે તેને કોર્ટના પાછલા ભાગમાં રહીને ત્યાં આવનાર માણસો ઉપર નજર રાખવાની સૂચના કરવામાં આવી હતી. શામજીનો બચાવ કરવાને

માટે વકિલ રશ્મિકાન્તને રોકવામાં આવ્યો હતો. તે પણ સોરાબજી અને યાજ્ઞિકની પાસે બેઠો હતો.

સામે ઉચ્ચાસન પર માજીસ્ટ્રેટ તથા તેની બાજુમાં જ્યુરીના ગૃહસ્થો બેઠા હતા. હરિપ્રસાદ આ જીલ્લામાં ઓનરરી માજીસ્ટ્રેટ હતો, તેમજ જ્યુરીમાં પણ આવી શકે તેમ હતો. પરંતુ પોતાની જગ્યામાં અકસ્માત થયો હતો અને કેદી પોતાનો નોકર હતો તેથી ઇરાદાપૂર્વક તે કશો પણ ભાગ નહિ લેતાં માત્ર પ્રેક્ષક તરીકે કોર્ટમાં આવ્યો હતો. છતાં તેને પણ માજીસ્ટ્રેટે પોતાની નજીકમાં ખુરસી આપી હતી. યાજ્ઞિકે તેની સામે આંગળી કરીને સોરાબજીને કહ્યું કે "આ વસંત વિહારનો માલિક હરિપ્રસાદ."

સોરાબજીએ તેના ચ્હેરાનું અવલોકન કર્યું. તેને પ્રથમથી જ આ માણસ ઉપર કુદરતી રીતે અભાવ ઉત્પન્ન થયો. હરિપ્રસાદ મજબૂત બાંધાનો, તેંતાલીશ વર્ષની ઉમરનો, ગંભીર સ્વભાવનો અને દેખાવડો હતો અને તેનું બાહ્યાવલોકન કરનારના મન ઉપર તેને માટે પ્રથમ દૃષ્ટિએ સારી અસર થયા સિવાય રહે નહિ. પરંતુ સોરાબજી કાંઇ સામાન્ય મનુષ્ય ન હતો કે બહારના દેખાવ પર વિશ્વાસ મૂકે. તે તો હરિપ્રસાદના આત્માનું અવલોકન કરતો હતો, અને તેના પરિણામે તેનો આ વ્યક્તિ માટે ખરાબ અભિપ્રાય બંધાયો. તેને હરિપ્રસાદ મલિન હૃદયનો અને દુષ્ટ વૃત્તિનો લાગ્યો.

કેસ શરૂ થયો. પોલીસ તરફનો પબ્લિક પ્રોસિક્યુટર ગુણવંતરાય સ્થાનિક ઇન્સ્પેકટર કાવસજી અને મુંબઇના છૂપી પોલીસ ખાતાના ઇન્સ્પેકટર વિકાજીની પાસે બેઠો હતો. તેણે કેસનો આરંભ કરવાની તત્પરતા દર્શાવી.

વિકાજી સોરાબજીને કોર્ટમાં દાખલ થતી વખતે જ જોઇ શકયો હતો. બન્નેને એકબીજાનો પરિચય હોવાથી 'સાહેબજી સલામ' થયું હતું. પરંતુ સોરાબજી અહીં શા માટે આવ્યો હશે એ બાબતનો વિકાજીને વિચાર થઇ પડયો હતો. તેના જેવો અત્યંત કામવાળો

માણસ આવા સામાન્ય કેસમાં પોતાનો વખત શી રીતે ફાજલ પાડી શકયો, તે વિકાજી સમજી શકતો ન હતો.

વિકાજી તો આને સામાન્ય અને સાદો કેસ સમજતો હતો. કારણ કે શામજી ગુન્હેગાર હોવાના સંબંધમાં તેને લેશ પણ શંકા ન હતી; અને પબ્લિક પ્રોસિકયુટર પોતાના ભાષણમાં જેમ જેમ આ કેસ સમજાવતો ગયો તેમ તેમ સાંભળનારાઓ પણ શામજી તરફ શંકા અને તિરસ્કારની દૃષ્ટિથી જ જોવા લાગ્યા.

ખરૂ કહીએ તો સોરાબજીને પોતાને પણ લાગ્યું કે શામજીની વિરૂદ્ધમાં મજબૂત પુરાવા છે અને તેની આસપાસ એવી જાળ ગુંથાઇ ગઇ છે કે તેમાંથી નિકળવાનું તેને માટે સ્હેલું નથી.

પ્રોસિકયુટરે જણાવેલી હકીકત તથા તેના ટેકામાં ઇન્સ્પેકટર કાવસજી અને વિકાજીએ એકત્ર કરેલા પુરાવા આ પ્રમાણે હતાઃ—

"લાકડાના પૂલની લક્ષપૂર્વક તપાસ કરવાથી એવું માલૂમ પડયું કે આવો ભયંકર અકસ્માત કરવાના ઉદ્દેશથી અગાઉથી જ પૂલને નબળો બનાવવામાં આવ્યો હતો. પૂલનો જેના ઉપર આધાર હતો તે નીચેના પાટીયાને તથા લાંબા પીઢીઆને અગાઉથી થોડાં થોડાં વહેરવામાં આવ્યાં હતાં. એટલે તે પછી તેના ઉપર ચાલનારી આ વજનદાર મોટરગાડીને લીધે પૂલને અકસ્માત થવા પામ્યો."

પ્રોસિકયુટરે પોતાના ભાષણમાં એવું પણ જણાવ્યું હતું કે "કેદીએ આ કાવતરૂં મોટરગાડીને માટે રચ્યું હતું કે બીજા કોઇને માટે તે ચોક્કસ કહી શકાય તેમ નથી. છતાં એટલું તો ચોક્કસ કહી શકાય છે કે આ મોટરગાડી તે કાવતરામાં સપડાઇ ગઇ અને તેને પરિણામે મોટર માંહેના બાવીશ નિર્દોષ મનુષ્યો એકી સાથે પળ માત્રમાં આવા ભયંકર તથા અકાળ મૃત્યુને આધીન બની ગયા. તે બાવીશ માણસોના ખૂનનો આરોપ આ પાંજરામાં ઊભેલા કેદીની સામે મૂકવામાં આવે છે."

આ શબ્દો સાંભળતાં કેદી વધારે ફિક્કો પડી ગયો અને આખી

કોર્ટ ધ્રૂજી ઉઠી. પ્રોસિકયુટરે વિશેષમાં એવું પણ જણાવ્યું કે "કેદીએ પોતે નિર્દોષ હોવાનું જાહેર કર્યું છે. પણ તો પછી પૂલની નજીકમાં થોડે દૂર કિનારા ઉપર પડેલો તે કેવી રીતે મળી આવ્યો? અને એમ માનો કે તે પેલા મૃત્યુ પામેલા બાવીશ માણસોને મદદ કરવાને માટે ત્યાં આવ્યો હોય. તો તેણે તુરત જ એ બાબતના સમાચાર પોલીસને કેમ ન આપ્યા? એ જ બતાવી આપે છે કે તે ગુન્હેગાર છે અને પોતાનો ગુન્હો છૂપાવવાને માટે બ્હાનાં બતાવે છે."

હવે રશ્મિકાન્ત ઊભો થયો. શામજીએ તેને તથા સારાબજીને આજે સ્હવારે જે હકીકત જણાવી હતી, એ તેણે કોર્ટ સન્મુખ રજૂ કરી. તેણે જણાવ્યું કે "શામજી એ સ્થળે કાંઇ મદદ કરવાને માટે ગયો હતો. પરંતુ જઇને તપાસ કરે છે એટલામાં કોઇ અજ્ઞાત દાઢીવાળા મનુષ્યે તેને ધક્કો મારીને અંદર નાંખી દીધો. તે તરતો તરતો કિનારા ઉપર આવ્યો કે તુરત બેભાન બની ગયો. ત્યાં સ્હવારે પણ તે બેભાન સ્થિતિમાં જ મળી આવ્યો હતો. તે જ્યારે જુવાન હતો ત્યારે મૂર્ચ્છાનું તેને દરદ હતું અને ઘણી વાર મૂર્ચ્છિત બની જતો હતો."

આપણે જાણીએ છીએ કે આ હકીકત તદ્દન સાચી હતી. પરંતુ પબ્લિક પ્રોસિકયુટરે રશ્મિકાન્તના કથનનો પ્રારંભથી જ વિરોધ કરવા માંડયો અને આ મુદ્દા વખતે માર્મિક વાકયોથી તેને નબળો પાડી દીધો.

રશ્મિકાન્ત પોતાના અસીલના બચાવને માટે પુષ્કળ મહેનત કરતો હતો, પરંતુ શરૂઆતથી જ એટલી તેની ખાત્રી થઇ ગઇ હતી કે શામજીની સામે મજબૂત પૂરાવો છે. છતાં તેણે એક બીજો મુદ્દો રજૂ કર્યો કે "શામજીની સામે જે ભયંકર કૃત્ય કરવાનો આરોપ મૂકવામાં આવે છે તે કૃત્ય કરવામાં તેનો હેતુ શો હતો? જો આ આરોપ એક કલ્પના ન હોય અને ખરેખર બનેલો ગુન્હો હોય તો મારે કહેવું જોઇએ કે દિવાના મનુષ્ય સિવાય બીજો કોઇ પણ આવું

કૃત્ય કરે નહિ—અરે તે કરવાનો વિચાર પણ કરે નહિ!"

પબ્લિક પ્રોસિક્યુટર ગુણવંતરાયે આ મુદ્દાને તુરત જ પકડી લીધો અને તે વ્યંગપૂર્ણ સ્વરે બોલ્યો: "આ સૂચન કરવા માટે હું મારા વિદ્વાન મિત્ર મી. રશ્મિકાન્તનો આભાર માનું છું. જો કે તેઓ પોતાનો અસીલ દિવાનો હોવાનો મુદ્દો તેના બચાવને માટે ઊભો કરવાના છે કે કેમ તે હું જાણતો નથી."

"બિલકુલ નહિ." રશ્મિકાન્તે તુરત જ ઉત્તર આપ્યો: "મારો એવો ઇરાદો છે જ નહિ. અમે તો મારો અસીલ નિર્દોષ હોવાનું તેણે પ્રારંભથી જાહેર કર્યું છે તેને જ મક્કમપણે વળગી રહીએ છીએ."

"જો એમ છે તો અત્યાર સુધી જે મુદ્દા વિષે મેં કશું જણાવ્યું જ ન હતું તે હવે માનવંતા માજીસ્ટ્રેટ સાહેબની પરવાનગીથી જાહેર કરવા હું ઇચ્છું છું."

"તમારો એ મુદ્દો કયો છે?" માજીસ્ટ્રેટે પ્રશ્ન કર્યો.

"સાહેબ! આરોપીના વકિલે આ બનાવમાં હેતુનો સવાલ ઉઠાવ્યો છે. આ ગુન્હો ઘણો જ ગંભીર અને અસાધારણ પ્રકારનો છે. તે કરનારનો કશો હેતુ હોવો જ જોઇએ એમ હું પણ માનું છું. અમે પણ તે હેતુ શો છે એ સંબંધમાં તપાસ કરી છે; પરંતુ તેમાં નિષ્ફળતા મળવાથી આરોપીના વકિલે હમણાં જે સૂચન કર્યું છે, તે પ્રમાણે અમે એમ માનવાને લલચાયા છીએ કે આ ગુન્હો કોઇ દિવાના માણસે તેની ઘેલછામાં કરેલો છે."

આ આક્ષેપથી રશ્મિકાન્ત ઉશ્કેરાયો. તે જૂસ્સાપૂર્વક બોલ્યો: "તે ગુન્હાનો આરોપ મારા અસીલ ઉપર મૂકવામાં આવ્યો છે! એટલે અત્યારે કોર્ટમાં હાજર રહેલો કેદી દિવાનો છે એમ ફરિયાદ પક્ષ તરફથી કહેવામાં આવે છે?"

"ના, તેની અત્યારની માનસિક સ્થિતિના સંબંધમાં અમે કશું પણ સૂચન કરવા ઇચ્છતા નથી. તે કામ એ વિષયના અનુભવીનું છે અને તે તપાસ કરીને જણાવશે. અમે એમ કહેવા માગીએ

છીએ કે અગાઉ એક વખત કેદી માનસિક અસ્થિરતાની સ્થિતિ ભોગવતો હતો અને તેથી તેને અમદાવાદની દિવાનાશાળામાં ચિકિત્સાને માટે રાખવામાં આવ્યો હતો.”

સોરાબજી અને રશ્મિકાન્ત બન્ને ચમકયા અને એકબીજાની સામે જોઇ રહ્યા. પછી રશ્મિકાન્ત ઊભો થયો અને બોલ્યો : “મારા વિદ્વાન મિત્ર આવી રીતે પૂરાવો રજૂ કર્યા વગરનો એકતરફી આક્ષેપ કરે છે તે સામે હું વાંધો ઉઠાવું છું.”

ગુણવંતરાયે જણાવ્યું: “એ માટે મારા માન્યવર મિત્રે આકળા થવાની જરૂર નથી. મેં હમણાં જે કહ્યું છે તે માટે મારી પાસે મજબૂત પૂરાવો છે. એ પૂરાવો આજે જ આપવાનો મારો ઇરાદો ન હતો. પરંતુ તે માટેના સાક્ષી હાજર છે અને આ મુદ્દો ઉપસ્થિત થયેલો હોવાથી જો માજીસ્ટ્રેટ સાહેબ પરવાનગી આપે તો તેમને હું અહીં બોલાવું.”

“હા, તેમને બોલાવો એટલે એ મુદ્દાનો નિર્ણય આવી જાય.” માજીસ્ટ્રેટે પણ સંમતિ આપી.

“દેવીસિંહ દયામલને અંદર બોલાવો.” ગુણવંતરાયે પોલીસના એક માણસને સૂચવ્યું.

“દેવીસિંહ દયામલ! દેવીસિંહ દયામલ!” સિપાઇએ બે વાર બહાર જઇને બૂમ પાડી.

તુરત જ દેવીસિંહ અંદર આવ્યો અને સાક્ષીના પિંજરામાં દાખલ થયો. અત્યારે જો કોઇએ શામજી તરફ બારિક લક્ષ આપ્યું હોત તો તે જોઇ શકત કે દેવીસિંહને પિંજરામાં દાખલ થયેલો જોતાની સાથે જ શામજી ચમકયો અને અગાઉ કરતાં વિશેષ ફિક્કો બની ગયો.

“તમારૂં નામ દેવીસિંહ દયામલ?” પબ્લિક પ્રોસિક્યુટરે તેને પ્રશ્ન કર્યો: “તમે અમદાવાદની દિવાના શાળામાં પહેરેગીર છો?”

“હા જી.”

"તમે ત્યાં ઘણાં વર્ષો થયા નોકરી કરો છો ?"

"નોકરીમાં બધાં થઇને મને તેત્રીશ વર્ષ થયાં, સાહેબ !"

"પિંજરામાં ઊભેલા કેદી સામે જૂઓ. તમે તેને ઓળખો છો ? તેને અગાઉ કદિ તમે જોયો હોય એમ લાગે છે ?"

"ઘણી વાર, સાહેબ !"

"ક્યાં ?"

"અમદાવાદની દિવાના શાળામાં. ત્રીશ વર્ષ પહેલાં. તેને ત્યાં દરદી તરીકે રાખવામાં આવ્યો હતો. તે વખતે તે જુવાન હતો."

"બહુ સારૂ, હવે તમે જાઓ."

"એક મીનિટ, દેવીસિંહ !" રશ્મિકાન્તે સાક્ષીને જતો અટકાવીને પૂછ્યું: "તમે એમ ચોક્કસપણે કહી શકો છો કે ત્રીશ વર્ષના લાંબા ગાળા પછી તમે કેદીને તમારી દિવાના શાળાના દરદી તરીકે ઓળખો છો ?"

"હા, સાહેબ !" દેવીસિંહે મક્કમપણે જવાબ આપ્યો.

"પરંતુ તે દરમ્યાન તો તેનામાં ઘણોજ ફેરફાર થઇ ગયો હશે" વકીલે ફરીથી કહ્યું.

"ત્રીશ વર્ષમાં ફેરફાર થઇ જાય એ સ્વાભાવિક છે. છતાં તેનો ચ્હેરો ન ઓળખી શકાય એટલો બધો બદલાઇ ગયો નથી. અને વળી તે તદ્દન બદલાઇ ગયો હોય તો પણ એક વસ્તુથી હું તેને ઓળખી શકું તેમ છું."

"એ વસ્તુ શી ?"

"તેની ગરદન પર ડાબા કાનની નીચે પેલું ચાઠું છે તે. તે વખતે એક બીજા દરદીએ તેને મારેલી છરીનું નિશાન ત્યાં કાયમ છે."

હવે તેને કશો સવાલ કરવાની જરૂર હોય એમ લાગ્યું નહિ. રશ્મિકાન્ત નિરાશ થઇને બેસી ગયો.

"હું માનું છું કે હવે મારા મિત્રને સંતોષ થયો હશે."

ગુણવંતરાય બોલ્યો : " નહિ તો બીજા સાક્ષી મારી પાસે છે, તેમને બોલાવું. "

"ના–ના–ના ! " રશ્મિકાન્ત નહિ શામજી કેદી બોલી ઉઠયો: "આ બધી વાત સાચી છે. આ ભયંકર ગુન્હા સાથે મારો કશોય સંબંધ છે, એ વાત સાચી નથી. પરંતુ હું અગાઉ અમદાવાદની દિવાના શાળામાં હતો એ સાચું છે."

રશ્મિકાન્તે પોતાના હાથ માંહેના કાગળો ટેબલ ઉપર પછાડયા અને તે ગુસ્સામાં બોલ્યો: "ત્યારે આ મને પહેલાંથી કેમ જણાવ્યું નહિ ? "

"આ બાબતથી કેસનું સ્વરૂપ પલટાઇ જાય છે ખરૂં ! " સોરાબજીએ ઉદ્ગાર કાઢયા.

"હવે આમાં હું કશું કરી શકું તેમ નથી." રશ્મિકાન્તે અભિપ્રાય આપ્યો: "કેદીને માટે કશી આશા રહી નથી. એટલે હું આમાંથી છૂટો થવા માગું છું."

"ના, એમ ન કરશો." સોરાબજીએ આગ્રહ કર્યો: "આ નવા પૂરાવાથી કેસના સ્વરૂપમાં ફેરફાર થયો હોવાનું હું કબૂલ કરૂં છું. છતાં શામજી દિવાનો હોય કે ન હોય પણ આ ગુન્હાના સંબંધમાં મને શંકા છે. એટલે આ વિષય પર આપણે પુનઃ વિચાર કરીશું."

આ સંભાષણ સોરાબજી અને રશ્મિકાન્ત વચ્ચે મંદ સ્વરે થતું હતું. તે વખતે માજીસ્ટ્રેટ પણ જ્યુરીના સભ્યો સાથે કાંઇ મસલત કરતો હતો. તેને પરિણામે કેસ પંદર દિવસ સુધી મુલતવી રાખવાનું તેણે જાહેર કર્યું.

---

# પ્રકરણ ૧૧ મુ.

## શામજી વિરૂદ્ધ કાવતરૂં.

કેદીને પુનઃ કોટડીમાં લઇ ગયા. કોર્ટ ખાલી થવા લાગી. સોરાબજી, રશ્મિકાન્ત અને યાજ્ઞિક ઉદાસ ચ્હેરે વાતો કરતા ઊભા હતા. વકિલ અત્યંત ગુસ્સે થયેલો લાગતો હતો. "મને આ દિવાના શાળાને લગતી બિના જણાવવી જોઇતી હતી." તે બોલ્યો: "તમે એ વિષે કશું જાણો છો, મી યાજ્ઞિક?"

"અત્યાર સુધી એ વિષે મારા જાણવામાં આવ્યું ન હતું." યાજ્ઞિક બોલ્યો: "મને માત્ર એટલું કહેવામાં આવ્યું હતું કે શામજીને તે જુવાન હતો ત્યરે મગજનું દરદ હતું—અવારનવાર તેના મગજમાં લોહી ચડી આવતું હતું."

"હા—હા, એ વાત તમે મને અગાઉ પણ કરી હતી." સોરાબજીએ કહ્યું: "હું ધારૂં છું કે શામજીને મળીને આપણે આ વિષયમાં તેને પૂછી જોઇએ. તમે આવશો, મી. રશ્મિકાન્ત?"

"મને હવે ફુરસદ નથી. બીજા એક જરૂરી કેસના કાગળો તૈયાર કરવાના છે." વકિલે જાણે આમાં પોતાને કશી આશા ન હોય એવા ભાવપૂર્વક જવાબ આપ્યો.

"વારૂ, ત્યારે હું તેની પાસે જાઉં છું. હું માનું છું કે આ વિષયમાં તે કશો પ્રકાશ પાડી શકશે ખરો."

"અને હું પણ તમારી સાથે આવીશ." યાજ્ઞિકે જણાવ્યું: "કેસે લીધેલું આ નવીન સ્વરૂપ હું બરાબર સમજી શકયો નથી; પરંતુ હું ચોક્કસ માનું છું કે આ ભયંકર ગુન્હો શામજીના હસ્તે થયો નથી—તે નિર્દોષ છે."

રૂસ્તમને કોર્ટની બહાર ચાલીમાં રાખીને સોરાબજી તથા યાજ્ઞિક જ્યાં શામજીને રાખવામાં આવ્યો હતો ત્યાં ગયા.

**શામજી** હતાશ બની, પોતાના ફિક્કા ચ્હેરાને બન્ને હસ્ત વડે છૂપાવીને બેઠો હતો. "**શામજી ! હિમ્મત** રાખ–નિરાશ ન **થા.**" **સોરાબજી** ઉત્તેજક સ્વરે બોલ્યો.

"પણ હું શું કરૂં, સાહેબ ? તેઓ મારા ઉપર કેવો આરોપ મૂકે છે, એ તો જૂઓ ! તેઓ કહે છે કે મેં બાપડા નિર્દોષ માણસોને મારી નાંખવાને માટે પૂલનાં લાકડાં વહેર્યાં હતાં ! જ્યારે એ લોકોની બૂમો અને મોટર પાણીમાં પડવાથી થયેલો અવાજ મેં સાંભળ્યો, ત્યાં સુધી એ વિષે હું તો કશું જાણતો પણ ન હતો. શાસ્ત્રીજી ! જેટલા આપ નિર્દોષ છો, જેટલા આ શેઠ સાહેબ નિર્દોષ છે, તેટલો જ હું પણ નિર્દોષ છું."

"અમે તારી એ નિર્દોષિતા સિદ્ધ કરવા માગીએ છીએ. પણ જો તેમાં અમને મદદ કરવાની તારી ઇચ્છા હોય તો તું અમારા સવાલનો બરાબર જવાબ આપજે." **સોરાબજીએ** કહ્યું અને તેણે પ્રશ્ન કર્યો: "હું ધારૂં છું કે તું ઘણાં વર્ષો થયાં વસંત વિહારમાં નોકરી કરે છે."

"હા, હરિપ્રસાદ શેઠના કબજામાં વસંત વિહાર આવ્યો તેના ઘણાં વર્ષ પહેલાંથી એટલે કે તેમના કાકા અજીતરાય શેઠના વખતથી હું અહીં છું."

"વારૂ, તારે અહીં શું કામ કરવાનું હોય છે ?"

"સાધારણ રીતે તમામ પ્રકારનું સુતારી કામ મારે જાતે તેમ જ બીજા સુતારોને જરૂર પડે ત્યારે રાખી લઇને કરવાનું હોય છે. તે ઉપરાંત આ લાકડાના પૂલ ઉપર દેખરેખ રાખવી તથા સમારકામ કરવું અને કરાવવું તે પણ મારી ફરજ છે."

"જે રાત્રે આ બનાવ બન્યો તે પહેલાં તેં એ પૂલની તપાસ છેલ્લી ક્યારે લીધી હતી ?"

"તેના આગલા દિવસે એટલે કે શુક્રવારે."

"એ વખતે પુલ સલામત હતો ?"

"તદ્દન સલામત હતો. પૂલ પાસે અમે મોટી સીડી રાખીએ છીએ. તેને ઊભી કરી, તેના ઉપર ચડીને મેં નીચેનાં તમામ પીઢીયાં અને પાટીયાં તપાસ્યાં હતાં. હું સોગનપૂર્વક કહું છું કે એ વખતે તે બધાં સારાં હતાં."

"એટલે કે જે દિવસે અકસ્માત બન્યો તેના આગલા દિવસે તું સીડી ઉપર ચડીને પૂલની તપાસ કરતો હતો?" સોરાબજી બોલ્યો. તેણે યાજ્ઞિક તરફ અર્થપૂર્ણ દૃષ્ટિ કરી. યાજ્ઞિકે પણ મસ્તક હલાવ્યું.

તે બન્નેએ એવું અનુમાન કર્યું કે શામજી તે વખતે સીડી પર ચડેલો બીજા માણસોના જોવામાં આવ્યો હશે. એટલે પાછળથી પોલીસ તપાસમાં એ વાત જાણવામાં આવતાં તેમણે કલ્પના કરી લીધી હશે કે ત્યાં ચડીને તપાસ કરવાને બહાને શામજીએ પાટીયું તથા પીઢીયું વહેરેલાં હોવાં જોઈએ!

"તે વખતે તેં પૂલ ઉપર કશું સમારકામ કર્યું હતું?" સોરાબજીએ શામજીને પૂછ્યું.

"ના, સાહેબ! કશું પણ નહિ. કેમ કે સમારકામ કરવા જેવું કાંઈ હતું જ નહિ."

શામજી સાચું જ બોલતો હોય એમ લાગતું હતું. સોરાબજીએ સહવારે કોર્ટના પ્રારંભ પહેલાં શામજીની મુલાકાત લીધેલી ત્યારથી તેની પ્રામાણિકતા અને સરલતાની છાપ તેના મન ઉપર પડી હતી. એટલે તેનો પ્રસ્તુત જવાબ સત્ય હોવા વિષે સોરાબજીને જરી પણ શંકા ન હતી.

પરંતુ એમ માનો કે કોર્ટમાં શામજીને માટે તે દિવાનો હોવાનો આક્ષેપ મૂકાયેલો તેમાં સત્યાંશ હોય અને અત્યારે પણ તે જે બોલતો હતો તેનો તેને પોતાને જ ખ્યાલ ન હોય તો? અર્થાત તેનું મગજ સ્થિર ન હોય તો? આ વિચાર સોરાબજીના મનમાં ઉદ્દભવ્યો. તેણે સવાલ કર્યો: "કોર્ટમાં કેટલાંક વર્ષો અગાઉ તું દિવાના શાળામાં

રહેલો હોવાનું કહેવામાં આવ્યું હતું એ તેં સાંભળ્યું છે અને તેં પોતે પણ એ વાત કબૂલ રાખી છે."

"હા, સાહેબ! એ વાત સાચી છે. અમદાવાદની દિવાના શાળામાં હું કેટલાક મહિના રહ્યો હતો. તથાપિ એટલો ખુલાસો કરવાની જરૂર છે કે તે વખતે હું કાંઈ દિવાનો ન હતો. માત્ર મને મગજનું દરદ હતું અને અવારનવાર મૂર્ચ્છા આવતી હતી. અને તે વખતનો ત્યાંનો ડોકટર મગજનાં દરદોમાં કુશળ હોવાથી હું તેની સારવાર નીચે રહ્યો હતો. થોડા મહિનામાં હું સાજો થઇ ગયો એટલે ત્યાંથી હું ચાલ્યો આવ્યો."

આ વખતે પણ **સોરાબજીએ યાજ્ઞિક** તરફ અર્થપૂર્ણ દૃષ્ટિ કરી. ત્યારપછી થોડાક પ્રાસ્તાવિક પ્રશ્નો કર્યા બાદ તેઓ ત્યાંથી નીકળ્યા.

"**સોરાબજી** શેઠ! તમે આમાંથી શો સાર લીધો?" **યાજ્ઞિકે** ચાલતાં ચાલતાં પૂછ્યું.

"તમારી માફક હું પણ માનું છું કે બાપડો **શામજી** સત્ય જ કહે છે અને તે નિર્દોષ છે."

હું તેને ઘણાં વર્ષો થયા ઓળખું છું. એટલે તેની વિરૂદ્ધ કશું પણ મારા મગજમાં ઠસવાનું જ નહિ. પણ આ દિવાના શાળા-વાળો મુદ્દો જરીક—"

"એને વિશેષ મહત્ત્વ આપવાની જરૂર નથી." **સોરાબજીએ** જણાવ્યું: "તે કહે છે કે તે દિવાનો હોવાના સબબસર નહિ પણ મગ-જના દરદની સારવારને માટે ત્યાં રહ્યો હતો; અને એ સંભવિત છે. એ તો તે વખતનું ત્યાંનું રજીસ્ટર જોવાથી તેને શું દરદ હતું અને કેવો ઉપચાર કરવામાં આવતો હતો તે જણાઇ આવશે."

એ પ્રમાણે વાતો કરતા તેઓ કોર્ટના કમ્પાઉન્ડમાંથી બહાર પડીને રસ્તાપર આવ્યા. એ વખતે **રૂસ્તમ** તેમની સામે આવ્યો. તે સ્હેજ ઉશ્કેરાયેલો દેખાતો હતો.

"શું છે, **રૂસ્તમ**?" **સોરાબજીએ** પૂછ્યું.

"હરિશ્ચંદ્ર, સાહેબ !"

"હરિશ્ચંદ્રનું શું છે ? તે ક્યાં છે ?"

"એ જ મુશ્કેલી છે. મેં તેની ચોતરફ તપાસ કરી પણ પત્તો લાગતો નથી."

"જરીક નવાઇ જેવું ખરૂં. વખતે તેણે પેલાને ઓળખ્યા હોય અને તેમની પાછળ ગયો હોય તો એ બનવા જોગ છે."

"હું પણ મારા મનમાં એ જ વિચાર કરતો હતો. મેં કેટલાક માણસોને પ્રશ્ન કર્યો. પરંતુ તેના સંબંધમાં કશું પણ જાણી શકયો નથી."

"એ વિચિત્ર. પણ આ પળે આપણે કશું કરી શકીએ તેમ નથી. કદાચ તે સરદારગૃહ તરફ ગયો હોય. ચાલો આપણે ત્યાં જઇએ."

તેઓ સરદારગૃહ તરફ જવા લાગ્યા. તેમણે અહીં આવીને આ સરદારગૃહમાં ઉતારો રાખ્યો હતો.

તેઓ અર્ધા રસ્તે પહોંચ્યા હશે ત્યાં ડિટેકિટવ ઇન્સ્પેક્ટર વિકાજી તેમને મળ્યો. તેણે સ્મિતપૂર્વક સોરાબજીનું સન્માન કર્યું.

"સોરાબજી શેઠ ! કોર્ટમાં તમને જોઇને મને નવાઇ લાગી હતી. તમે આમાં હશો એવું હું નહોતો જાણતો."

"ગઇ કાલે રાત્રે જ આ કેસને લગતી વિગત મને જણાવવામાં આવી છે અને મને કેદી શામજીનું હિત જાળવવાને માટે રોકવામાં આવ્યો છે."

"તમને તમારા પ્રયત્નમાં સફળતા મળે એવું હું ઇચ્છું છું." વિકાજી બોલ્યો: "પણ હું નથી ધારતો કે તમે તેને નિર્દોષ ઠરાવી શકો. તેનો ગુન્હો સિદ્ધ થઇ ચૂકેલો છે."

"ઇન્સ્પેકટર ! તમે આત્મવિશ્વાસપૂર્વક આમ કહો છો. પણ પૂરાવા ઉપરથી હું જોઇ શકતો નથી—"

"પરંતુ હજી બધા પૂરાવા તમારા જાણવામાં નથી આવ્યા.

માત્ર હજી શરૂઆત જ છે અને તેને તહોમતદાર ઠરાવવા પૂરતા પૂરાવા અમે રજુ કર્યા છે."

"બીજા પણ તમારી પાસે છે, એમ?"

"હા, અને તે પૂરાવા પરિણામદર્શક છે. જો તમારી ઇચ્છા હોય તો હું તમને સ્હેજ સૂચન કરી શકીશ. એટલે આ આશાવિહીન કેસમાં તમારો સમય નકામો ગૂમાવવાની જરૂર રહે નહિ."

"એ તો કેમ કહી શકાય? પણ જણાવો તો ખરા."

"વારૂ, આ અકસ્માત બન્યો તેના થોડા કલાક પહેલાં સીડી ઉપર પૂલનાં પીઢીયાં પાસે ઊભેલો શામજી જોવામાં આવ્યો હતો."

"એમ!" સોરાબજીએ ઉદ્દગાર કાઢયો અને યાજ્ઞિક સામે દૃષ્ટિ કરી: "તેને કોણે જોયો હતો?"

"મી. હરિપ્રસાદના એક મિત્ર મી. સત્યેન્દ્ર એ વખતે તેમની સાથે રહેતા હતા તેમણે જોયો હતો."

"એટલે કે મી. સત્યેન્દ્રે શામજીને પીઢીયાં પાસે સીડી પર ઊભેલો જોયો હતો શામજી ત્યાં શું કરતો હતો?"

"વ્હેરતો હતો."

પુનઃ સોરાબજીએ યાજ્ઞિક સામે જોયું. આ હકીકત શામજીના કથનથી વિરૂદ્ધ જતી હતી. તેણે પૂલનાં પીઢીયાં પાસે તપાસ કરવાને સીડી પર ચડયાનું ખૂલ્લા દિલથી કબૂલ કર્યું હતું. પણ તે વ્હેરવા વિષે કશું બોલ્યો નહતો: અને આ મુદ્દો ઘણો અગત્યનો હતો.

"આ મી. સત્યેન્દ્રની એ વિષે ચોક્કસ ખાત્રી છે?"

"ચોક્કસ. પણ હું એટલા જ ઉપર આધાર રાખતો નથી. શામજી પૂલ નીચેનાં પીઢીયાને વ્હેરતો હતો એની અમારી પાસે સજ્જડ સાબિતી છે."

"સાબિતી! કેવા પ્રકારની સાબિતી?"

"જેના વડે તે વ્હેરતો હતો એ કરવત પોતે! નદી કિનારાની નજીકમાં ન્હાના ન્હાના છોડવાના ઝુન્ડમાં છૂપાવેલું કરવત અમે

શોધી કાઢ્યું છે. તે કરવતના દાંતાપર તથા બાજુએ લાકડાનો ભુંસો તે વખતે પણ ચોટેલો હતો. જે સ્હેજ રતાશ ઉપર હતો અને જે પીઢીયું વ્હેરવામાં આવ્યું છે તેને બરાબર મળતો આવતો હતો. આ પ્રમાણે હકીકત છે. કહો, હવે તમે શું ધારો છો ?"

જાણે પોતાના હાથમાં હુકમનાં ભારે પાનાં છે અને પોતાનો પરાજય થવાનો જ નથી એવા ભાવપૂર્વક ડિટેકિટવ ઇન્સ્પેકટર વિકાજી તેની સામે જોઇ રહ્યો. સોરાબજીના ઉપર પણ આ પૂરાવાથી ઘણી અસર થઇ હતી, પણ વિકાજી ધારતો હતો એવા પ્રકારની નહિ. જો કે પોતાને તે અસર શાથી અને કેવી થઇ હતી એ તેણે જણાવ્યું નહિ. એકાદ મીનિટ પછી તેણે પૂછ્યું : " એ કરવત કોણે શોધી કાઢ્યું ?"

" ઇન્સ્પેકટર કાવસજીના એક સિપાઇએ. માટે સોરાબજી શેઠ ! શામજીને સજા થઇ જ ચૂકી છે એમ સમજીને હવે આ કેસને છોડી દ્યો. "વિકાજીએ કહ્યુંઃ "કદાચ તે વખતે તેના મગજની સ્થિતિ સારી ન હતી એવું ઠરે તો તેણે ઇરાદાપૂર્વક ખૂન કર્યાં છે એવું સાબિત ન થાય. તથાપિ એથી તેનો ગુન્હો કાંઇ ઘટતો નથી. એટલે કાંતો ફાંસી, નહિ તો જન્મદેશનિકાલ છે જ. "

સોરાબજીએ તેનો કશો જવાબ આપ્યો નહિ. પછી સાહેબજી–સલામ કરીને તેઓ છૂટા પડ્યા. વિકાજી બીજી બાજુએ ગયો. સોરાબજી, યાજ્ઞિક અને રૂસ્તમ સરદારગૃહ તરફ ચાલ્યા.

એકાદ–બે પળની ચુપકીદી પછી યાજ્ઞિકે નિરુત્સાહી સ્વરે પૂછ્યું: " સોરાબજી શેઠ ! તમે આ કેસ છોડી દેશો ?"

" હું છોડી દઇશ એવી કલ્પના તમે શા ઉપરથી કરી ?"

" પેલા કરવતવાળા નવા પૂરાવા ઉપરથી. એ પૂરાવો દેખીતી રીતે જ શામજીની વિરૂદ્ધ જાય છે. "

" નહિ, " સોરાબજીએ શાંતિપૂર્વક જવાબ આપ્યો : " એ પૂરાવો તો ખાસ એની તરફેણમાં જાય છે. "

"એમ !" યાજ્ઞિકે આનંદપૂર્ણ સ્વરે ઉદ્ગાર કર્યો : "પરંતુ એમ તમે શા ઉપરથી કહો છો ?"

સોરાબજીએ સ્મિતપૂર્વક જવાબ આપ્યો : "જો તમે સ્હેજ વિચાર કરો તો તે સમજાય તેવું છે. શામજીએ પોતે આપણને કહ્યું હતું કે જ્યારે તે પૂલ ઉપર સમારકામ કરવાને અથવા તપાસવાને માટે જતો ત્યારે પોતાના ઓજારોની બેગ સાથે લઇ જતો હતો. પરંતુ તેણે તેમાંથી કરવત બહાર કાઢવાનું કહ્યું નથી, અથવા—"

"પણ ધારો કે તેણે બહાર કાઢ્યું હોય. હું એ સંભવિત માનતો નથી. છતાં પણ એમ માની લ્યો કે તેણે તેના કરવતનો ઉપયોગ—"

"વારૂ, આપણે એમ માનીએ કે તેણે તેનું કરવત બહાર કાઢ્યું હતું અને ઘડીભર તે કરવતનો ઉપયોગ કર્યાની વાત પણ કબૂલ રાખીએ. પરંતુ ન માની શકાય એવો મુદ્દો એ છે કે એ કરવતને તે છોડવામાં ફેંકી દે નહિ. તે એમ શા માટે કરે ?"

"એ છૂપાવી દેવાની તેની ઇચ્છા હોય." યાજ્ઞિકે જવાબ આપવાનો પ્રયત્ન કર્યો. આ જવાબ દલીલની દૃષ્ટિએ સચોટ ન હતો.

"ના–ના–ના ! એ છૂપાવવાની ઇચ્છા તે શા માટે કરે ? શું શામજી મીસ્ત્રી જેવો કારીગર ભેજવાળાં વૃક્ષોના ઝુંડમાં કરવત મૂકીને તેને કાટ ચડવા દે ખરો ? ના, જો શામજીએ તે કરવતનો ઉપયોગ કર્યો હોત તો સહુથી પહેલાં તે તેને લૂછીને સાફ કરત અને પછી પોતાની બેગમાં મૂકી દેત. કોઇ પણ હૂશિયાર કારીગર પોતાના ઓજારનો ઉપયોગ કર્યા પછી તેને બરાબર સાફ કરીને પછી ઠેકાણે મૂકે છે. એટલે કરવત મળી આવ્યાનો મુદ્દો તદ્દન ભૂલો છે અને હું પુનઃ કહું છું કે તે શામજીની વિરૂદ્ધમાં નહિ પરંતુ તેની તરફેણમાં જાય છે."

"પરંતુ પેલો કોઇ મી. સત્યેન્દ્ર કહે છે કે તેણે શામજીને તેના કરવત વડે પીઢીયું વ્હેરતો જોયો હતો" યાજ્ઞિકે બીજી શંકા કરી.

સોરાબજીએ જવાબ આપ્યો: "મને તેના કથનમાં શંકા છે. તમે તે સત્યેન્દ્રને ઓળખો છો ?"

"હું તો તેનું નામ આજે જ સાભળું છું. પણ તે મી. હરિપ્રસાદનો મિત્ર હોય એમ લાગે છે."

"હું મી. હરિપ્રસાદને મળવાને માટે જઇશ તે વખતે સત્યેન્દ્રની સાથે ઓળખાણ કરવાનો યત્ન કરીશ. મને તો વિકાજીના શબ્દો ઉપરથી આ સત્યેન્દ્રના સંબંધમાં તીવ્ર જીજ્ઞાસા ઉત્પન્ન થઇ છે."

"તમે એમ માનો છો કે તેણે બાપડા શામજીની વિરૂદ્ધમાં અસત્યવાદ કર્યો હશે ?"

આ વખતે તેઓ સરદારગૃહની બરાબર સામે આવી પહોંચ્યા હતા. ડિટેકિટવ ત્યાં ઊભો રહ્યો અને યાજ્ઞિકની નજીક પોતાનું મુખ લઇ જઇને ધીમેથી બોલ્યો: "હું ધારૂં છું કે શામજીની વિરૂદ્ધમાં કારસ્થાન રચાયું છે અને આ છૂપાવેલા કરવતની વાર્તા એ કાવતરાનો એક ભાગ હોવો જોઇએ."

"કારસ્થાન ! કોની વચ્ચે ?" યાજ્ઞિકે પૂછ્યું.

"સમય આવતાં જણાઇ આવશે. ચાલો આપણે અંદર જઇએ. હરિશ્ચંદ્રને માટે મને ચિંતા ઉત્પન્ન થઇ છે. તે આવ્યો છે કે નહિ તેની તપાસ કરીએ."

——:o:——

# પ્રકરણ ૧૨મું.

## હરિશ્ચંદ્ર ક્યાં છે ?

હરિશ્ચંદ્ર સરદારગૃહમાં ન હતો. તેમ તે સોરાબજી તથા બીજાઓની સાથે અહીંથી ગયો ત્યારપછી અહીં જોવામાં પણ આવ્યો નહતો.

તેના કશા સમાચાર નહિ મળવાથી ડિટેકિટવની મુંઝવણ વધી. પરંતુ તેણે એ મુંઝવણને વિશેષ મહત્ત્વ આપ્યું નહિ. તે બોલ્યો:

"ચાલો આપણે ભોજન કરી લઇએ. તે દરમ્યાન એ આવી પહોંચશે."

તેઓ જમવાને બેઠા. લગભગ અર્ધો કલાક થઇ ગયો. છતાં પણ હરિશ્ચંદ્ર દેખાયો નહિ. એટલે સારાબજીની ચિંતામાં વધારો થયો. તેણે કહ્યું: "મને લાગે છે કે કશુંક બન્યું હોવું જોઇએ."

"જે લોકોએ કાલે રાત્રે મારા ઉપર હુમલો કર્યો હતો તેઓ તેના જોવામાં આવ્યા હોય એમ તમને લાગે છે ?" યાજ્ઞિકે પૂછ્યું.

"તેઓ અથવા આ કાવત્રામાં જોડાયેલા બીજા માણસો તેને ભેટયા હોવા જોઇએ—આમાં કારસ્થાન રચાયું છે એ ચોક્કસ છે."

"પણ હવે આપણે શું કરવું, સાહેબ ?" રૂસ્તમ બોલ્યો: "તેની તપાસ કરવાને માટે કેવી રીતે શરૂઆત કરવી તે જ સમજાતું નથી."

"એ વાત સાચી છે. છતાં પ્રયત્ન કર્યા વગર છૂટકો નથી. વારૂ, રૂસ્તમ ? તેં છેલ્લો તેને કયે સ્થળે જોયો હતો ?"

"કોર્ટની પાછળ. હું પણ તેનાથી સ્હેજ દૂર હતો. પરંતુ મેં બાજુએ મુખ ફેરવ્યું ત્યાં એકાએક તે ચાલ્યો ગયેલો લાગ્યો. તે રસ્તા પર ગયો હશે એમ ધારીને હું બહાર નીકળ્યો. પરંતુ ત્યાં કોઇ પણ સ્થળે એનું નામ નિશાન ન હતું. એ ઉપરથી મને લાગે છે કે કોર્ટમાં બાજુનું જે બીજું દ્વાર છે તેમાંથી તે બહાર પડયો હશે. ત્યાં એક બીજું દ્વાર તે ઊભો હતો તેની નજીકમાં મારા જોવામાં આવ્યું હતું."

"તો પછી તારૂં અનુમાન સાચું હોવાનો સંભવ છે. જો એ રસ્તે થઇને તે બહાર ગયો હશે તો આપણને કદાચ પત્તો લાગશે. કેમ કે એ તરફ વિશેષ માણસોનો જવર અવર નહિ હોય. હરિશ્ચંદ્ર તેની બેગ લાવ્યો છે તે કયાં છે ?"

"ઉપર મારા ઓરડાની બાજુના ઓરડામાં."

"ચાલો ત્યારે ઉપર જઇએ. નેપોલીઅનને લાવ."

સોરાબજીએ બેગ ખોલી નાંખી અને તેમાંથી એક કાળો કોટ જે હરિશ્ચંદ્રે ટ્રેનમાં પહેર્યો હતો તે કાઢયો. તે કોટ તેણે તેના કૂત-

રાના સુંઘવાને માટે આપ્યો. એ પ્રમાણે કરીને તે કોટ કાગળમાં લપેટીને તેણે બગલમાં માર્યો.

"ચાલો, હવે વખત ખોવાની જરૂર નથી."

તેઓ થોડી મીનિટમાં જ માજીસ્ટ્રેટની કોર્ટ પાસે આવી પહોંચ્યા. ત્યાં જઇ પેલા બાજુના દ્વાર તરફ ગયા. નજીકમાં એક સિપાઇ ઊભેલો તેમની દૃષ્ટિએ પડયો. સોરાબજીએ તેને પ્રશ્ન કર્યો: "નાયક ! આજે સવારે કેસ પૂરો થયા પછી ઘણા માણસો આ બારણામાં થઇને બહાર ગયા હશે ? "

" ઘણા જ થોડા, સાહેબ ! આ બારણાનો ઉપયોગ કવચિત જ થાય છે. "

" અને આ બારણાની બહાર જે ગલ્લી છે ત્યાં ગયા એક–બે કલાકમાં વિશેષ માણસોનો આવરો જાવરો થયો હશે ખરો ? "

" ના, સાહેબ ! એ ગલ્લીમાં થઇને નદી કિનારે જવાય છે. એટલે આટલામાં રહેનારા કોઇ થોડા માણસો નદી ઉપર જવું હોય તો તેનો ઉપયોગ કરે છે. "

" બહુ સારૂ, હવે નેપોલીયન પોતાના કૌશલ્યનો આપણને અનુભવ કરાવી શકે છે કે કેમ તે આપણે જોઇએ. "

તેણે કાગળમાં લપેટેલો કોટ કાઢયો અને પુનઃ શ્વાનના નાક પાસે ધર્યો. નેપોલીયન સુંઘવા લાગ્યો; અને એ પ્રમાણે તેની ઘ્રાણેન્દ્રિયની અજાયબ શક્તિથી તે આ કોટ પહેરનાર મનુષ્યની ગંધને પોતાના મગજમાં ઉતારી શકયો ત્યાં સુધી એ કોટને તેણે વારંવાર સુંઘ્યા કર્યો

" બચ્ચા ! તેને શોધી કાઢ ! " સોરાબજીએ તેને આજ્ઞા કરી.

નેપોલીયન પોતાના માલિકની આજ્ઞા સમજી ગયો અને કોર્ટની અંદર જમીનને નાક લગાડીને સુંઘવા લાગ્યો. તે આમ તેમ ચોતરફ સુંઘતો હતો. પરંતુ થોડીક વાર તો તેને કશી ફત્તેહ મળી નહિ. ધીમે ધીમે તેણે પોતાની ઘ્રાણેન્દ્રિયનો વિશેષ ઘેરાવામાં ઉપયોગ કરવા

માંડયો. એમ કરતાં તે કોર્ટના પેલા ન્હાના દ્વારની નજીક આવી પહોંચ્યો. તુરત જ તે અટકી ગયો અને પુનઃ એક ચોક્કસ સ્થળે તેણે નાક લગાડયું. પછી તે છીંકવા તથા ધુરકવા લાગ્યો અને સુંઘતો સુંઘતો બારણાની બહાર નીકળ્યો.

" શાહબાસ, નેપોલીયન ! " સોરાબજી ઉત્તેજક સ્વરે બોલ્યો : તે સફળ થયો લાગે છે. "

યાજ્ઞિકને આ અબોલ પ્રાણીની આવી કુશળતા જોઇને આશ્ચર્ય થયું અને તે બોલ્યોઃ " જૂઓ ! તે તમારી સામે જૂએ છે. આગળ વધવાને માટે આતુર હોય એમ લાગે છે. "

"જા બચ્ચા ! ચાલ આગળ !"

નેપોલીયન બહાર પેલી ગલીમાં આગળ વધવા લાગ્યો અને નદીના કિનારા સુધી આવી પહોંચ્યો. અહીં એક સ્થળે નદીમાં ઉતરવાને માટે પગથીયાં બાંધેલાં હતાં. શ્વાન ત્યાં આવ્યો અને પગથીયા પર નીચે આવીને છેલ્લા પગથીયા ઉપર ઊભો રહ્યો, પાણીમાં સુંઘવા લાગ્યો તથા પોતાના માલિક સામે જોવા લાગ્યો. છેવટે તેણે નિરાશાદર્શક અવાજ કર્યો.

"અહીં નેપોલીયનનું કાર્ય પૂર્ણ થાય છે." સોરાબજી બોલ્યો; "એમ લાગે છે કે હરિશ્ચંદ્ર અહીં સુધી આવ્યો હશે."

"અને પછી નદીમાં તરીને સામે કિનારે ગયો હશે ?" યાજ્ઞિકે પૂછ્યું.

"કદાચ એમ હોય. પણ વિશેષ સંભવ તો મછવામાં દાખલ થયો હોવાનો લાગે છે. અહીંથી એકાદ નાની બોટ કે મછવો પસાર થયેલ લાગે છે. જૂઓ, આ દિવાલ પાસે પડેલો ઘસારો અને તાજો રંગ ચોટેલો છે એ ઉપરથી મારૂં અનુમાન સાચું ઠરે છે."

"ખરેખર ! પણ ત્યારે શું–"

"અરે, સાહેબ ! અહીં જૂઓ." રૂસ્તમ વચ્ચે બોલ્યો : "આ સ્થળે પગનાં નિશાન પડેલાં છે, તે ઉપરથી અહીં થોડી ઘણી

ઝપાઝપી થઇ હોય એમ જણાય છે."

રૂસ્તમનું કહેવું સાચું હતું. ત્યાં બે કે ત્રણ જાતનાં બૂટનાં નિશાન હતાં. તે બૂટનાં નિશાન સ્પષ્ટ અને સીધાં ન હતાં, પણ એક બીજાંથી દબાયેલાં અને ચ્હેરાયેલાં હોય એમ લાગતું હતું. એ ઉપરથી રૂસ્તમે ઝપાઝપીનું અનુમાન કર્યું હતું.

"બરાબર છે હવે સમજાય છે." સોરાબજીએ કહ્યું : "હરિશ્ચંદ્ર અહીં સુધી કોઇની પાછળ આવ્યો હશે. અહીં તેમની વચ્ચે ઝપાઝપી થઇ હશે. જો, આ હરિશ્ચંદ્રના બૂટનું નિશાન. તેના જમણા પગના બૂટની એડી એક બાજુથી સ્હેજ તુટેલી છે તે સ્પષ્ટ જોઇ શકાય છે."

" હાય હાય! ત્યારે એ બાપડાનું શું થયું હશે? તે લોકોએ તેને નદીમાં ફેંકી દીધો હશે?" યાજ્ઞિકે ચિંતાપૂર્ણ સ્વરે પૂછ્યું.

" હું એમ નથી માનતો. કેમ કે એમ કરવું તે વધારે જોખમ ભરેલું છે. તેઓ તેને પકડી બોટમાં નાંખીને ઉપાડી ગયા હશે."

" તે કોઇના જોવામાં નહિ આવ્યો હોય?"

" એ તો બોટ કેવા પ્રકારની છે તેના ઉપર આધાર રહે છે. દિવાલ ઉપર ઉંચે થયેલા તેના ઘસારા ઉપરથી એ બોટ ઉંચી હોવી જોઇએ. મને લાગે છે કે તે કદાચ ન્હાની લોંચ હશે."

" પણે દૂર એક મકાન છે, સાહેબ! ત્યાં રહેનાર માણસો કદાચ આપણને જણાવી શકશે." રૂસ્તમે સૂચવ્યું.

આ મકાનમાં જે રહેતો હતો તેની સ્ત્રી ઘેર હાજર હતી. તેને પૂછતાં આ લોકો પોતાની ધારણા કરતાં યે વિશેષ તેની પાસેથી જાણી શકયા.

સ્હવારે એક મોટર લોંચ અહીં આવી હતી અને પગથીઆં પાસે તેને રાખવામાં આવી હતી. તે આવી ત્યારે તેના ઉપર ત્રણ માણસો હતા. પરંતુ થોડા સમય સુધી બે માણસ તેમાંથી ઉતરીને ગામમાં ગયા હતા. ત્રીજો લોંચમાં હતો. આ સ્ત્રી તે માણસોને ઓળ-

ખી શકી ન હતી. કારણ કે તેનું મકાન કિનારાથી દૂર હતું. તેમ જ બોટ આવ્યા પછી તેણે તેના તરફ ખાસ લક્ષ આપ્યું ન હતું. માત્ર પાછળથી તે લોંચ જે બાજુએથી આવી હતી તે જ તરફ પાછી જતી તેના જોવામાં આવી હતી."

"તે કઇ તરફથી આવી હતી ?" સોરાબજીએ પૂછ્યું.

"નદીનું વહેણ જે બાજુએ છે તે દિશામાંથી આવી હતી."

"તમારો આભાર માનું છું." એમ કહીને સોરાબજીએ તે સ્ત્રીના હાથમાં એક રૂપીઓ મૂક્યો અને પછી તે પોતાના મિત્રો તરફ ફરીને બોલ્યો : "આપણે પણ એ દિશા તરફ જઇએ."

તેઓ મકાન પાસેથી નિકળીને પેલાં પગથીયાં પાસે આવ્યા અને ત્યાંથી નીચાણ તરફ જવા લાગ્યા. થોડી વારે સોરાબજી બોલ્યો: "આપણે બન્ને બાજુના કિનારા તપાસવાની જરૂર છે. આગળ એકે પૂલ આવે છે ?"

"હા, અહીંથી પા માઇલ ઉપર એક પૂલ છે." યાજ્ઞિકે જવાબ આપ્યો. તે વસંતપુરમાં રહેલો હોવાથી તેને આ પ્રદેશની માહિતી હતી.

નદી થોડેક દૂર જમણી તરફ વળતી હતી. ત્યાં આવ્યા એટલે પૂલ દેખાવા લાગ્યો અને થોડી વારમાં તેઓ એ પૂલ પાસે આવી પહોંચ્યા.

"રૂસ્તમ ! અહીંથી સામા કિનારે જા અને આગળ ચાલતાં કોઇ સ્થળે લોંચને કિનારા ઉપર લાવવામાં આવી છે કે કેમ તે જોતો રહેજે. નેપોલીયનને તારી સાથે લઇ જા."

એક બાજુએ રૂસ્તમ અને નેપોલીયન તથા બીજી બાજુએ સોરાબજી અને યાજ્ઞિક એ પ્રમાણે તેઓ આગળ વધવા લાગ્યા અને કિનારા ઉપર લોંચને લાવવામાં આવી છે કે કેમ તે જોવા લાગ્યા.

પરંતુ લગભગ પોણા કલાક સુધી એવું કશું પણ ચિહ્ન તેમના જોવામાં આવ્યું નહિ. તેઓ કુન્દનપુરથી દૂર આવ્યા હતા. રસ્તા પર ન્હાના ન્હાના ડુંગરા, વૃક્ષઘટા અને લીલા ઘાસથી

છવાયેલ મેદાન દૃષ્ટિએ પડતાં હતાં. નદી આગળ ને આગળ સર્પા-કારે વળાંક લેતી વધતી હતી.

લગભગ બે માઇલ સુધી તો આ લોકો બન્ને કિનારા પર પડી રહેલી કેડી ઉપર ચાલતા હતા. પછી જે કિનારે સોરાબજી અને યાજ્ઞિક હતા ત્યાં કેડી ચાલૂ રહી, પણ રૂસ્તમના કિનારા પર તેમ ન હતું. તેણે બૂમ પાડીને કહ્યું: "અહીં કેડી ડાબી બાજુએ કિનારાથી દૂર જાય છે. આ તારની વાડથી તેનો અટકાવ થાય છે."

"તું તેની અંદર દાખલ થઇ શકે તેમ નથી ?" સોરાબજી બોલ્યો.

"દાખલ થવામાં તો કશો વાંધો નથી. પણ અહીં એક પાટીયું ઊભું કર્યું છે. તેમાં લખ્યું છે કે 'આ વાડની અંદર દાખલ થનાર સામે કેસ ચલાવવામા આવશે.' આ જમીન કોઇની ખાનગી માલિકીની હોવી જોઇએ."

"હા–હા, ખરૂં છે. આ જમીન મી. હરિપ્રસાદની મિલકતનો એક ભાગ છે." યાજ્ઞિકે એ તરફ દૃષ્ટિ કરીને જણાવ્યું.

"એમ ! ત્યારે તો આપણે વસંતપુરની પાસે આવી પહોંચ્યા ! "સોરાબજીએ આશ્ચર્ય વ્યક્ત કર્યું."

"હા, આપણે હવે વસંતપુરથી બહુ દૂર નથી. આ સામે જે જમીન છે તે અગાઉ વસંતવિહારમાં જોડાયેલી ન હતી. પરંતુ પાછળથી મી. હરિપ્રસાદે એ ટુકડો ખરીદ્યો છે એવું મારા જાણવામાં આવ્યું હતું."

રૂસ્તમ આ બે જણા વચ્ચે થતું સંભાષણ સાંભળતો હતો. કેમ કે નદીનો પટ કાંઇ બહુ મોટો ન હતો. તેણે પૂછ્યું : "સાહેબ ! હું તારની વાડમાં થઇને અંદર જાઉં ?"

"બેશક ! તારી સામે કેસ ચલાવાની ભીતિ રાખવાનું કારણ નથી. એવું થશે તો જોઇ લેવાશે. જો કે હું નથી ધારતો કે મી. હરિપ્રસાદ તારી સામે આ ગુન્હા માટે કેસ કરવાનું પસંદ કરે. વારૂ, જો સમાલજે–તારના કાંટા તને કે નેપોલીયનને ઇજા ન કરે."

રૂસ્તમે પ્રથમ સાચવીને શ્વાનને તારની વચ્ચેથી અંદર દાખલ કર્યો. પછી પોતે પણ અંદર આવ્યો અને તેઓ બન્ને કિનારાની તપાસ કરતા આગળ ચાલવા લાગ્યા. બીજા ત્રણસો વાર આગળ વધ્યા પછી અગાઉના જેવી બીજી વાડ આવી ને રૂસ્તમે તેમાં પણ પ્રથમના માફક પ્રવેશ કર્યો. થોડું આગળ ચાલતાં રૂસ્તમની બાજુએ એક ખોદીને બનાવેલી નાની અને સાંકડી ખાડી જેવું હતું. તે ખાડી આગળ જતાં પહોળી થતી જતી હતી અને પછી એક નાના તળાવ જેવું તેના જોવામાં આવ્યું. આ તળાવની આસપાસ વૃક્ષ ઘટા પણ પુષ્કળ હતી. આ તળાવના જમણા કિનારા ઉપર એક મકાન તેના જોવામાં આવ્યું. તે મકાનનું દ્વાર તળાવની અંદર હતું એ મકાનને જોતાં જ રૂસ્તમ સમજી ગયો કે તે બોટ રાખવા તળાવની ઉપર બાંધેલું મકાન હોવું જોઇએ. તેમાં બે ત્રણ બોટ દૃષ્ટિએ પણ પડતી હતી. રૂસ્તમ આ મકાનનું જે દ્વાર જમીન તરફ હતું ત્યાં આવ્યો. તે દ્વારને તાળું વાસ્યું ન હતું. એટલે તેણે સાંકળ ખોલીને દ્વાર ઉઘાડયું. અંદર અંધકાર હોવાથી પોતાની પાસેના વિજળીના દીવાનું બટન દબાવી અંદર પ્રકાશ નાંખ્યો.

આ મકાનમાં જુદા જુદા પ્રકારની અને જુદા જુદા કદની ત્રણ બોટ હતી. એક બતેલો, એક ન્હાનો હલેસાંથી ચલાવવાનો મછવો અને એક મોટર લોંચ એમ ત્રણ વાહન હતાં. મોટર લોંચ દૃષ્ટિએ પડતાં તેનું હૃદય ઉછળવા લાગ્યું. તે તુરત જ ત્યાંથી નીકળીને પુનઃ કિનારા ઉપર ગયો અને મોટા અવાજે જે પોતાના જોવામાં આવ્યું હતું એ તેણે સોરાબજીને જણાવ્યું.

"મોટર લોંચ !" સોરાબજીએ ઉદ્દગાર કર્યો: "જેની પાછળ આપણે આવ્યા છીએ તે જ હશે ! તે જ હોવી જોઇએ. પણ તેનું અવલોકન કરવાની જરૂર છે. મી. યાજ્ઞિક ! આપણે સામા કિનારે કેવી રીતે જઇશું ? બીજો એકે પૂલ નજીકમાં છે ?"

"નજીકનો પૂલ વસંતવિહારની હદમાં છે. પરંતુ તે પૂલ ઉપર

થઇને આપણે જઇ શકીએ તેમ નથી.” યાજ્ઞિકે જણાવ્યું.

“એટલે કે એ પુલ ભાંગી ગયો છે તે જ ?”

“હા.”

“વારૂ, ત્યારે બીજો પૂલ ક્યાં છે ? આપણે જેમ બને તેમ ત્વરાથી સામા કિનારે પહોંચવાની જરૂર છે.”

“તો પછી પૂલની શી જરૂર છે ? બોટ રાખવાના મકાનમાં એક ન્હાનો મછવો છે. જો કહો, તો તે હું આપની પાસે લાવું.” રૂસ્તમે જણાવ્યું.

“હા, એ બરાબર છે. જલ્દી લાવ.”

રૂસ્તમ તુરત જ પેલા મકાનમાં ગયો અને મછવો કડા સાથે બાંધેલો હતો તેને છોડીને સામા કિનારે લઇ ગયો. પા કલાકની અંદર તો ત્રણે જણા આ બાજુના કિનારા ઉપર આવી પહોંચ્યા. તેઓ કિનારા ઉપર નહિ ઉતરતાં મછવાને પેલા મકાનની અંદર લઇ ગયા. અંદર દાખલ થઇને પાણીના ફરતી લાકડાનાં પાટીયાંની કિનારી હતી તેના પર ચઢી ગયા. રૂસ્તમે પેલી મોટર લોંચ બતાવી.

સોરાબજી પોતાની બત્તીનો પ્રકાશ તેના પર નાંખીને બોલ્યો : “મોટર લોંચ ન્હાની છે, પણ તેમાં જગ્યા પુષ્કળ છે. એક ન્હાની ઓરડી પણ છે. તેમાં કોઇ માણસને છૂપાવવો હોય તો છૂપાવી શકાય. ચાલો, આપણે તેનું બારિક અવલોકન કરીએ. એ પરથી તેમાં કોઇને છૂપાવ્યો હતો કે કેમ એ કદાચ આપણે જાણી શકીશું.”

તે મોટર લોંચમાં દાખલ થઇને તેનું અવલોકન કરવા લાગ્યો. અવલોકનન માટે બે–ત્રણ મીનિટો પૂરતી હતી. “અહીં પૂરાવો મેળવવાનો પ્રયત્ન કરવો મિથ્યા છે.” તે નિરાશાપૂર્ણ સ્વરે બોલ્યો: “જો કોઇ બદમાશોનું આ કૃત્ય હોય તો તેમણે પોતાની બદમાશીનું ચિહ્ન એકદમ અદૃશ્ય કરવાની ખાસ કાળજી રાખેલી છે. મોટર લોંચને થોડા સમય પહેલાં જ ધોઇને સાફ કરવામાં આવી હોય એમ લાગે છે. એટલે કોઇના પગલાનું કે હાથનાં આંગળાંનું કશું પણ નિશાન

જોવામાં આવતું નથી. આ મકાનની અંદરની ફરતી પાટીયાંની કિનારી ઉપર તપાસ કરીએ. ત્યાંથી કાંઇ જાણવા જોગ મળી આવે છે !"

પરંતુ ત્યાં પણ કશું શંકા પડતું નિશાન જોવામાં આવ્યું નહિ. આ કિનારી ઉપર તેમના સિવાય બીજા કોઇનાં પગલાંનું નિશાન ન હતું. આ ઉપરથી તેઓ એવું અનુમાન કરી શકયા કે મોટર લોંચની માફક આ મકાનની તમામ જગ્યાને સાફ કરી નાંખવામાં આવી હોવી જોઇએ ! શા માટે ? પોતાનું કૃત્ય છૂપાવવાને માટે. અર્થાત પોતે કરેલું કૃત્ય ગુપ્ત રાખવા જેવું છે, એમ તે લોકોને અગાઉથી જ લાગ્યું હશે. પરંતુ આ માત્ર તર્ક હતો. કેમ કે આવા પૂરાવા ઉપરથી હરિશ્ચંદ્રને આ જ મોટર લોંચમાં લાવવામાં આવ્યો હશે એવું સિદ્ધ થતું ન હતું.

આ મકાનની બહાર જમીન ઉપર કેટલાંક પગલાંનાં નિશાન હતાં. પણ તેમાંનાં ઘણાં તો જૂનાં હતાં અને જે નવાં હતાં તેમાં જે લોકોની પાછળ તેઓ પડ્યા હતા તેમનાં પગલાનાં નિશાન જણાતાં ન હતાં. અહીં નેપોલીયનને પુનઃ હરિશ્ચંદ્રનો કોટ સુંઘાડીને પુનઃ જમીન સુંઘવાની સૂચના કરી. તેણે પુષ્કળ પ્રયત્ન કર્યો. પરંતુ હરિશ્ચંદ્ર વિષે તે કશું પણ જાણી શકયો નહિ અને તેના માલિક સામે નિરાશ બનીને જોઇ રહ્યો.

આ પ્રમાણે ચોતરફથી મળતી નિષ્ફળતાને લીધે સોરાબજીને એવી શંકા આવી કે તેઓ કદાચ ખોટા માર્ગે દોરવાયા હશે. હરિશ્ચંદ્ર કોટની બાજુના દ્વારમાંથી બહાર નીકળીને નદીકિનારા ઉપર આવ્યો હતો એ તો જાણે કે ચોક્કસ હતું. પરંતુ તેને મોટર લોંચ ઉપર ઉપાડીને લઇ જવામાં આવ્યો કે બીજી કોઇ બોટમાં–તે પ્રશ્ન વિવાદાસ્પદ હતો. કદાચ તેના ઉપર હુમલો કરી, તેને પકડીને નદીમાં નાંખી દીધો હોય એ પણ સંભવિત હતું.

તેનાં નેત્રોમાં મુંઝવણ જોઇને રૂસ્તમ બોલ્યો: "સાહેબ !

આપ હવે શું કરવા માગો છો ?"

"તે જ હું સમજી શકતો નથી. પરંતુ કાંઇક કરવું તો જોઇશે જ. હું ધારૂં છું કે આ લોંચની હીલચાલ ઉપર મી. હરિપ્રસાદ કાંઇક પ્રકાશ નાંખી શકશે ખરા. મી. યાજ્ઞિક ! તેમનો બંગલો અહીંથી કેટલો દૂર છે ?"

"અહીંથી પાંચસો–છસો વાર કરતાં વિશેષ દૂર નથી. પેલી વૃક્ષ-ઘટાની વચ્ચે તેમનો બંગલો છે."

"ત્યારે ચાલો, ત્યાં જઇને એમને મળીએ. તે વિના બીજો એકે માર્ગ અત્યારે સૂજતો નથી."

તેઓ એ બંગલા તરફ જવા લાગ્યા. આ બંગલો ઘણા જૂના વખતનો હતો. પરંતુ તેનો કેટલોક ભાગ પાછળથી સુધરાવ્યો હોય એમ લાગતું હતું. તે બંગલાથી થોડાક અંતર ઉપર એક વૃક્ષ હતું. તેની ડાળી પર કેટલીક ખીસકોલીઓ આમથી તેમ દોડાદોડ કરી રહી હતી. તે માંહેની એક હિમ્મતવાન્ ખીસકોલી આ નવીન આગંતુકોને જોઇને કુતૂહલવૃત્તિથી તેમની તરફ આવી, પણ આગંતુકોની સાથેના નેપોલીયન તરફ તેની દૃષ્ટિ પડતાં જ તે એકદમ પાછી ન્હાસી ગઇ અને પેલા વૃક્ષની ડાળી ઉપર ચડી ગઇ.

નેપોલીયન તેને કશી પણ ઇજા કરવાનો ન હતો કારણ કે આજ્ઞા કર્યા સિવાય કોઇ પણ જીવન્ત પ્રાણીને કશી પણ શારીરિક વ્યથા નહિ કરવાની તેને ખાસ તાલિમ આપવામાં આવી હતી. પરંતુ તેને કાંઇ મૌન રહેવાની ફરજ પાડવામાં આવતી ન હતી. એટલે આ ખીસકોલીને જોઇને તેના મુખમાંથી ચમત્કારિક ઉદ્ગાર સરી પડયો.

આ વખતે એક એવી ઘટના બની ગઇ કે જે થોડા જ સમયમાં સોરાબજીનું ખાસ લક્ષ ખેંચનારી થઇ પડી. જો કે આ સમયે તે એ ઘટનાનો કશો પણ વિચાર કર્યા સિવાય યાજ્ઞિક અને રૂસ્તમની સાથે બંગલાના મુખ્ય દ્વાર તરફ ચાલ્યો. મુખ્ય દ્વાર બંધ હતું. બહાર એક વિજળીનું બટન હતું. યાજ્ઞિકે તે બટન દબાવ્યું અને

પોતાના ગજવામાંથી એક વિઝિટિંગ કાર્ડ કાઢ્યું. તે અગાઉ અહીંની પાઠશાળાનો અધ્યાપક હોવાથી હરિપ્રસાદ તેને પિછાનતો હતો. એટલે તેણે સોરાબજીનો તેની સાથે પરિચય કરાવવો એવું નક્કી કરવામાં આવ્યું હતું; અને તે ઉપરથી તેણે કાર્ડની પાછળ "એક અગત્યના કાર્ય માટે આપની સાથે મુંબઇના ડિટેક્ટિવ મી. સોરાબજીનો પરિચય કરાવવા આવ્યો છું.' એ પ્રમાણે પેન્સીલ વડે લખ્યું.

તેણે બટન દાબવાથી અંદર ઘંટડી થઇ હતી. પરંતુ તેનો તત્કાળ જવાબ મળ્યો નહિ. થોડીવાર તેઓ રોકાયા, છતાં દ્વાર ખૂલ્યું નહિ. એટલે તેઓ બીજી વાર બટન દબાવવાનો વિચાર કરતા હતા ત્યાં કોઇનાં પગલાં અંદરના ખંડમાં સંભળાયા અને એક માણસે આવીને દ્વાર ખોલ્યું.

યાજ્ઞિક બોલ્યો: "આ મારૂં કાર્ડ હરિપ્રસાદ શેઠને આપો અને તેમને કહો કે અમે તેમને ખાસ મળવાને માટે આવ્યા છીએ."

"શેઠ સાહેબ અહીં નથી—મુંબઇ ગયા છે." નોકરે જવાબ આપ્યો.

"મુંબઇ ગયા છે!" યાજ્ઞિક આશ્ચર્યપૂર્વક બોલ્યો : "અચાનક જવું પડયું લાગે છે. આજે સહવારે તો અમે તેમને કુન્દનપુરની કોર્ટમાં જોયા હતા."

"હા, સાહેબ! તેઓ કોર્ટમાંથી આવીને ભોજન કરી તુરત જ મી. સત્યેન્દ્ર અને મી. ચંદ્રપ્રસાદ જેઓ અહીં તેમને મળવાને માટે આવ્યા હતા, તેમની સાથે ગયા છે."

"હું ધારૂં છું કે શેઠની સાથે કોર્ટમાં જે બે ગૃહસ્થો હતા તે જ હોવા જોઇએ." સોરાબજીએ કહ્યું: "વારૂ, ત્યારે અહીં હવે કોઇ છે કે નહિ? જો હોય તો તેમને મળવાની મારી ઇચ્છા છે."

"ના, સાહેબ! કોઇ પણ નથી." નોકરે જવાબ આપ્યો : "માત્ર હું અને બીજા નોકરો સિવાય બંગલામાં શેઠ અથવા તેમના મિત્રો માંહેનું કોઇ પણ નથી."

"આ બંગલો શેઠ તમને સુપ્રત કરતા ગયા છે?" આ સાધા-

રણ ઘાટી જેવા દેખાતા માણસના શબ્દો ઉપર વિશ્વાસ નહિ બેસવાથી સોરાબજીએ પ્રશ્ન કર્યો.

"હા જી, શેઠ સાહેબ તેમના રસોયાને પણ પોતાની સાથે લેતા ગયા છે. માત્ર એક હમાલ તથા બે માળી અને હું અમે ચાર જણા બંગલામાં છીએ."

"તમારા શેઠ મુંબઈમાં લાંબો વખત રહેવાના છે ?"

"હું ચોક્કસ કહી શકતો નથી. પરંતુ કેટલાક દિવસ રોકાય ખરા. ત્યાં સેન્ડહર્સ્ટ રોડ ઉપર જાગીરદાર મેન્શન નામનો તેમનો માળો છે, ત્યાં રહે છે અને અવારનવાર અહીંથી ત્યાં જા આવ કરે છે."

" સોરાબજીની આ નોકરને બીજા પણ કેટલાક પ્રશ્નો કરવાની ઇચ્છા હતી. પરંતુ તેને બદલે તે પોતાના સહચરીઓને લઇને ત્યાંથી પાછો ફર્યો. આશરે પચાશેક વાર ગયા બાદ યાજ્ઞિકે શાંતિનો ભંગ કર્યો: "મી. સોરાબજી ! આ ઠીક ન થયું. હરિપ્રસાદ અહીં ન હોવાથી તેમને મોટરલોચના સંબંધમાં પૂછવાનું બની શક્યું નહિ. પણ તે એકાએક મુંબઇ કેમ ગયા હશે ?"

" જો તે ગયા હોય તો ?" સોરાબજી બોલ્યો.

" શું ! તે મુંબઇ ગયાનું તમે સાચું નથી માનતા ?"

" હું ચોક્કસ કહી શકતો નથી, પણ મને શંકા છે."

" ત્યારે આ ઘાટી આપણી પાસે–ઇ'

" હા, મારી ખાત્રી છે કે તે જૂઠું બોલતો હતો. પરંતુ તેના કથનમાં અસત્યનો અંશ કેટલો હતો તે હું નક્કી કહી શકતો નથી. તેનો ચ્હેરો તમે જોયો હતો ?"

" હા, તમારા સવાલના જવાબ આપતાં તે ગભરાઇ જતો હતો. પરંતુ એ તો મનની નબળાઇનું પરિણામ પણ હોઇ શકે."

" ના, તે જૂઠું બોલતો હોવાને લીધે ગભરાતો હતો. હરિપ્રસાદ તેના એક મિત્રની સાથે મુંબઇ ગયો હોય તે બનવા જોગ છે;

પરંતુ આ બંગલામાં તેનો બીજો કોઇ પણ મિત્ર નથી એમ નોકરે કહ્યું તે ખોટું હતું. હજી એક તો અહીં જ છે."

"એ તમે કેવી રીતે જાણ્યું ?"

"તે મારી દૃષ્ટિએ પડયો હતો. જ્યારે આપણે બંગલા તરફ જતા હતા તે વખતે પેલી ખીસકોલીને જોઇને નેપોલીયન ઘુરકયો હતો એ તમારા સ્મરણમાં હશે જ."

"હા, બરાબર છે."

"તે જ પળે મેડી ઉપર એક માણસ બારી પાસે આવીને નેપોલીયન તરફ જોવા લાગ્યો. પરંતુ આપણને જોતાં તેણે તુરત જ ડોકું પાછું ખેંચી લીધું અને બારી બંધ કરી દીધી."

"તે કોઇ નોકર પણ હોય."

"ના, તે આ ઘાટી તો ન હતો વળી તેના પોષાક ઉપરથી અને ચ્હેરા ઉપરથી પણ તે નોકર જેવો લાગતો ન હતો. અને તે એક મોટી સીગારનું પાન કરતો હતો. એ બધા સંયોગ ઉપરથી તે નોકર ન હોતાં શેઠનો સમોવડીયો હોય એમ માનવાને મારૂં મન આકર્ષાય છે."

"જો એમ હોય તો પછી આપણી પાસે અસત્ય બોલવાનું આ ઘાટીને શું કારણ હશે ?" યાજ્ઞિકે આશ્ચર્યસહ પ્રશ્ન કર્યો.

"એ માટે તેને દોષ દેવો યોગ્ય નથી. એ તો તેને મળેલી સૂચના પ્રમાણે વર્તતો હતો. જૂઓ, તમે બટન દાબીને ઘંટડી વગાડી ત્યારપછી તેણે દ્વાર ખોલવામાં પુષ્કળ સમય લગાડયો હતો."

"હા, એ વાત તો સાચી. પણ તેને કોણે સૂચના કરી હશે ? અને એવી સૂચના કરવાનું કારણ શું ?"

"આપણા સવાલોના જવાબ ન આપવા પડે તે કારણ માટેઃ એને કોણે સૂચના કરી હશે તે વિષે હું ચોક્કસ કહી શકતો નથી. તે હરિપ્રસાદ પોતે હોય અથવા તો તેના બે મિત્રો સત્યેન્દ્ર અને ચંદ્રપ્રસાદ માંહેનો એક હોય."

"મને તો આ બધું ભેદ ભરેલું લાગે છે અને હું બિલકુલ સમજી શકતો નથી." યાજ્ઞિક દીર્ઘ નિઃશ્વાસ મૂકીને બોલ્યો.

"હું પણ જરીક ગુંચવાયો છું." સોરાબજીએ કહ્યું: "હરિપ્રસાદ ખરેખર મુંબઇ ગયો છે કે કેમ તે હું સમજી શકતો નથી. પણ એ જાણવાની જરૂર છે. રૂસ્તમ ! તારે મુંબઇ જવું પડશે."

"ત્યાં જઇને મારે શું કરવું ?"

"સેન્ડહર્સ્ટ રોડ પર જાગીરદાર મેન્શનમાં તપાસ કરજે કે હરિપ્રસાદ ત્યાં છે કે નહિ. જો તે ત્યાં હોય તો બનેસિંગ અથવા આપણા જાસુસો માંહેના બીજા કોઇને તેની હીલચાલ પર નજર રાખવાની સૂચના કરજે. એટલું કરીને તું અહીં આવી, મને બધી હકીકત જણાવજે."

"આપ અહીં રહેશો ?"

"હા, એક–બે દિવસ મારે અહીં રોકાવું પડશે. મારે અહીં કેટલીક તપાસ કરવાની છે. પણ તું જલદી જા અને પહેલી ટ્રેનમાં રવાના થા."

હું પણ હવે મુંબઇ જાઉં તો કેમ ?" યાજ્ઞિકે કહ્યું: "કારણ કે વિદ્યાર્થીગૃહનો વાર્ષિક મહોત્સવ થોડા સમયમાં થવાનો છે તેની તૈયારી ચાલે છે. છતાં પણ જો મારી જરૂર હોય તો હું રોકાઉં."

"ના, તમારે રોકાવાની જરૂર નથી. જો મને ખાસ અગત્ય લાગશે તો હું તમને ખબર આપું તે વખતે તમે આવજો."

"બહુ સારૂ, ત્યારે હું પણ આજે જ જઇશ."

"સાહેબ ! નેપોલીયનનું શું કરવું છે ?" રૂસ્તમે પૂછ્યું.

"તેને કુન્દનપુર સરદારગૃહમાં લઇ જા અને ત્યાં રાખી તેના માલિકને તેની સંભાળ રાખવાનું કહેજે. અત્યારે મારે તેની જરૂર નથી. પણ પાછળથી કદાચ જરૂર પડશે ખરી."

———:o:———

# પ્રકરણ ૧૩ મું.

---

## મૃત્યુના મુખમાં

ચાર્લિક અને રૂસ્તમથી છૂટો પડીને સોરાબજી નદી તરફ જવા લાગ્યો. હરિશ્ચંદ્રનું પગેરૂં આગળ વધી શકતું ન હતું અને હવે પેલા મોટરલોંચવાળા મકાનમાં પહોંચ્યા બાદ તેનું શું થયું એ વિષે ચોક્કસ બાતમી મળે, તે સિવાય એ પગેરૂં કોઇ પણ રીતે આગળ વધી શકે તેમ ન હતું. તેને મોટરલોંચ મારફત એ મકાન સુધી લાવ્યા બાબત સોરાબજીને લેશ પણ શંકા ન હતી. છતાં તેણે ભૂલ પણ કરી હોય અને હરિશ્ચંદ્રને કોઇ બીજી બોટમાં ઉપાડી જવામાં આવ્યો હોય તથા કોઇ બીજા સ્થળે ઉતારવામાં આવ્યો હોય તે અસંભવિત ન હતું.

આ વિચારથી તે તપાસ કરવાને માટે નદીકિનારે જઇને વિશેષ આગળ જવા લાગ્યો. આગળ જતાં કોઇ પણ બોટ કિનારા ઉપર લાવવામાં આવ્યાનું ચિહ્ન જણાતું ન હતું, એટલું જ નહિ પણ ઉત્તરોત્તર નદીનો પટ એટલો સાંકડો થતો જતો હતો કે ત્યાં મોટર લોંચ લાવવી પણ મુશ્કેલ થઇ પડે. એટલે સોરાબજીને લાગ્યું કે હરિશ્ચંદ્રને મોટરલોંચવાળા મકાનમાં જ લઇ જવામાં આવ્યો હશે.

હવે આગળ વધવાનું છોડી દેવું કે કેમ એ બાબતમાં તે વિચાર કરતો હતો ત્યાં એક વસ્તુ તેની દૃષ્ટિએ પડી અને તેના કાર્યની દિશા બદલાઇ ગઇ. આ વસ્તુ કઇ? પેલો તુટેલો પૂલ! તેની સામે લગભગ બસો વારને છેટે એ પૂલ અસ્તવ્યસ્ત સ્થિતિમાં ઊભો હતો.

ઇન્સ્પેકટર વિકાજી સાથે વાત કરતાં સોરાબજીએ તેને સાથે લઇને પૂલની તપાસ લેવાની પોતાની ઇચ્છા જણાવી હતી. પરંતુ અત્યારે તે અહીં સુધી આવી પહોંચ્યો છે, તો તેણે એકલાએ જ

પ્રાથમિક તપાસ શા માટે ન કરવી! અને એ તપાસ કરવામાં કશી મુશ્કેલી નડે એવું તેને લાગ્યું નહિ.

વિકાજી તથા આરોપી શામજીએ તેને જણાવ્યું હતું કે નદી પરથી પૂલની કમાન સુધી ચડવાને માટે પૂલની પાસે જ એક લાંબી સીડી રાખવામાં આવે છે. કારણ કે નહિ તો શામજીને અવારનવાર પોતાના મકાન પરથી તે સીડી લાવવી લઇ જવી પડે.

એ પ્રમાણે વિચાર કરતો તે આ પૂલ પાસે ગયો. પેલી લાંબી સીડી ત્યાં હતી. તે નીચે ઉતર્યો અને એ સીડી તેણે પૂલની કમાન સુધી ઊભી કરવાનો વિચાર કર્યો. અત્યારે સ્હાંજ પડવા આવી હતી. સૂર્ય આથમવાની તકમકમાં હતો. હજી અંધારૂં થઇ ગયું ન હોવાથી પૂલની બારિક તપાસ લઇ શકાય તેમ હતું. એકલા હાથે આવી મોટી સીડી ઉંચે સુધી ઊભી કરવી એ કાંઇ સામાન્ય કામ ન હતું. છતાં ધીમે ધીમે તેણે તે સીડી ઉંચી કરી અને પૂલના જે ભાગની પોતે પ્રથમ તપાસ લેવા માગતો હતો તે ભાગ સુધી ઉંચી કરીને તેની સાથે ટેકાવી. આ ભાગ નદીથી ઘણો ઉંચો હતો અને આ સ્થળે એક પીઢીયું થોડુંક વ્હેરેલું હોવાથી તે પીઢીયાના મોટર ગાડીના વજન અને દબાણને લીધે બે કકડા થઇ ગયા હતા.

સીડી બરાબર ગોઠવાઇ ગયા બાદ સોરાબજી તેની ઉપર ચડવા લાગ્યો. આ સીડી પર ચડવાનું કાર્ય ભય ભરેલું હતું. કારણ કે સખ્ત પવન વાતો હતો અને તેના આઘાતથી સીડી ધ્રૂજતી તથા કડાકા મારતી હતી. પરંતુ સોરાબજી આ પ્રસંગથી ટેવાયેલો હોવાથી તથા સીડી પોતાનો ભાર ઝીલી શકે તેટલી મજબૂત હોવાનું તે જાણતો હોવાથી લેશ પણ બીતી વગર ચડી ગયો.

ઉપર ચડીને તેણે પોતાની આસપાસ દૃષ્ટિ કરી અને પૂલના અવલોકનનો આરંભ કર્યો. પૂલને થયેલા અકસ્માત પહેલાં જે લાંબા પીઢીયાને થોડું વહેરેલું હોવાનું ઇન્સ્પેકટર વિકાજી જણાવતો હતો તે સાચું હતું. આ લાંબા બીમનો પોણો ભાગ વહેરેલો લાગતો

હતો જ્યારે બાકીનો ભાગ દબાણુ સહન નહિ થવાથી તૂટી પડયો હતો, અને આ તૂટેલો ભાગ જમીન તરફ અધર હવામાં લબડતો હતો.

તે જે સ્થળે ઊભો હતો તે સ્થળે ઊભો રહીને કોઇએ આ ભાગને વહેરેલો હોવો જોઇએ. પરંતુ જો આવી રીતે ઊભા રહીને વહેરકામ કર્યું હોય તો તે બરોબર સીધું અને એક સરખું ન હોય. એટલે તેની તપાસ કરવાને માટે તે બીમનો જે ભાગ ઉંચે હતો તેનું લક્ષપૂર્વક અવલોકન કરવાને માટે એ બાજુએ વળ્યો. એમ કરવામાં તેણે પોતાનો ડાબો પગ સીડીપરથી ઉંચો કર્યો અને ડાબો હાથ પણ છોડી દીધો.

તેનું આ પગલું સહાસિક અને જોખમ ભરેલું હતું. ઉંચે હવામાં ન્હાની સીડી પર એક જ પગે એક હાથ વડે દાંડો પકડી ઊભા રહેવું તે સલામત ન હતું. છતાં પણ જો તેને કશો બીજો અકસ્માત ન નડયો હોત તો વાંધા જેવું ન હતું. પરંતુ તે જ વખતે સીડીએ આંચકો ખાધો અને તે હચમચી.

સોરાબજીના મુખમાંથી અચાનક ચીચીયારી નીકળી પડી અને તેની દૃષ્ટિ નીચે જમીન તરફ ગઇ. એક માણસ નીચે સીડી પાસે ઊભેલો દેખાયો. તે સીડીના બન્ને દાંડા પકડીને તેને હલાવતો હતો.

“છોડી દે–છોડી દે ! નીચ ખૂની !” સોરાબજીએ બૂમ પાડી.

પરંતુ તે વધુ બોલી શકયો નહિ. મૃત્યુની ભીતિ તેની દૃષ્ટિ સમીપ આવી પહોંચી હતી. કારણ કે સીડી તેની મૂળ જગ્યાએથી ચાર–પાંચ ઇંચ ખસી ગઇ હતી. પેલા નીચે ઊભેલા માણુસે એક આંચકો માર્યો અને સોરાબજીનો જમણો હાથ સીડીના દાંડાથી છૂટો થઇ ગયો અને જમણો પગ પણ તેના પાંગવા ઉપરથી ઉપડી ગયો.

તે આટલી ઉંચાઇથી નીચે નદીના પાણી તરફ આવવા લાગ્યો જો તે નદીના પાણીમાં અથવા તો તેની બાજુના કિનારે જમીન ઉપર પડે તો તેનાં સોયે વર્ષ પૂરાં થઇ જાય. પરંતુ તે આવી રીતે મૃત્યુના મુખમાં સપડાયેલો હોવા છતાં તેણે પોતાની શુદ્ધસાન ગુમાવી

ન હતી. તેનું મગજ પણ આ ભયંકર અકસ્માતમાંથી પોતાનો બચાવ કેવી રીતે કરવો તેનો વિચાર કર્યા કરતું હતું. તેની તથા નદીની વચ્ચે એક વસ્તુ હતી અને તે વસ્તુ તેને કદાચ બચાવી શકે તેમ હતી.

એ વસ્તુ કઇ ? પેલું અધર લટકતું લાકડાનું લાંબું બીમ. એ બીમ તરફ સોરાબજીનું લક્ષ ગયું હતું. એટલે સરકસના કુશળ કસરતબાજ એકટરની માફક હવામાં કૂદકો મારીને તે આ બીમને વળગી પડયો અને પછી તેના ઉપર ધીમે ધીમે નીચે આવવા લાગ્યો. આ બીમ નદીના પાણીથી લગભગ આઠ ફૂટ જેટલું ઉંચું હતું. તેના નીચલા છેડા સુધી આવીને સોરાબજી સ્હેલાઇથી નદીમાં કૂદી શકયો હોત. પરંતુ તેમ નહિ કરતાં તે પોતાનું જેટલું બળ હતું તેનો ઉપયોગ કરીને બીમને ઝોલા ખવરાવવા લાગ્યો અને બીમ બે-ત્રણ ઝોલા પછી જ્યાં કિનારા તરફ આવ્યું કે તે તેને છોડી દઇને સલામત જમીન ઉપર કૂદી પડયો.

તે આ એક ભયંકર અકસ્માતમાંથી તો પાર પડયો. પરંતુ હજી સલામત ન હતો. તે નીચે ઉતર્યો તે જ વખતે એક અવાજ થયો અને ગોળી તેના કાન પાસે થઇને સુસવાટા મારતી પસાર થઇ ગઇ. તુરતજ તે નજીકના એક વૃક્ષ તરફ દોડી તેના થડની પાછળ ભરાઇ ગયો; કે જેથી જો બીજી ગોળીઓ આવે તો તેની સામે પોતાનું રક્ષણ કરી શકાય.

પરંતુ ત્યારબાદ બંદૂકનો એક પણ અવાજ થયો નહિ. માત્ર દૂર કોઇ દોડતું જતું હોય એવો અવાજ આવતો હતો. અત્યારે સૂર્ય આથમી ગયો હતો. અંધકાર વ્યાપવા લાગ્યો હતો. છતાં પ્રકાશનો તદ્દન લોપ થયો ન હતો. એટલે ઝાંખા પ્રકાશમાં તેણે એક મનુષ્યાકૃતિને દોડતી જોઇ. તે આ મનુષ્યનો ચ્હેરો સ્પષ્ટપણે જોઇ શકયો ન હતો. પરંતુ એક વસ્તુ ખાસ લક્ષ ખેંચે તેવી હતી. આ માણસ દાઢીવાળો હતો. તેની દાઢી કાળી હતી. એ ઉપરથી શામજીને પેલા દાઢીવાળા મ ણસે નદીમાં ધક્કો માર્યાનું તેને સ્મરણ થયું. ત્યારે શું તે તથા આ બન્ને એક જ હશે ?

# પ્રકરણ ૧૪ મું.

—:o:—

## રબરનાં સોલ.

સોરાબજીએ પ્રથમ તો પોતાનું બે વાર ખૂન કરવાનો પ્રયત્ન કરનાર આ વ્યક્તિની પાછળ પડવાનો વિચાર કર્યો. એ માણુસ પાસે રિવોલ્વર હોવાથી તે ફરીથી પોતાના ઉપર હુમલો કરે એ બાબતની તેને ભીતિ ન હતી. કારણુ કે એવો પ્રસંગ આવે તો પોતાની પાસે રીવોલ્વર હતી અને તે તેના હરિફ કરતાં નિશાન-બાજીમાં વિશેષ સફળતા મેળવી શકે એમ માનતો હતો.

પરંતુ બીજો વિચાર આવતાં તેણે અત્યારે ને અત્યારે આ માણુ-સની પછળ જવાનો વિચાર માંડી વાળ્યો. કેમ કે ચોતરફ અંધકાર પ્રસરવા લાગ્યો હતો. અલ્પ સમયમાં જ તે અંધકાર ગાઢ થઇ જાય તેમ હતું. એટલે અંધકારમાં તેની પાછળ પડવાથી તેને એકદમ પકડી શકાય તેમ ન હતું. અલબત તેનાં પગલાંનાં નિશાન જમીન પર પડેલાં હોય. તે નિશાનને આધારે તેની પાછળ જઇ શકાય ખરૂં. પરંતુ તેમ કરવામાં સમય પુષ્કળ વ્યતીત થઇ જાય અને તેથી એ માર્ગ પણ કામનો નહિ.

તે મનોગત બોલ્યો : “ જો અત્યારે નેપોલીઅન મારી પાસે હોત તો તેની મદદથી હું આ માણુસનો પિછો પકડી શકયો હોત અને અત્યારે તો કેટલો યે આગળ વધ્યો હોત.”

થોડા સમય પહેલાની ઘટનાને લીધે ક્ષુબ્ધ બનેલું તેનું મગજ સંપૂર્ણ શાંત બની ગયું અને તે શાંત મગજથી શો માર્ગ લેવો એ વિષે વિચાર કરવા લાગ્યો.

“ વારૂ, હું એકદમ કુન્દનપુર જાઉં અને નેપોલીઅનને લઇ આવું. તેમાં બે ત્રણ કલાક પસાર થઇ જશે. પરંતુ ચિંતા નહિ.

કેમકે ગંધ તાજી હોવાથી નેપોલીઅન સફળ થઇ શકશે. પણ કુન્દનપુર જવાને માટે નજીકમાં નજીક રસ્તો કર્યો હશે ?"

તેણે ગજવામાંથી આ પ્રદેશનો નકશો કાઢીને વિજળીની બત્તીના પ્રકાશ વડે તેનું અવલોકન કર્યું: તેમાંથી નજીકનો રસ્તો શોધી કાઢી, તે માર્ગે કુન્દનપુર પહોંચવાને માટે તે ઉપડયો. આગળ જતાં એક પૂલ ઉપર થઇને નદીની સામી બાજુએ ગયો અને ત્યાં નજીકમાં આવેલા એક ગામડા પાસે આવ્યો. અહીં રાજમાર્ગ ઉપર એક હોટેલ હતી. આ હોટેલવાળો એક મોટરગાડી તથા ઘોડાગાડીઓ પણ ભાડે ફેરવતો હતો. અત્યારે તેની મોટર હમણાં જ બહારથી આવી હતી. સોરાબજી તે મોટર ભાડે કરી, તેમાં બેસીને કુન્દનપર તરફ ઉપડયો. મોટર સરદારગૃહ પાસે આવી પહોંચી. તે બે મીનિટમાં અંદર જઇ, નેપોલીયનને લઇને બહાર આવ્યો અને પુનઃ તેમાં દાખલ થયો.

"પોલીસ ચોકી પાસે થઇને મોટર લેજે." તેણે શોફરને સૂચના કરી.

રૂસ્તમ અહીં હતો નહિ. એટલે આ કાર્યમાં તેને બીજા કોઇની સહાય લેવાનું આવશ્યક લાગ્યું. વળી પૂલ પાસેના અત્યારના બનાવની હકીકત પોલીસને જણાવવાની પણ જરૂર હતી.

ઇન્સ્પેકટર કાવસજી પોલીસ ચોકી ઉપર જ હતો. તે બે જણા કોર્ટમાં મળ્યા હતા અને તેમનો પરિચય થયો હતો. એટલે અત્યારે પોતાની ઓળખાણ આપવાની જરૂર નહિ હોવાથી તેણે કશા પણ પ્રસ્તાવ વગર મુદ્દાની વાત કરવા માંડી. કાવસજી પણ એ હકીકત સાંભળીને આશ્ચર્યચકિત બન્યો.

"સોરાબજી શેઠ! પ્રથમ આ હરિશ્ચંદ્ર અદ્દભુત રીતે અદૃશ્ય થાય છે. અને પછી તમારો નાશ કરવાનો પ્રયત્ન થાય છે! આ ઉપરથી કોઇ ટોળી ગુપ્ત રીતે કાવતરું ચલાવતી હોય એમ લાગે છે." તેણે પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

"હું તો પ્રથમથી જ માનતો આવ્યો છું કે આમાં કોઇ

મોટું કારસ્થાન રચાયું છે અને તેમણે પૂલને કરેલા અકસ્માતથી તેનો પ્રારંભ થયો છે."

"પણ પૂલને અકસ્માત કરનાર તો શામજી છે. હું નથી ધારતો કે એમાં કશું શંકા લાવવા જેવું હોય."

"મારા મનમાં એ વિષયમાં મોટી શંકા છે. પરંતુ આપણે અત્યારે તેની ચર્ચામાં નહિ ઉતરીએ. એટલું તો ચોક્કસ છે કે અત્યારે મારા ઉપર થયેલા હુમલાની સાથે શામજીને કશો પણ સંબંધ નથી. મારા ઉપર હુમલો કરનારને પકડવાની મારી ઇચ્છા છે અને તે માટે મારા કૂતરા નેપોલીયનની સાથે હું તેનો પીછો લેવા માગું છું. તમે મારી સાથે આવશો?"

"શા માટે નહિ?"

"ત્યારે તમારી સાથે તમારી બત્તી તથા રિવોલ્વર લઇ લ્યો. આપણે જે માણસની પાછળ જવાનું છે તે મરણીયો છે અને તેની સાથે બીજા પણ હોવાનો સંભવ છે."

તેઓ તુરત જ મોટરમાં ચડી બેઠા અને મોટર પુનઃ વસંતપુર તરફ જવા લાગી. તેઓ તૂટેલા પૂલની નજીક આવી પહોંચ્યા. એટલે સોરાબજીએ ભાડાના પૈસા આપીને મોટરવાળાને રજા આપી દીધી.

ત્યાર પછી તેઓ જે સ્થળે સોરાબજીએ સીટી ઊભી કરી હતી ત્યાં આવ્યા. આ સ્થળે પેલો માણસ અગાઉ ઊભેલો હોવાથી તેનાં પગલાંનાં નિશાન જણાતાં હતાં. અત્યારે અંધકાર હતો છતાં પણ બત્તીની મદદથી પગલાંનાં નિશાન જોઇ શકાતાં હતાં. તે આમ તેમ આડો અવળો દોડતો ગયો હોય એમ લાગતું હતું.

"આ નિશાન વિલક્ષણ દેખાય છે." કાવસજી બોલ્યોઃ "આ માણસે રબરના બૂટ પહેરેલા હોવા જોઇએ. પણ તે મોટી સાઇઝના છે. ત્યારે શું આ માણસ ઉંચો અને કદાવર હતો?"

"ના, એટલો બધો અસાધારણ ઉંચો ન હતો. જો કે તે મજબૂત બાંધાનો હોવો જોઇએ. તેની ઉંચાઇ સ્હાડાપાંચ ફૂટથી

જ્યારે નાહ હોય. તેના પગનું નિશાન મોટું હોવાનું કારણ જુદું છે. તેણે તેના ચામડાના બૂટના તળીએ રબરનું જુદું સોલ લગાડેલું હોવું જોઇએ."

"બરાબર છે—બરાબર છે. આ સ્પષ્ટ ચિહ્ન ઉપરથી પણ સમજી શકાય છે કે તે નવું સોલ હોવું જોઇએ."

"હા, ખાસ આ કાર્યને માટે જ નવાં સોલ ખરીદ્યાં હશે. એમાં તેના બે હેતુ હશે. એક તો બૂટ આ ભીનાશવાળી જગ્યામાં કોરા રહે અને રબરનાં સોલ હોવાથી અવાજ પણ ન થાય."

"પરંતુ આપણે આ નિશાનની પાછળ સરલતાપૂર્વક જઇ શકીશું."

"એ તો જ્યાં સુધી તે આ ભીનાશવાળી પોચી જમીન પર ચાલ્યો હશે ત્યાંસુધી. ત્યાંથી આગળ કોરી જમીનમાં તેનાં પગલાંનાં નિશાન દેખાવાનો પૂરતો સંભવ નહિ. જો તે માણસની કશી વસ્તુ આપણને મળી આવે તો તેની ગંધ ઉપરથી મારો કૂતરો તેનો પિછો પકડી શકે ખરો. તેવી વસ્તુ માટે આપણે આસપાસ લક્ષ રાખતા રહીશું."

તથાપિ તેમની એ ઇચ્છા બર આવી નહિ. તેનું એકાદું બટન કે એવી સામાન્ય વસ્તુ પણ મળી આવી નહિ. તે માણસે સીડીને પકડી હતી એટલે ત્યાં તેની ગંધ રહેવાનો સંભવ હતો. પરંતુ તે સીડીને હલાવતાં તેનો નીચેનો થોડોક ભાગ પાણીમાં જઇ પડેલો હોવાથી એ આશા પણ નકામી હતી.

છેવટે સોરાબજી બોલ્યો: "હવે તો આપણે આપણા ઉપર જ આધાર રાખવાનો રહ્યો. ચાલો, આ પગલાં દેખાય ત્યાંસુધી તો જઇએ."

તેઓ આગળ ચાલવા લાગ્યા. લગભગ સોએક વાર સુધી રબરના સોલનાં નિશાન સ્પષ્ટ દેખાતાં હતાં. અવારનવાર આ માણસનો પગ ભીના અને નરમ જમીનમાં ઊંડે ખુંચી ગયેલો લાગતો હતો. એ કારણથી ઉત્તરોત્તર તે સોલની છાપ અસ્પષ્ટ થતી

જતી હતી. જો કે એથી આગળ વધવામાં કશી મુશ્કેલી પડે તેવું ન હતું. આગળ જતાં જણાયું કે આ માણસનાં રબરનાં સોલ ઉપર કાદવ ચોટવાને લીધે તે વજનદાર બની જવાથી તેને વારંવાર ઊભા રહીને માટી ઉખેડી નાંખવી પડી હતી.

સોરાબજી બોલ્યો: "આ કાદવનું વજન તેની ગતિનો અવરોધ કરનારૂં લાગ્યું હશે. તે આ સ્થળેથી ઉંચી જમીન તરફ ગયો હશે. ત્યાં આપણે જઇશું એટલે પગલાંનાં નિશાન સ્પષ્ટપણે જોઇ શકીશું નહિ."

'હા, તમારૂં કહેવું ખરૂં છે." થોડેક આગળ ચાલીને કાવસજીએ કહ્યું:

"હવે સ્પષ્ટ નિશાન દેખાતાં નથી."

"જો આટલાં પણ ન દેખાય તો પછી આપણે આગળ વધી શકીએ તેમ નથી." સોરાબજીએ નિરાશાનો ઉદ્દગાર કાઢ્યો.

"અહીં આગળ પગેરાનો અંત આવી જાય છે." થોડેક આગળ ચાલીને કાવસજી બોલ્યો: "જૂઓ, આ છેલ્લું પગલું બહુ જ ઝાંખું છે. હવે આગળ કશું પણ જોવામાં આવતું નથી."

"પરંતુ આ સ્થળે એક બીજું નિશાન છે." સોરાબજી બોલ્યો: "પેલું ઘાસ દબાયેલું લાગે છે ને જોયું કે ?"

"હા, પણ તેનો શો અર્થ ?"

તેનો અર્થ એટલો જ કે એ માણસ તે સ્થળે બેઠેલો હોવો જોઇએ."

"બરાબર છે. એમ જ હોવું જોઇએ."

સોરાબજી જમીન પર બેસીને એ દબાયેલા ઘાસવાળો તથા આસપાસનો ભાગ તપાસવા લાગ્યો. તેણે તે તપાસને અંતે જણાવ્યું: "આ માણસે અહીં બેસીને રબરના સોલ ઉપરનો કાદવ તેની પાસેના ચપ્પા કે છરા વડે ઉખાડવાનો પ્રારંભ કર્યો હોય એમ લાગે છે. પરંતુ તુરત જ તે પ્રયત્ન છોડી દીધો જણાય છે. પણ તે માત્ર થોડોક જ છે. વારૂ, એ વિચાર તેણે શા માટે છોડી

દીધો હશે ?"

આ પ્રશ્નનો જવાબ કાવસજી આપી શકે તેમ ન હતો. પણ તેનો જવાબ નેપોલીયનને આપ્યો.

અત્યાર સુધી નેપોલીયન તેમની સાથે શાંતપણે ચાલ્યો આવતો હતો કોઇને એમ લાગે કે તેનું આ કાર્ય તરફ બિલકુલ લક્ષ નહિ હોય પરંતુ એમ ન હતું. તે સોરાબજી અને કાવસજી બન્નેની હીલચાલ તપાસતો હતો અને એટલું સમજી ગયો હતો કે તેનો માલિક રબરના બૂટની જોડીવાળા કોઇ માણસની પાછળ પડેલો છે. આ ખ્યાલ નેપોલીયનને કેવી રીતે આવ્યો તે કહી શકાય તેમ નથી. પરંતુ બનવા જોગ છે કે બૂટનાં નિશાન ઉપરથી એ જ્ઞાન તેણે મેળવ્યું હશે. એથી તે પણ અવારનવાર બૂટનાં નિશાન તરફ પોતાનું મ્હોં લઇ જતો અને કેટલાંક ઊંડાં પગલામાં તે નાક ખોસીને સ્હેજ વાર ઊભો પણ રહેતો હતો. અર્થાત્ રબરના સોલની ગંધ તેના મગજમાં આબાદ ઉતરી ગઇ હતી.

એટલે અહીં આવતાં છેલ્લાં પગલાંને સુંઘીને તેણે જોરથી છીંક ખાધી અને જાણે તે સોલની ગંધ કઇ તરફથી આવે છે તે જાણવાને મથતો હોય એવી રીતે ઉંચું માથું કરી હવાને સુંઘવા લાગ્યો. એક મીનિટમાં તે સમજી ગયો અને તુરત થોડાક અંતરપર આવેલા ઝુંડ તરફ ગયો.

તેના આ ચમત્કારિક વર્તનથી સોરાબજી અને કાવસજી સ્તબ્ધ બનીને ઊભા હતા. તેવામાં કૂતરાનો ભસવાનો અવાજ આવ્યો. એ સાંભળીને બન્ને જણા તે બાજુએ ગયા. તેઓ ત્યાં પહોંચે તે પહેલાં નેપોલીયન ઝુંડમાંથી બહાર નીકળ્યો અને તેમની દ્રષ્ટિએ પડયો.

"તેણે મ્હોંમાં શું પકડયું છે ?" કાવસજીએ પૂછ્યું.

તે જ વખતે સોરાબજીએ પોતાની બત્તીનો પ્રકાશ નેપોલીયન તરફ ફેંકયો. તેના મ્હોંમાં રબરના બૂટ જેવું કશુંક લાગતું હતું.

" તે માણુસે બૂટ કાઢી નાંખેલ લાગે છે. " સોરાબજી બોલ્યો : " તે કાદવથી એટલા બધા વજનદાર થઇ ગયા હશે કે એથી તે ઝડપથી ચાલી શકતો નહિ હોય. "

" એટલે પેલા ઘાસપર બેસીને તેણે કાદવ ઉખાડવાને બદલે બૂટ જ કાઢીને ફેંકી દેવાનો વિચાર કર્યો હશે. "

" હા, એમ જ હોવું જોઇએ. બીજો બૂટ પણ એ ઝુંડમાં હશે."

નેપોલીયન આ બૂટ તેના માલિકને આપી પુન : પેલા ઝુંડમાં ઘુસ્યો અને આ બન્ને જણા પણ તેની પાછળ પાછળ ગયા. ત્યાં બીજો પણ બૂટ પડયો હતો. તેના ઉપર ઘાસ નાંખેલું હતું. એ ઉપરથી સમજી શકાતું હતું કે બૂટના માલિકે પુનઃ અત્ર આવીને પોતાના બૂટ લઇ જવાના ઇરાદાથી અહીં છૂપાવેલા હોવા જોઇએ.

"આ બૂટ આપણે રાખીશું." સોરાબજીએ કહ્યું: "તે પુરાવામાં અગત્યના થઇ પડશે. તે લગભગ નવા છે. માત્ર આ બૂટ કોણે અને કયાંથી ખરીદ્યા છે તે આપણે શોધી કાઢવાનું છે."

"એ વાત સાચી, પણ અત્યારે આ બૂટ આપણને કશી પણ સહાય કરી શકે તેમ નથી." ઇન્સ્પેકટર કાવસજી નિરાશાપૂર્વક બોલ્યોઃ "કારણ કે એ માણુસે તેના બૂટ કાઢી નાંખેલા હોવાથી હવે આપણે તેનું પગેરૂં શોધીને આગળ વધી શકીએ તેમ નથી."

સોરાબજી મંદ સ્મિત કરીને બોલ્યોઃ 'ના, નિરાશ થવાની જરૂર નથી. અત્યારસુધી આપણે પ્રયત્ન કર્યો. હવે મારો નેપો-લીયન પોતાની બુદ્ધિ અને શક્તિનો આપણને અનુભવ કરાવશે અને તેમાં આ બૂટ જ આપણને ખાસ ઉપયોગી થઈ પડશે. "

——:o:——

# પ્રકરણ ૧૫ મું.

## એકમાંથી બીજી શોધ.

એ પ્રમાણે કહીને તેણે બૂટ જમીન ઉપર મૂકીને નેપોલીયનને સુંઘવાની આજ્ઞા કરી. નેપોલીયન બૂટનો અંદરનો ભાગ સુંઘવા લાગ્યો અને એક મિનિટમાં તેને બૂટની તેમ જ તે બૂટ પહેરનાર મનુષ્યની ગંધનો પરિચય થઇ ગયો. હવે પોતાને શું કરવાનું છે એ પણ તે સમજી ગયો હતો. એટલે તે સ્થળે ચોતરફ આસપાસની જમીન સુંઘવાને માટે બે ત્રણ ચક્કર લગાવીને તે ઉંચી થતી જતી જમીન તરફ ચાલવા લાગ્યો.

એ જોઇને કાવસજી બોલ્યોઃ "પેલો માણસ કઇ બાજુએ ગયો છે તે આ કૂતરો જાણી ગયો છે ?"

"હા, અને તેથી જ તે આ દિશાએ પોતાની મેળે જમીન સુંઘતો સુંઘતો આગળ વધે છે."

"ઘણો જ ચાલાક કૂતરો."

"હા, આજ દશ વર્ષથી તે મારી પાસે છે. તે દરમ્યાન કોઇ કેસમાં વખતે મારી ભૂલ થઇ હશે અને હું ઉંધે માર્ગે દોરવાયો હોઇશ, જ્યારે તેણે એક વખત પણ ભૂલ કરી હોય એવું મારા જાણવામાં નથી."

તેઓ પણ કૂતરાની પાછળ પાછળ ચાલવા લાગ્યા. હવે તેમને પગલાંનાં ચિહ્નન કે બીજું કાંઇ જોવાની જરૂર ન હતી. નેપોલીઅને પગેરૂં શોધી કાઢયું હતું અને તે કશી પણ શંકા વગર કે કોઇ પણ સ્થળે અટકયા વગર આગળ ને આગળ ચાલતો હતો.

એ પ્રમાણે ચાલતાં તેઓ વસંતવિહારના બંગલાના પાછળના ભાગ તરફ આવી પહોંચ્યા અને થોડી વારમાં તે બંગલો તેમની

દૃષ્ટિએ પડયો આ બંગલામાં સર્વત્ર અંધકાર હતો. માત્ર નીચેની એ કે ત્રણ બારીઓમાંથી પ્રકાશ દેખાતો હતો. તેમ જ ઉપલા માળની એક–બે બારીઓ પણ પ્રકાશિત હતી.

કૂતરાને આ તરફ જતો જોઇને કાવસજીએ કહ્યું: "આ કૂતરો આ વસંતવિહારના બંગલા તરફ તો નથી જતો ?"

"એ તરફ તે જાય તો તેમાં કશું આશ્ચર્ય જેવું નથી. પેલી દિવાલ શાની છે !"

"એ બગીચાના ફરતી દિવાલ છે. આ બગીચો ખાસ જોવા લાયક છે. તેમાં જાત જાતની વનસ્પતિ ઉગાડવામાં આવે છે. જે વનસ્પતિ આ પ્રદેશમાં થઇ શકતી નથી તેને ઉગાડવાને માટે કાચનું મકાન બનાવવામાં આવ્યું છે. એક–બે વખત આ બગીચો જોવાની તક મને મળી છે. મી. હરિપ્રસાદે તેમાં પુષ્કળ ખર્ચ કર્યું છે."

"નેપોલીયન એ દિવાલ તરફ જતો હોય એમ લાગે છે. જૂઓ, હવે તેણે અહીંથી કાટખૂણે વલણ લીધું."

થોડી વારે પુનઃ નેપોલીયન દિવાલ તરફ જવા લાગ્યો અને તેની પાસે જઇને એકાએક અટકી ગયો. આ સ્થળેથી આ બે જણા સ્હેજ દૂર હતા અને અંધકાર હતો તેથી તે કયા સ્થળે અટકી ગયો. એ સોરાબજી જોઇ શકતો ન હતો. પરંતુ કાવસજી આ તરફનો ભોમીયો હોવાથી તે જાણી ગયો અને બોલ્યો: "ત્યાં આગળ બગીચામાં દાખલ થવાને માટે એક નાનો દરવાજો છે."

"હા, હવે એ દરવાજો જોઇ શકાય છે. જૂઓ નેપોલીયન ત્યાં કાંઇક તપાસ કરતો હોય એમ લાગે છે."

"બરાબર છે." કાવસજીએ કહ્યું. બન્ને દરવાજા પાસે ગયા. તે ખાલી બંધ કરેલો હતો. એટલે તેને ખોલીને બન્ને અંદર દાખલ થયા.

"હવે બત્તી બંધ કરી દો. કારણ કે આપણને કોઇ અહીં જૂએ તે ઠીક નહિ." સોરાબજીએ સૂચના કરી.

બત્તીનો પ્રકાશ બંધ થઇ ગયો. તેઓ અંદર આગળ વધવા

લાગ્યા. અંધકારમાં તેઓ બરાબર જોઇ શકતા ન હતા, પરંતુ તેમને દૃષ્ટિનો ઉપયોગ કરવાની જરૂર ન હતી. કાવસજી આ બગીચાનો ભોમીયો હતો અને નેપોલીયનને પોતાની ઘ્રાણેન્દ્રિય ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો.

એ પ્રમાણે કરતા આમથી તેમ અને પેલી બાજુએથી આ બાજુએ તેઓ જતા હતા. એવામાં એક એકઢાળીયા પાસે નેપોલીયન અટકી ગયો. આ પતરાના છાપરાવાળું એકઢાળીયું હતું. તેના બારણાને ખોલવાનો મિથ્યા પ્રયાસ કૂતરો કરી રહ્યો હતો.

એ જોઇને કાવસજી બોલ્યો: 'બારણાને તાળું છે. એટલે અંદર કોઇ હોવાનો સંભવ નથી. નેપોલીયને ભૂલ તો નહિ કરી હોય?"

"મારી ખાત્રી છે કે તેણે ભૂલ કરી નથી. આની અંદર અત્યારે કોઇ માણસ છે કે નહિ તે હું કહી શકતો નથી. પરંતુ એટલું ચોક્કસ છે કે જે માણસની પાછળ આપણે પડ્યા છીએ તે આ દ્વાર સુધી આવ્યો હતો."

એમ કહીને સોરાબજીએ પોતાની બત્તીનો પ્રકાશ તાળા ઉપર નાંખ્યો અને બોલ્યો: "આ તાળું સાદું છે. તેને ઉઘાડવામાં મુશ્કેલી પડે તેમ નથી."

તેણે ગજવામાંથી ચાવીઓનો ઝુમખો કાઢીને તેમાંની એક ચાવી તાળાને લાગુ કરી. તેણે કહ્યું: "સમાલજો. તમારી રિવોલ્વર તૈયાર રાખજો. કદાચ કોઇ અંદર હોય અને બીજો માણસ બહાર તાળું વાસીને ચાલ્યો ગયો હોય એ સંભવિત છે."

બારણું ખોલીને તેઓ અંદર દાખલ થયા અને પુનઃ બારણું બંધ કરી દીધું. તુરત જ તેમણે બત્તીની ચાંપ દબાવી, પ્રકાશ થયો, કદાચ કોઇ અંદર હોય તો તેને સામા થવાની તક ન મળે તે માટે રિવોલ્વર તૈયાર રાખી હતી.

પરંતુ અંદર કોઇ જોવામાં આવ્યું નહિ. ઓરડામાં બગીચામાં ઉપયોગી થઇ પડે તેવાં ઓજાર છૂટાં પડેલાં હતાં. કોઇ પણ મનુષ્ય

વ્યક્તિનું કશું ચિહ્ન દેખાતું ન હતું. બારણું ખૂલતાં નેપોલીયન એકદમ અંદર ધસીને ઓરડાના એક ખૂણા તરફ ગયો. પરંતુ ત્યાં કેટલાક આંકડીયા ટાંગ્યા હતા અને બે ચાર કોથળા પડયા હતા. તે સિવાય બીજું કશું ન હતું. કૂતરો ઓરડામાં ચક્કર મારવા લાગ્યો. બે–ચાર ચક્કર માર્યા અને પુનઃ જે બારણામાં થઇને તેઓ દાખલ થયા હતા તેની પાસે જઇ પંજા વડે ઉઘાડવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

સોરાબજી બોલ્યો: " અહીં કોઇ નથી. કોઇ વ્યક્તિ થોડા સમય પહેલાં અંદર આવીને બહાર ગયેલી લાગે છે. નેપોલીયન તેની પાછળ જવાને માટે ઉતાવળો થાય છે."

તેમણે દ્વાર ખોલ્યું. કૂતરો બહાર નિકળીને રસ્તાપર આગળ ચાલ્યો અને એક કાચના મકાનની પાછળ આવ્યો. અહીં કેટલોક ભાગ ખોદેલો હતો. રસ્તો છોડીને કૂતરો આ ખોદેલા ભાગમાં થઇને આગળ જવા લાગ્યો. તેનું મ્હોં અને નાક જમીન તરફ હતાં અને તે જાણે અત્યંત ઉશ્કેરાઇ ગયો હોય એવી રીતે તેનું આખું શરીર ધ્રૂજતું હતું."

" હવે કાંઇક જાણવા જોગ બનશે ખરૂં." તેની તરફ દષ્ટિ કરીને સોરાબજી બોલ્યો.

" પણ નેપોલીયન કેમ ઊભો રહ્યો ? અને ત્યાં તે શું કરે છે?" કાવસજીએ પ્રશ્ન કર્યો.

તેનો જવાબ આપવાને બદલે તે બન્ને એ સ્થળે ગયા. નેપોલીયન પોતાના નહોર વડે જમીન ખોદતો હતો. એ જોઇને સોરાબજી બોલ્યો : " અહીં કાંઇ દાટયું હોય એમ લાગે છે. આપણામાંથી એક જણ પેલા એકઢાળીયામાં જઇને કોદાળી લઇ આવીએ."

" ત્યાં જવાની જરૂર નથી. રસ્તાપર પેલા ખાડાની કોર ઉપર પડી છે. આ તરફ આવતાં મેં જોઇ હતી. " એમ કહી કાવસજી તે સ્થળેથી કોદાળી લઇ આવ્યો. સોરાબજીએ નેપોલીયનને પકડીને એક

બાજુએ રાખ્યો અને કાવસજી જમીન ખોદવા લાગ્યો. તેમાં વિશેષ મહેનતનું કામ ન હતું. કેમ કે આ ભાગ ખેડવામાં આવેલો હતો. લગભગ દોઢેક ફુટ ઊંડી કોદાળી ગઇ હશે. ત્યાં તેનો અંદરની કોઇ વસ્તુ સાથે સ્પર્શ થયો. તે ખોદતો અટકી ગયો અને બોલ્યો: અંદર કાંઇક નરમ નરમ હોય એમ લાગે છે."

બન્ને જણા સ્તબ્ધ બની ગયા. તેમનાં શરીરમાં ઠંડીનાં લખલખાં આવી ગયાં. અંદર શું હશે? કાંઇક નરમ નરમ શું હશે? કોઇ મનુષ્યનું મુડદું તો નહિ હોય? આ કલ્પના બન્નેના મનમાં એકી સાથે ઉદ્દભવી.

પરંતુ તેમનો એ ભય ખોટો ઠર્યો. કાવસજી કોદાળીને એક કોરે મૂકી, નીચે બેસીને અંદરની વસ્તુને બહાર કાઢવા લાગ્યો. અંદરથી એક પોટકું બહાર આવ્યું. આ એક જૂનો કોથળો હતો અને સીંદરી વડે તેનું મ્હોં બાંધી દેવામાં આવ્યું હતું.

તે કોથળો ખોલીને અંદરની વસ્તુઓ કાઢતાં "કોટ, જાકીટ, પાટલૂન!" એવો ઉદ્દગાર તેના મુખમાંથી સરી પડયો.

સોરાબજીએ બત્તીના પ્રકાશથી એ કપડાંની તપાસ કરી. છેવટે તે બોલ્યો; "હરિશ્ચંદ્રે જે કપડાં પહેર્યાં હતાં તે જ આ છે."

આ શબ્દોનો ઉચ્ચાર તે કરતો હતો તે વખતે તેના મગજમાં અનેક કલ્પનાઓ વિજળીના કરતાં યે વધારે વેગથી પ્રવેશી ગઇ હતી અને હરિશ્ચંદ્રની સલામતીને માટે તેને મોટો ભય ઉપજ્યો હતો.

——:o:——

## પ્રકરણ ૧૬ મું.

### સ્ટેશનના રસ્તાપર

બન્ને જણા થોડીક પળ મૌન રહ્યા. સોરાબજી આ વસ્ત્રોનું બારિક અવલોકન કરતો હતો જ્યારે કાવસજી બત્તી પકડીને ઊભો રહ્યો હતો. છેવટે સોરાબજી બોલ્યો: "આ કપડાં

ફાટ્યાં નથી, તેના ઉપર કોઇનાં આંગળાંના કિંવા લોહીના ડાઘ નથી. આ કપડાં અત્યારે કશા ઉપયોગમાં આવે એમ લાગતું નથી. પણ આગળ ઉપર કદાચ કામ આવશે માટે સાથે રાખી લઇએ."

એમ કહીને તેણે કપડાં પેલા કોથળામાં નાંખી તેનું મ્હોં બાંધી લીધું અને પોતાના ખભા પર ઉપાડીને તે તથા કાવસજી નેપોલીયનની પાછળ પાછળ આગળ ચાલવા લાગ્યા. નેપોલીયન જમીન સુંઘતો સુંઘતો જતો હતો.

પહેલાં તો એમ લાગ્યું કે તે બંગલાના પાછલા ભાગ તરફ જાય છે. પરંતુ થોડેક સુધી ગયા પછી ત્યાંથી ફરીને તેની વિરૂદ્ધ દિશા તરફ જવા લાગ્યો. વળી પાછો જમણી દિશા તરફ ચાલવા લાગ્યો. એ તરફ લાલ ઇંટોનું મકાન દેખાતું હતું.

"આ તબેલો છે." કાવસજીએ જણાવ્યું.

"મોટરો પણ ત્યાં રાખવામાં આવતી હશે." સોરાબજી જમીન તરફ આંગળી કરીને બોલ્યો: "થોડા સમય પહેલાં અહીંથી એક ન્હાની મોટરકાર પસાર થયેલી લાગે છે. જૂઓ આ તેના ટાયરની છાપ પડી રહી છે. 'ડનલોપ'નાં ટાયર છે."

"તમારો કૂતરો તબેલા તરફ જવાનો ઇરાદો રાખતો હોય એમ જણાય છે."

પરંતુ નેપોલીયન ત્યાં જવા માગતો ન હતો. તે આ તબેલાના દરવાજા સુધી ગયો પરંતુ અંદર દાખલ થવાને બદલે ડાબી બાજુએ વળ્યો.

એ જોઇને કાવસજી બોલ્યો: "પેલું સામે મકાન દેખાય છે ત્યાં એ માણસ ગયો હશે. એટલે જ નેપોલીયન એ તરફ જાય છે."

પરંતુ એમ પણ ન હતું. નેપોલીયન સોએક વાર ચાલ્યા પછી ત્યાંથી જમણી બાજુ તરફ વળ્યો અને સામે દેખાતી દિવાલ તરફ જવા લાગ્યો. આ આઠ ફુટ ઉંચી દિવાલ હતી અને તેના મથાળે કાચના ટુકડા ખોસેલા હતા. દિવાલની પાસે થોડે થોડે અંતરે

વૃક્ષો આવેલાં હતાં.

આ દિવાલ પાસે આવી પહોંચતાં કાવસજીએ પૂછ્યું: "નેપોલીયન અહીં આપણને શા માટે લાવ્યો હશે ?"

"હું એમ ધારૂં છું કે આપણો માણસ આ દિવાલ પર ચડીને બીજી બાજુએ ગયો હોવો જોઇએ."

"આઠ ફુટ ઉંચી દિવાલ પર ચડવાનું કામ કાંઇ સ્હેલું નથી."

"તે આ એકાદા વૃક્ષ પર ચડીને તેની ડાળી પર થઇ, દિવાલ ઉપર ગયો હશે. બરાબર એમ જ છે. જૂઓ, આ બે કાચના ટુકડા દિવાલ પરથી તાજા જ ઉખડીને જમીન પર પડ્યા છે."

"સાચી વાત, પણ દરવાજો નજીક હોવા છતાં તેણે આવો વિચિત્ર માર્ગ શા માટે લીધો હશે?"

"દરવાજેથી પસાર થતાં કદાચ તેની હાજરીની નજીકમાં રહેતા દરવાનને ખબર પડી જાય, એવી ભીતિથી તેણે આ માર્ગ લીધો હોવો જોઇએ." સોરાબજીએ ખુલાસો કર્યો.

તે બન્ને જણા નેપોલીયનને લઇને ત્યાંથી દરવાજા તરફ ચાલ્યા. દરવાજો બંધ હતો. દરવાન દૂર તેના મકાનમાં સૂતો હશે એમ લાગતું હતું. કેમ કે અહીં તે ન હતો. એટલે આ બે જણા દરવાજો ખોલીને બહાર પડયા. ત્યાંથી પુનઃ દિવાલની બાજુએ બાજુએ થઇને જે સ્થળે પેલો માણસ બહાર ઉતર્યો હોવાનો સંભવ હતો તે સ્થળે આવ્યા. નેપોલીયને પાછું પોતાનું નાક જમીન તરફ લગાડયુ અને આગળ ચાલવા લાગ્યો. થોડેક દૂર જતાં બે રસ્તા એકઠા થતા હતા. ત્યાં તે અટકી ગયો અને જાણે કશોક વિચાર કરતો હોય તેવી રીતે સ્થિર થઇ ગયો. તે ગુંચવાયેલો લાગતો હતો. અહીં તે આ બાજુએ અને પેલી બાજુએ જઇને જમીન સુંઘવા લાગ્યો. પરંતુ સગડ બંધ થઇ ગયેલો લાગતો હતો. તે હવે કઇ દિશા તરફ આગળ વધવું એ નક્કી કરી શકતો ન હતો.

"આમ કેમ કરે છે ? સગડ અટકી ગયો કે શું ?" કાવસજી

નેપોલીયન સામે જોઇને બોલ્યો

"એમાં આશ્ચર્ય પામવા જેવું નથી. અહીં પેલાં ડનલોપનાં ટાયર વાળી મોટરકાર પસાર થઇ છે. તેમાં આપણો માણસ બેઠો હશે." સોરાબજીએ સૂચવ્યું.

"હા-હા. બરાબર; આ ટાયરનાં નિશાન સ્પષ્ટ દેખાય છે."

"મોટરકાર આ દિશા તરફ ગઇ છે. આમ કયાં જવાય છે?"

"જમશેદપુર સ્ટેશન તરફ. આ સ્ટેશન કુન્દનપુરની આ બાજુએ મુંબઇ તરફનું પહેલું સ્ટેશન છે."

"તે અહીંથી કેટલું દૂર હશે?"

"આશરે પાંચ માઇલ હશે."

"ગાળો લાંબો ખરો. પણ આપણો ત્યાં ગયા વિના છૂટકો નથી."

"તમે એમ ધારો છો કે ત્યાં જઇને તેણે ટ્રેન પકડી હશે? સ્ટેશન ન્હાનું છે અને રાત્રે લોકલ કે પેસેન્જર થોડી જ ઊભી રહે છે.?"

છતાં પણ તે ટ્રેન રસ્તે મુંબઇ જવાના ઇરાદાથી ત્યાં ગયેલો હોવો જોઇએ. આપણને અહીંથી મોટરકાર ભાડે મળી શકશે?"

"મોટરકાર ભાડે મળી શકે એમ નથી. પણ આગળ જતાં એક ધર્મશાળા છે. તેનો રખેવાળ ટપ્પો ભાડે ફેરવે છે. તે રખેવાળ કદાચ આ માણસની બાતમી આપી શકશે." કાવસજીએ જણાવ્યું.

"ત્યારે ચાલો આપણે ત્યાં જઇએ. ચાલીને જમશેદપુર જવા કરતાં ટપ્પામાં આપણે કાંઇક તો વ્હેલા પહોંચીશું."

તેઓ ચાલતા એ ધર્મશાળા તરફ જવા લાગ્યા. દશેક મીનિટમાં એ સ્થળે પહોંચી ગયા. ધર્મશાળાનો રખેવાળ સૂતો હતો. તેને જગાડયો અને અહીંથી હમણાં કલાક અર્ધા કલાકમાં એકે મોટર પસાર થઇ છે કે નહિ એ વિષે પ્રશ્ન કરતાં તેણે જણાવ્યું કે "મારૂં માથું દુ:ખતું હોવાથી હું આજે વ્હેલો સૂઇ ગયો હતો. પણ ઊભા રહો, મારા છોકરાને પૂછી જોઉં."

તેણે તેના દીકરાને બોલાવ્યો. તે પણ કશી વિશેષ માહિતી આપી શકયો નહિ. તેણે કહ્યું કે "છેલ્લા બે કલાકમાં ત્રણ ચાર મોટરો

પસાર થઇ છે. પરંતુ તેમાં કોણ બેઠું હતું અને કેટલા બેઠા હતા તે હું કહી શકું તેમ નથી. કારણ કે અમે ઓશરી પર બેઠા બેઠા ગંજીપે રમતા હોવાથી રસ્તા પર જતાં વાહનો તરફ ખાસ લક્ષ જાય તેમ ન હતું."

કાવસજીએ રખેવાળને તેનો ટપ્પો જોડવાનું કહ્યું. રખેવાળે તુરત જ ટપ્પાને ઘોડો જોડીને તેમાં આ સાહેબોને તેઓ કહે ત્યાં લઇ જવાની તેના છોકરાને આજ્ઞા કરતાં તેમની પાસેથી કશું ભાડું લેવાનું નથી એમ સૂચવ્યું. કારણ કે કાવસજી ઇન્સ્પેકટરે ઘણીવાર તેને મદદ કરી હતી.

આ બન્ને જણા નેપોલીયનની સાથે ટપ્પામાં દાખલ થયા અને ટપ્પો જમશેદપુરના સ્ટેશન તરફ જવા લાગ્યો. રસ્તો ઘણો સાંકડો હતો. બન્ને બાજુએ ઉંચી વાડો હોવાથી અંધકાર પણ ભય ઉપજાવે તેવો હતો. સખ્ત પવન તેમની સામે હતો. એટલે ટપ્પો ઝડપથી ચલાવી શકાતો ન હતો.

તેઓ ઉંચાણવાળી જમીન પર આવ્યા એટલે દૂર જમશેદપુર સ્ટેશનના સિગ્નલની બત્તી દષ્ટિએ પડી. તે જ પળે વાંકમાં એક મોટર કાર અચાનક તેમની સામે આવી. એક તો અહીં રસ્તો વાંક લેતો હતો અને પવન સુસવાટા નાંખતો હતો. એટલે આ મોટર નજીક આવી ત્યાં સુધી જોઇ શકાઇ ન હતી કિંવા તેનો અવાજ પણ કાન પર પડયો ન હતો.

સોરાબજીએ મોટરના આગલા તેજસ્વી દીવાનો પ્રકાશ જોયો અને તેણે બૂમ પાડી ? ગાડી હાંકનાર રખેવાળના છોકરાની દષ્ટિ પણ એ પ્રકાશ તરફ પડી. તેણે ઘોડાને રસ્તાની એક બાજુ તરફ વાળ્યો.

હવે રસ્તાપર મોટરને બાજુએ થઇને જવા માટે પુરતી જગ્યા હતી. પરંતુ તે બાજુપર થઇને જવા માંગતી હોય એમ લાગતું ન હતું. કેમ કે તે તેમના સામી જ ધસી આવતી હતી.

મોટર નજીક નાવી પહોંચી, રખેવાળના છોકરાએ ઘણો યે ઘોડાને બાજુપર કર્યો, પરંતુ ગાડી તથા ઘોડાને કાંઇ વાડમાં લઇ જઇ શકાય તેમ ન હતું. મોટર તે ટપ્પાની પાસે આવી, તેની ધરીની સાથે અથડાઇ, તેના આઘાતથી ટપ્પો બાજુએ જમીન સાથે અફળાયો અને ઘોડો પણ તેના જોરથી ઘસડાઇને જમીનપર પડયો !

---:o:---

## પ્રકરણ ૧૭ મું

---

## સ્ટેશન ઉપર ઝપાઝપી.

મોટરકારે પોતાની ઝડપમાં લેશ પણ ઘટાડો કર્યો ન હતો, એટલે તે તો ટપ્પાને ધક્કો લગાવીને તુરત પલાયન થઇ ગઇ અને અહીં જાણે કશું બન્યું જ નથી, એવી બેદરકારી પૂર્વક શોફર મોટરને દૂર ને દૂર લઇને અદૃશ્ય બની ગયો.

જો કે આ ટપ્પો નીચો હતો અને જ્યારે તેને મોટરનો આઘાત થયો તે વખતે ઘોડો ધીમો પડી ગયો હતો, એથી તેમાં બેઠેલાઓને કિંવા ઘોડાને કશી ઇજા થવા પામી ન હતી. પ્રથમ ઘોડાને ટપ્પાથી છૂટો કરીને ઊભો કર્યો અને કોઇને કશી ઇજા થઇ નથી એવું જાણ્યા પછી કાવસજી બોલ્યો: "આપણે સ્હેજમાં બચી ગયા. પેલી મોટરનો શોફર કોઇ બેદરકાર દારૂડીયો હોવો જોઇએ. તેણે ખૂબ દારૂ પીધો હશે."

"હું તો એમ માનું છું કે તેણે આ અકસ્માત ઇરાદા પૂર્વક કરેલો હોવો જોઇએ." સોરાબજીએ જણાવ્યું.

"શું–ઉં–ઉં !"

"હા, મોટરના દીવાનો પ્રકાશ આપણા ઉપર પડેલો હોવાથી શોફરે આપણને ઓળખ્યા હશે. એટલે આ તરફ આવવાનું આપણું કારણ તે કળી ગયો હશે અને તેથી આપણને આગળ વધતા અટકાવવાના ઇરાદાથી તેણે આ રસ્તો લીધો હશે."

"પણ એમ કરવાનું તેને—"

"આ મોટર ભાડુતી ન હતી. કદાચ જેની પાછળ આપણે લાગ્યા છીએ તે પણ હોય."

"પરંતુ તેને પોતાને પણ નુકસાન થશે એવો વિચાર નહિ આવ્યો હોય ?" કાવસજીએ પ્રશ્ન કર્યો.

"ના, આવા ન્હાના ટપ્પાની સાથે અથડાવામાં મોટરને નુકસાન થવાનો સંભવ ઓછો. વળી તેણે ઇરાદાપૂર્વક આ કાર્ય કરેલું હોવાથી પોતાને કશું નુકસાન ન થાય અને આપણને ઇજા કરી શકાય તેવી રીતે ટપ્પા સાથે મોટરને અથડાવવાનો તેણે પ્રથમથી જ વિચાર કર્યો હશે."

"મી. સોરાબજી ! તમે કહો છો તે સાચું હોય તો આપણે—" એમ કહીને કાવસજીએ જે બાજુએ મોટર ગઇ હતી એ તરફ દૃષ્ટિ કરી.

"એ અદૃશ્ય બની ગયો છે અને અત્યારે તો કેટલો યે દૂર પહોંચી ગયો હશે." સોરાબજીએ જવાબ આપ્યો: "આપણે હવે તેને પકડી શકીએ તેમ નથી. એટલે આ ટપ્પાને એક બાજુએ કરીને આપણે સ્ટેશનપર જઇએ અને ત્યાં તપાસ કરીએ."

તેઓ નજીકના ખેતરમાં ટપ્પાને લઇ ગયા અને તેમણે રખેવાળના છોકરાને જણાવ્યું: "તારા બાપને કહેજે કે ટપ્પાને જે નુકસાન થયું છે તેનો પૂરો બદલો આપવામાં આવશે." છોકરો ટપ્પાને ત્યાં રહેવા દઇ ઘોડાપર બેસીને પોતાના મકાન તરફ ચાલ્યો અને આ બે જણા નેપોલીઅન સાથે સ્ટેશન તરફ જવા લાગ્યા.

સ્ટેશન અહીંથી બહુ દૂર ન હતું. એટલે થોડી વારમાં ત્યાં પહોંચી ગયા. પરંતુ અહીં પણ નિરાશા તેમની સમક્ષ ખડી જ હતી. તેમણે સ્ટેશન માસ્તર તથા પોર્ટરોને સવાલ કર્યા. પણ કશી બાતમી મેળવી શક્યા નહિ. સ્ટેશનપર કોઇ પણ મોટરકાર જોવામાં આવી ન હતી અને એમાં નવાઇ જેવું પણ ન હતું. કેમ કે અત્યારે એવી એક

પણ ટ્રેન ન હતી કે જેના ઉતારૂઓને લેવા માટે મોટર કિંવા બીજી ગાડી અહીં આવે.

સોરાબજીએ પૂછ્યું: "અહીંથી મુંબઇ જવાને માટે છેલ્લી ગાડી ક્યારે ઉપડી હતી!"

"સ્હાંજના સ્હાડા ૭ વાગ્યાની લોકલ ગઇ હતી. પેસેન્જર કે મેલ ટ્રેન અહીં ઊભી રહેતી નથી." સ્ટેશન માસ્તરે જણાવ્યું.

"બીજી ટ્રેન ક્યારે ઉપડશે?"

"આવતી કાલે સ્હવારે આઠ વાગ્યે. અત્યારે તો સ્હાંજની લોકલ પછી માત્ર આ ગુડઝ ટ્રેન અહીં ઊભી રહી છે. જૂઓ આ એંજીન થોડાક વેગન અહીંથી લઇ જવાનાં છે તેમને ટ્રેનની સાથે જોડી દેવાને માટે શંટીંગ કરે છે. આ ગૂડઝ ટ્રેન ઉપડયા પછી કાલ સ્હવાર સુધી બીજી એક પણ ટ્રેન અહીં થોભવાની નથી."

ઇન્સ્પેક્ટર કાવસજી સોરાબજીને ઉદ્દેશીને બોલ્યો; "સ્હાડા ૭ વાગ્યા પછી એકે ટ્રેન અહીંથી ઉપડતી નહિ હોવાથી આપણે જેની પાછળ લાગ્યા છીએ તે અહીં નહિ આવ્યો હોય. કદાચ તમારો કૂતરો ખોટા માર્ગે દોરવાયો હશે."

"એમ બને જ નહિ. હું ખાત્રી પૂર્વક માનું છું કે તે માણસ જ્યાં પેલા બે રસ્તા એકઠા થતા હતા અને નેપોલીયન અટકી ગયો હતો ત્યાંથી મોટરમાં બેસીને આ તરફ આવ્યો હતો. બનવા જોગ છે કે તે સ્ટેશન સુધી નહિ આવતાં રસ્તામાં જ ઉતરી પડયો હશે અને પછી મોટર પાછી ચાલી ગઇ હશે. આપણને જે મોટર મળી હતી તે એ જ હોવી જોઇએ એવું મારૂં માનવું છે."

"પણ નેપોલીયન આમ કેમ કરે છે!" કાવસજીનું લક્ષ કૂતરા તરફ ગયું.

તેનું કથન સાચું હતું. નેપોલીયન સોરાબજીના હસ્તમાંથી છૂટવાનો પ્રયત્ન કરતો હતો અને ઘુરકતો હતો.

સોરાબજી તેના એ વર્તનથી અજાયબ થતો બોલ્યો: "તે

ખાસ કારણ સિવાય કદિ પણ આમ ઉશ્કેરાતો નથી. ચાલો, તેની ઇચ્છા પ્રમાણે આપણે તેને કરવા દઇએ."

તેણે કૂતરાના કોલરમાંથી સાંકળની કડી કાઢી નાંખી અને છૂટો થતાંની સાથે જ નેપોલીયન રેલ્વે લાઇન તરફ દોડ્યો.

તેને રેલના પાટા તરફ જતો જોઇને સોરાબજી બ્હીનો. તેણે સ્ટેશન માસ્તરને પૂછ્યું: "બીજી એકે ટ્રેન હમણાં આવવાની છે ખરી ?"

પાલગઢ તરફથી હમણાં એકે ટ્રેન નથી; પણ મુંબઇ તરફથી વલસાડ પેસેન્જર વીશ મીનિટ પછી આવવાની છે. એ ટ્રેન અહીં ઊભી રહેતી નથી."

"વારૂ, ત્યારે ચિંતા નહિ. હું પણ તેની પાછળ જઉં."

નેપોલીઅન જમીન સુંઘતો સુંઘતો આગળ જતો હતો. એક ઠેકાણે બાજુની લાઇનમાં આઠ વેગન પડ્યાં હતાં એ તરફ તે જતો હતો. આ વેગન અહીંથી અત્યારે મુંબઇ મોકલી આપવાનાં હતાં.

સોરાબજી પણ નેપોલીયનની પાછળનો પાછળ જ હતો. નેપોલીયન પહેલા વેગન પાસે આવ્યો, ત્યાંથી આગળ વધી બીજા વેગન પાસે ગયો, ત્રીજું પણ પસાર કરીને ચોથા વેગન પાસે ગયો અને અચબૂચ ઊભો રહી ગયો. પછી તે વેગનપર ઢાંકલી તાડપતરી તરફ માથું ઉંચું કરીને હવાને સુંઘવા લાગ્યો. હવે તે ભસવા લાગ્યો અને પોતાના આગલા બે પગ ઉંચા કરી પૈડાં ઉપર ટેકવીને આ વેગનમાં ચડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. પરંતુ એ પ્રયત્ન પોતાને માટે અશક્ય લાગવાથી તે નિરાશાપૂર્વક તેના માલીકની સામે જોવા લાગ્યો. એ વખતે તેના ચ્હેરાપર વિજય અને નિરાશા બન્ને ભાવ એકી સાથે પ્રકટી રહ્યા હતા.

સોરાબજી તેની મતલબ પામી ગયો. તે સમજી ગયો કે આ વેગનમા પેલો મનુષ્ય છૂપાયો હોવો જોઇએ. કેમ કે નહિ તો નેપોલીઅન અહીં સુધી આવીને વેગનપર ચડવાનો પ્રયત્ન કરે નહિ. એટલે કાવસજીને બૂમ મારીને તે કૂદકો મારી વેગનપર ચડયો તથા

પેલી તાડપતરી તેણે ખેંચી.

તે જ પળે વેગનના સામી બાજુના ખૂણામાંથી એક માણસ બહાર નીકળ્યો અને જરી પણ અચકાયા વગર તેણે વેગનની સામી બાજુએ જમીનપર કૂદકો માર્યો.

સોરાબજી પણ આ બાજુએ ઉતરી પડયો અને વેગનની પાછળ થઈને સામી બાજુએ ગયો તો પેલો માણસ લાઇનપર દોડતો તેની દષ્ટએ પડયો. અંધારાને લીધે સોરાબજી આ માણસનો ચ્હેરો જોઇ શકતો ન હતો. પરંતુ તે દોડતો હતો એ ઉપરથી તે સમજી શકયો કે આ માણસ બળવાન અને ચંચળ હોવો જોઇએ.

સોરાબજીએ પોતાની પાછળ દૃષ્ટિ કરી પરંતુ નેપોલીયનને જોયો નહિ. નેપોલીયન નહિ આવવા માટે તેને આશ્ચર્ય થયું, પણ ખરૂં કારણ એ હતું કે જ્યારે તેણે પેલી તાડપતરીનો છેડો ઉંચો કરીને ખેંચ્યો તે વખતે તેનો એક ભાગ નેપોલીયન ઉપર ધસી પડવાથી તે તેમાં ગોટવાઇ ગયો હતો અને એ કારણથી પોતાના માલિકની મદદે આવી શકયો ન હતો. વળી બીજા કોઇની તાત્કાળિક મદદ મળવાની પણ આશા ન હતી. ઇન્સ્પેકટર કાવસજીએ સોરાબજીની બૂમ સાંભળી હતી. પરંતુ તે તેનો કશો અર્થ સમજી શકયો ન હતો અને પેલો ન્હાસતો માણસ વેગન આડાં હોવાથી તેના જોવામાં આવ્યો ન હતો. એટલે સોરાબજીએ પોતાને શા માટે બૂમ પાડી હશે તેનો વિચાર કરતો તે ત્યાં જ ઊભો રહ્યો હતો. છતાં સોરાબજી પોતાનામાં જેટલું જોર હતું તેટલા જોરથી દોડતો હતો અને બૂમો પાડયા કરતો હતો કે જેથી કાવસજી તેની બૂમોથી આકર્ષાઇને એ તરફ આવે. હવે પલાયન થનાર વ્યક્તિએ પોતાની ગતિ બદલાવી. એથી તેની અને સોરાબજીની વચ્ચેના અંતરમાં થોડો ઘટાડો થયો. સોરાબજી લગભગ ત્રીશ વાર દૂર હતો. પરંતુ ધીમે ધીમે બે જણા વચ્ચેનું અંતર ઓછું થતું હતું. હવે તો માત્ર પંદર વારનું જ અંતર રહ્યું. એટલે પેલો માણસ એકદમ અટકી ગયો. તેણે પાછા ફરીને રિવોલ્વર ખેંચી.

સોરાબજી રિવોલ્વરના પ્રકાશ ઉપરથી ચેત્યો અને નીચો નમી ગયો એટલે ગોળીબહાર ખાલી ગયો. ગોળી તેના માથા ઉપર થઈને ચાલી ગઈ. પરંતુ નીચા નમતાં તેનો પગ સીગ્નલના તારમાં આવી જવાથી તે જમીન પર ગબડી પડયો.

તે બેઠો થઈને પુનઃ પેલાની પાછળ પડે તે પૂર્વે તે માણસ પુનઃ દોડવા લાગ્યો હતો અને હવે તે શંટીંગ કરતા એંજીન તરફ જવા લાગ્યો.

એંજીનનો ડ્રાઈવર સ્ટેશનમાંથી હજી આવી પહોંચ્યો ન હતો. કોલસા નાંખનારો માણસ એંજીનને ચલાવીને લઈ જતો હતો. તેણે રિવોલ્વરનો અવાજ સાંભળ્યો હતો અને આ માણસને પોતાની તરફ આવતો પણ જોયો હતો. એટલે એંજીનને ઊભું રાખી તે નીચે ઉતરીને આ માણસને પકડવાને માટે સામો આવ્યો.

પરંતુ રિવોલ્વરના બે અવાજ થયા. એક ગોળી ખાલી ગઈ, જ્યારે બીજી ગોળી કોલસાવાળાના પગમાં લાગવાથી તે જમીન ઉપર પડી ગયો.

હવે શું કરવું તેનો સોરાબજી નિર્ણય કરી શકયો નહિ. પ્રથમ તેને આ કોલસાવાળાની મદદે જવાનો વિચાર આવ્યો. પરંતુ સ્ટેશન માસ્તર તથા કાવસજીને તેની તરફ દોડતા આવતા જોઈને તેણે વિચાર બદલાવ્યો અને તે પેલા બદમાશની પાછળ લાગ્યો.

પેલો બદમાશ પણ હવે શું કરવું તેના વિચારમાં પડી ગયો હતો. પરંતુ સોરાબજીને પોતાની પાછળ આવતો જોઈને તે દોડયો અને એંજીન ઉપર ચડી ગયો. તેને આવા લોકોમોટિવ એંજીનની યાંત્રિક ગોઠવણને લગતી માહિતી હોય એમ લાગતું હતું. કેમકે તે ઉપર ચડયો કે ચાર–પાંચ સેકન્ડમાં એંજીન ચાલુ થયું.

જો બીજો માણસ હોત તો હવે હતાશ બનીને ઊભો રહી ગયો હોત, પરંતુ અહીં મુંબઈનો મહાન ડિટેક્ટિવ સોરાબજી હતો. હવે તો તેના ઉપર આ બદમાશને પકડવા કરતાંયે એક મોટી ફરજ

આવી હતી. કારણ કે આ એંજીન પાલગઢ તરફ જતું હતું. મુંબઇથી પંદર–વીશ મીનિટમાં વલસાડ પેસેન્જર અહીં થઇને પાલગઢ જવાની હતી. એ ટ્રેન ઝડપથી ચાલતી હોવાને લીધે જો આ એંજીનની સાથે પાછળથી આવીને ભટકાય તો કેવું ભયંકર પરિણામ આવે તેની કલ્પના સોરાબજીના મનમાં ઉદ્‌ભવી અને તે એંજીનને કોઇ પણ ભોગે અટકાવવાને માટે તત્પર થયો. અલબત્ત એમ કરવામાં તેના પોતાના જીવનું જોખમ હતું. પરંતુ પેસેન્જર ટ્રેનના ઉતારૂઓને બચાવવાને માટે તેણે પોતાના જાનની દરકાર કરી નહિ.

અત્યારે એંજીન ધીમે ધીમે ચાલતું હોવા છતાં ઉત્તરોત્તર તેની ગતિ વધતી જતી હતી. સોરાબજી તેની પાછળ દોડયો અને તેની પાસે પહોંચીને તે પણ એંજીન ઉપર ચડી ગયો. પેલો બદમાશ તુરત તેની સામે ફર્યો, તેણે ગજવામાંથી રિવોલ્વર ખેંચી અને ડિટેક્ટિવની સામે ધરી.

તેણે રિવોલ્વરનો ઘોડો દબાવ્યો, પરંતુ સોરાબજીના સદ્‌ભાગ્યે કશો પણ અવાજ થયો નહિ. સોરાબજી સમજી ગયો કે રિવોલ્વરના તમામ કારતુસો ખલાસ થઇ ગયા છે. એટલે તે વિષયનો તેનો ભય દૂર થઇ ગયો. છતાં પણ આ બદમાશ હાર ખાય તેમ ન હતો. તેણે રિવોલ્વરની નળી પકડીને તેનો પાછલો ભાગ સોરાબજીના માથામાં મારવાને માટે ઉગામ્યો, પરંતુ તેજ ક્ષણે સોરાબજીએ દૂર ખસી જઇ એ ઘાને ચૂકવ્યો અને બીજી જ ક્ષણે બન્ને જણા એક બીજાને વળગી પડયા.

———:o:———

## પ્રકરણ ૧૮ મું.

### છટકયો

હવે ચાલતા એંજીને આ બે જણા વચ્ચે દ્વંદ્વયુદ્ધ શરૂ થયું. સોરાબજીને મલ્લકુસ્તીનું જ્ઞાન હતું, જ્યુ–જીત્સુના દાવપેચથી

તે જાણીતો હતો, મુષ્ટિયુદ્ધમાં પણ પ્રતિપક્ષીથી ગાંજ્યો જાય તેમ ન હતો; છતાં તેનો પ્રતિપક્ષી પણ કાંઇ તેનાથી જાય તેવો ન હતો. બન્ને જણા સરખી ઉમરના અને સરખી ઉંચાઇના હતા. તેઓ એક બીજાને એક બીજાના દાવમાં લેવા પ્રયત્ન કરતા હતા, એક બીજાની ઉપર મુષ્ટિના પ્રહાર કરતા હતા, પરંતુ કોઇ કોઇના ઉપર સરસાઇ કરી શકતો ન હતો.

પેલા બદમાશનાં નેત્રમાંથી જાણે ઝેર વરસતું હોય એમ લાગતું હતું. તે કોઇ પણ રીતે સોરાબજીને પૂરો કરવા માગતો હતો. એવામાં એકાએક સોરાબજીના મનમાં નવીન પ્રકાશ પડ્યો. પોતાને તુટેલા પૂલ પાસે સીડી ઉપરથી પાડી નાંખવાનો પ્રયત્ન કરનાર આ જ માણસ હોવો જોઇએ, એ કલ્પના તેના મનમાં ઉદ્‍ભવી. જો કે તે માણસ દાઢીવાળો હતો જ્યારે આને દાઢી ન હતી પરંતુ બનાવટી દાઢી લગાડી શકાય છે એમ સોરાબજી જાણતો હતો. એંજીનની ભઠ્ઠીમાં ધગધગતા કોલસાના પ્રકાશથી આ માણસનો ચ્હેરો સ્પષ્ટ દેખાતો હતો. દાઢી કે મૂછ કશું તેના ચ્હેરા પર ન હતું. પણ દાઢી અને મૂછની જગ્યાએ ચીકણા પીળા ગુંદ જેવો પદાર્થ ચોટેલો હોય એમ જણાતું હતું. એ ઉપરથી સોરાબજીએ અનુમાન કરી લીધું કે આ માણસે બનાવટી દાઢી અને મૂછ ચોટાડેલાં હશે, તે ઉખાડતી વખતે તેને મ્હોં સાફ કરીને ધોવાનો વખત નહિ મળવાથી મ્હોં ઉપર ગુંદ ચોટી રહ્યો હશે.

આ કલ્પના આવતાં તેને કોઇ પણ રીતે ગિરફતાર કરવાના ઇરાદાથી સોરાબજીએ તેનો કોલર પકડી ગળું દબાવીને તેને બેભાન બનાવવાનો પ્રયત્ન કર્યો. પરંતુ આ બદમાશ કાંઇ કાચો ન હતો. તેણે સોરાબજીને બન્ને હાથ વડે પકડીને જોરથી હડસેલો માર્યો. એથી સોરાબજીના પગની પીંડીને એંજીનની ભઠ્ઠીના ધગધગતા બારણાનો સ્પર્શ થયો. પીંડી દાઝવાથી તેને એટલી બધી વેદના થઇ કે તેનો હાથ નરમ પડી ગયો અને આ બદમાશ પોતાને ભઠ્ઠી તરફ ન ફેંકે

એટલા માટે સોરાબજી બાજુએ ખસી ગયો. આ તકનો લાભ લઇને પેલો બદમાશ દોડીને એંજીનના બારણા પાસે આવી, તેના પાટીયા પર ઉતરીને ચાલતા એંજીને નીચે કૂદી પડયો. સોરાબજી પણ તરત જ તેની પાછળ બારણા પાસે ગયો અને એ માણસ કયે સ્થળે પડયો એ જોવા લાગ્યો. પરંતુ તે દરમિયાન એંજીન દૂર નિકળી જવાથી તે માણસને જોઇ શકયો નહિ.

પોતે આ ભયમાંથી મુક્ત થવાથી હવે તેનું લક્ષ તેની પાછળ આવનારી વલસાડ પેસેન્જર ટ્રેનને થનારા અકસ્માતને કવી રીતે અટકાવવો એ તરફ ગયું. એંજીનને અહીંથી પાછું જમશેદપુરના સ્ટેશન પર લઇ જવું તે સલામતી ભરેલું ન હતું. કેમ કે કદાચ પેસેંજર ટ્રેન વચ્ચે મળે તો અથડાવાની ભીતિ હતી. એટલે આગલા કુન્દનપુરના સ્ટેશન સુધી એંજીનને લઇ જઇ ત્યાંથી બીજા પાટા ઉપર ચડાવીને પુનઃ તેને જમશેદપુર મોકલવાની ગોઠવણ કરવાના ઇરાદાથી તેણે એંજીનની ગતિમાં વધારો કર્યો. પોતાની પાછળ દૃષ્ટિ કરી તો પેસેંજર ટ્રેનની બત્તી જોવામાં આવી નહિ. એટલે એ વિષયમાં તેની ચિંતા સ્હેજ ઓછી થઇ. આગળ ચાલતાં લાલ બત્તી જોવામાં આવી. કુન્દનપુર સ્ટેશન આવી પહોંચ્યું હતું. તે સમજ્યો કે જમશેદપુરના સ્ટેશન માસ્તરે કુન્દનપુરના માસ્તરને ખબર આપ્યા હશે અને તેથી કુન્દનપુરના માસ્તરે એન્જીનને અટકાવવાને માટે સિગ્નલમાં લાલ બત્તી બતાવી હશે. તે એન્જીનને ધીમું પાડીને સ્ટેશન ઉપર લઇ ગયો. સ્ટેશન માસ્તર પ્લેટફોર્મ ઉપર ઊભો હતો.

સોરાબજીએ તેને પોતાની ઓળખાણ આપીને ટુંકામાં તમામ હકીકત જણાવી. સ્ટેશન માસ્તરે પણ કહ્યું કે "જમશેદપુરના સ્ટેશન માસ્તરે મને આ એન્જીનને અટકાવવાનું ટેલીફોનમાં જણાવ્યું હતું અને વલસાડ પેસેન્જરને પોતાના સ્ટેશન ઉપર અટકાવવાની તેમણે વ્યવસ્થા કરી છે. આ એન્જીન ત્યાં પહોંચ્યા બાદ તે ટ્રેન ત્યાંથી ઉપડશે."

સોરાબજીએ કહ્યું : "ત્યારે હવે આપ આ એન્જીન ત્યાં મોકલી આપવાનો બંદોબસ્ત કરો અને મને ચાર–પાંચ માણુસો આપો. કેમકે જે બદમાશ આ એન્જીન લઇને જમશેદપુરથી નાઠો હતો તે રસ્તામાં એન્જીન પરથી કૂદી પડયો છે. તેની તપાસ કરવાની છે."

સ્ટેશન માસ્તરે એન્જીનને બીજા પાટા ઉપર ચડાવીને જમશેદપુર મોકલી આપવાની વ્યવસ્થા કરી અને સોરાબજીને ચાર માણુસો આપ્યા."

સોરાબજી તથા તેની સાથેના માણસો લાઇન ઉપર તપાસ કરતા કરતા આગળ ચાલવા લાગ્યા. જે સ્થળે પેલો બદમાશ કૂદી પડયો હતો તે સ્થળ પાસે સોરાબજીએ બારિક તપાસ કરી. તે માણુસનો કયાંય પણુ પત્તો મળ્યો નહિ. માત્ર તેનાં પગનાં નિશાન દેખાતાં હતાં.

તેઓ જમશેદપુર ગયા. ત્યાંથી પુનઃ નેપોલીયન અને કાવસજીને લઇને સોરાબજી આ સ્થળે આવ્યો. નેપોલીયન પાસે આ માણુસનો સગડ કઢાવવાનો પ્રયત્ન કરી જોયો. પરંતુ તેમાં પણુ સફળતા મળી નહિ. છેવટે નિરાશ થઇને તેઓ પાછા ફર્યા. એટલું સમજી શકાતું હતું કે એ એન્જીનમાંથી કૂદકો મારતાં આ બદમાશ તત્કાળ મૃત્યુને આધીન થયો ન હતો, પરંતુ અહીંથી પલાયન થઇ ગયો હતો. તેને ઇજા થઇ હતી કે કેમ એ જાણુવાનું કશું પણુ સાધન ન હતું.

સોરાબજી બોલ્યોઃ "મી. કાવસજી ! આ માણુસ આપણા હાથમાંથી છટકી ગયો છે. પરંતુ એથી હું કાંઇ નિરાશ થવાનો નથી. એક નહિ તો બીજી રીતે પણુ તેનો પત્તો મેળવ્યા વગર નહિ રહું. હવે ચાલો, આપણે કુન્દનપુર જઇએ અને નિદ્રાદેવીનું આરાધન કરીએ. મને તથા તમને બન્નેને તેની ખાસ જરૂર છે."

* * * *

બીજે દિવસ સોરાબજીએ કુન્દનપુર અને વસંતપુરમાં કેટલીક

તપાસ કરવામાં આવ્યો. તુરંગમાં જઇને શામજીની મુલાકાત લઇ તેની સાથે પણ કેટલીક વાતચીત કરી. વળી જેઓ શામજીને ઘણાં વર્ષોથી પિછાનતા હતા તથા હરિપ્રસાદના કાકા અજીતરાય જાગીરદારનો પણ જેમને પરિચય હતો, એવા વસંતપુરના કેટલાક વૃદ્ધ માણસોની મુલાકાત લઇને કેટલાક સવાલો કર્યા.

આ તપાસનું કશું ચમત્કારિક કિંવા જાણવા જોગ પરિણામ આવ્યું નહિ. તથાપિ શામજી સાથેના સંભાષણથી સોરાબજીને સંતોષ થયેલો લાગતો હતો.

જ્હાંજે તે બહારથી સરદારગૃહ તરફ આવતો હતો તે વખતે મુંબઇનો ઇન્સ્પેકટર વિકાજી તેને રસ્તામાં મળ્યો.

તેણે કહ્યું: "મી. સોરાબજી! ગઇ કાલે રાત્રિએ તમે મોટા જોખમમાંથી પસાર થયા! મી. કાવસજીએ મને તમામ હકીકત જણાવી હતી."

"વારૂ, એ ઉપરથી તમે શું ધારો છો? તમને એમ નથી લાગતું કે પૂલને થયેલા અકસ્માતની ઘટનામાં કોઇ ગુપ્ત અને ઊંડું રહસ્ય સમાયેલું છે?"

"મી. કાવસજીની એવી કલ્પના છે. પણ હું માની શકતો નથી. મારો અભિપ્રાય એવો છે કે ગઇ કાલના બનાવને આ પૂલના અકસ્માતની ઘટના સાથે કશો પણ સંબંધ નથી."

"વાહ વાહ! બહુ મજાનો અભિપ્રાય!" સોરાબજીએ સ્મિત કર્યું.

"તમે ભલે હસો, પણ હું કહું છું કે આ બનાવ તમારી સામે રચવામાં આવેલા કારસ્થાનની સાથે સંબંધ ધરાવે છે."

"મારી સામે કારસ્થાન! એવું કારસ્થાન મારી વિરૂદ્ધમાં કોણ ઊભું કરે!"

"અનેક માણસો. તમે જાણો છો કે આજ ઘણાં વર્ષો થયા તમે ડિટેકિટવ તરીકે કામ કરો છો. તે દરમ્યાન તમે અનેક મનુષ્યોને તમારા દુશ્મનો બનાવ્યા છે. જો તમે આ દુનિયા ઉપરથી નાબૂદ

થાઓ તો જ તેમને શાંતિ થાય. એટલે તેઓ તમારો નાશ કરવાને માટે ટાંપી રહેલા હોવાથી તમારી દરેક દરેક હીલચાલપર નજર રાખતા હશે અને અહીં પણ તેમના માંહેનો કોઇ તમારો અંત લાવવાને માટે આવ્યો હશે."

"હું તમારા અભિપ્રાય સાથે સંમત થઇ શકતો નથી. મારૂં માનવું એવું છે કે પૂલ ન અકસ્માત નિપજાવવાના કાર્યમાં જે ટોળી રોકાયેલી હતી, તે માંહેનો એક ગઇ કાલનો બદમાશ છે."

"એમાં કોઇ પણ ટોળી છે જ નહિ. એક જ માણસે તે કૃત્ય કર્યું છે અને તે એક માણસ–શામજી મીસ્ત્રી."

"તમે ખોટે માર્ગે દોરવાયા છો. હું ચોક્કસ માનું છું કે શામજી મારા જેટલો જ નિર્દોષ છે." સોરાબજી નિશ્ચયાત્મક સ્વરે બોલ્યો.

"આ વિષયમાં આપણું સમાધાન આ કેસનો ચૂકાદો આવ્યા સિવાય થઇ શકવાનું નથી. તે વખતે તમે મારા મત સાથે સંમત થશો."

"અથવા તો તમારે મારી માનિનતાનો સ્વીકાર કરવો પડશે. સાહેબજી!"

બન્ને જણા છૂટા પડ્યા. સોરાબજી સરદારગૃહમાં ગયો. તેના માલિકે તેના હાથમા તારનું પરબીડીયું આપીને કહ્યું: "હમણાં અર્ધા કલાક પહેલાં આપના નામનો તાર આવ્યો છે."

આ તાર રૂસ્તમનો હતો. તેમાં નીચેની મતલબનું લખાણ હતું:—

"ભેદભરી હીલચાલ ચાલી રહી છે. બની શકે તો જલદી આવો."

——:૦:——

## પ્રકરણ ૧૯ મું.

### નવીન ભેદ શો છે?

આ તાર વાંચીને સોરાબજી કુન્દનપુરથી મુંબઇ જવાને માટે ઉપડતી જે પહેલી ટ્રેન તેને મળી તેમાં રવાના થઇ ગયો.

મગજમાં આ તાર સંબંધી જ તેને વિચાર થયા કરતો હતો. 'ભેદ ભરી હીલચાલ' એટલે શું? એ શબ્દો હરિપ્રસાદ અથવા તેની પાર્ટીના કોઇ માણસને ઉદ્દેશીને લખાયા હોવા જોઇએ. કારણ કે રૂસ્તમને તેણે તેમની હીલચાલ ઉપર નજર રાખવાની સૂચના કરીને મુંબઇ મોકલ્યો હતો.

લગભગ અગીઆર વાગ્યે તે ગ્રાન્ટરોડ સ્ટેશન ઉપર પહોંચી ગયો. ત્યાંથી મોટરમાં બેસીને માત્ર થોડી મીનિટમાં જ તેના મકાન-પર આવી ગયો. તેણે કુન્દનપુરથી રવાના થતા પહેલાં રૂસ્તમને પોતે જલદી આવી પહોંચશે એમ જણાવેલું હોવાથી રૂસ્તમ તેની રાહ જોઇને તેમની ઓફીસમાં બેઠો હતો. સોરાબજી દૃષ્ટિએ પડતાં જ તે બોલી ઉઠયોઃ "સાહેબ! તમે જલદી આવી પહોંચ્યા તે ઠીક થયું. હરિપ્રસાદ કોઇ નવીન કારસ્થાનની ગોઠવણ કરતો હોય એમ લાગે છે. આપણે છદ્મવેશ ધારણ કરીને જઇએ અને તેની ગુપ્ત ઘટના જાણી લઇએ."

છદ્મવેશ ધારણ કરીને? પણ શું બન્યું છે એ તો જણાવ."

"કોઇ વીરભદ્ર નામનો માણસ હરિપ્રસાદને ગમે તે પ્રકારની ધમકી આપીને તેની પાસેથી પૈસા પડાવતો હોય એમ લાગે છે."

"તે વીરભદ્ર કોણ છે? અને ધમકી શા પ્રકારની—"

"તે બધું હું તમને વીગતવાર જણાવીશ. પરંતુ આજે રાત્રે બાર વાગ્યે હરિપ્રસાદ તેને ઇમ્પીરીયલ સીનેમાની સામે આવેલી બાદ-શાહી હોટેલમાં તેની સાથે અમુક બાબતની ચર્ચા કરવાને માટે મળવાનો છે."

"સવા અગીઆર થયા છે. હજી પોણો કલાક બાકી છે. વારુ, ચાલો આપણે વેશપરિવર્તન કરી લઇએ. એ હોટેલ પર નજર રાખવાને માટે કોઇને ત્યાં રોકયો છે?"

"હા, બનેસિંગને ત્યાં રાખ્યો છે. તેણે જ આ વીરભદ્રનું નામ અને તેના ભૂતકાલિન જીવનને લગતી કેટલીક માહિતી મેળવી છે."

"બહુ સારૂ, પ્રથમ આપણે તૈયાર થઇ જઇએ."

પા કલાકમાં તો તેઓ તૈયાર થઇ ગયા. હવે કોઇ તેમનો પરિચિત મનુષ્ય પણ તેમને સોરાબજી કે રૂસ્તમ તરીકે ઓળખી શકે તેમ ન હતું. કોઇ ઇશ્કી દેખાવના બે મેમણ જેવા તેઓ લાગતા હતા. તેમના વસ્ત્રોની સાથે તેમના ચ્હેરા તથા શરીરનો રંગ પણ તદ્દન બદલાઇ ગયો હતો. એક ભાડુતી મોટરમાં બેસીને તેઓ ઇમ્પીરીયલ સિનેમા પાસે આવ્યા. નીચે ઉતરીને સીનેમાના દ્વાર પાસે ટીકીટ લેવી કે કેમ તેનો જાણે વિચાર કરતા હોય તેવી રીતે ઊભા રહ્યા.

એક ફેરીયો તેમની પાસે આવીને બોલ્યો: "સાહેબ! પાનપટ્ટી બીડી, સોપારી, સીગારેટ, બાકસ કાંઇ લેશો ?"

સોરાબજી તેના સ્વર ઉપરથી તેને ઓળખી ગયો અને બોલ્યો: "કેમ બાનેસિંગ! શી ખબર છે ?"

"સાહેબ! હરિપ્રસાદ બાદશાહી હોટેલમાં હમણાં જ ગયો છે. પરંતુ હજી વીરભદ્ર આવ્યો નથી. તે આવ્યા સિવાય તો નહિ રહે. પણ જો તેણે ખૂબ ચડાવ્યો હોય તો કહી શકાય નહિ."

"એ વીરભદ્ર કોણ છે ?"

"ગીરગામમાં પેલી 'રાજવંશી કેમિકલ કુંપની' છે; તેના ટ્રાવ્હેલિંગ એજન્ટ તરીકે તે કામ કરતો હતો. પરંતુ એક વર્ષ પહેલાં કંપનીના પૈસા મદ્યપાનમાં ઉડાવી દેવાથી હિસાબ બરાબર આપી ન શકયો એટલે તેને ત્યાંથી રજા મળી છે. ત્યારપછી તે કયાંય નોકરી પર લાગ્યો નથી. હાલમાં તેણે હરિપ્રસાદની પાસેથી પૈસા પડાવવાનો ધંધો માંડયો છે."

"તે હરિપ્રસાદના સંબંધમાં શું જાણે છે ?"

"એ હું હજી જાણી શકયો નથી, સાહેબ! પરંતુ આજે રાત્રે તેમની અહીં મુલાકાત થવાની છે. એટલે આપ જાણી શકશો."

"બહુ સારૂ, રૂસ્તમ! તું મારી સાથે ચાલ. બાનેસિંગ! તું અહીં

હોટેલની બહાર ફૂટપાથ ઉપર રહેજે. કદાચ તારી પણ જરૂર પડે તો તને ઇશારત કરીને બોલાવી શકાય."

*   *   *   *

આ બાદશાહી હોટેલનો માલિક એક મુસલમાન હતો. તે કાયદાનો ભંગ કરીને પણ પોતાના ખાસ ગ્રાહકોને દારૂ પૂરો પાડતો હતો. સોરાબજી અને રૂસ્તમ તેમાં દાખલ થયા અને તેમણે ખાવાનું તથા ચહા મંગાવ્યાં. તેમને અત્યારે કાંઇ ભૂખ લાગી ન હતી. પરંતુ અમસ્થા બેસી રહેવાથી શંકા ઉપજે અથવા તો હોટેલનો માલિક તેમને બહાર કાઢે. એટલે વખત પસાર કરવાને માટે તેઓ ધીમે ધીમે ખાતા હતા અને પરસ્પર સંભાષણ કરતા હતા. તે વખતે તેમનું લક્ષ તેમની પાછળ નજીકમાં બેઠેલા હરિપ્રસાદ તરફ હતું. હરિપ્રસાદનો દેખાવ અત્યારે એક ખ્રીસ્તીના જેવો લાગતો હતો. તેના તથા સોરાબજીના ટેબલની વચ્ચે એક વિલાયતી વૃક્ષનું કુંડું હતું. આ વૃક્ષ કાંઇ ઉંચું ન હતું, પણ પહોળું ફેલાયેલું હોવાથી હરિપ્રસાદનું આ બે જણા તરફ એકદમ ખાસ ધ્યાન જાય તેવું ન હતું.

હરિપ્રસાદનું તેમના તરફ લક્ષ પણ ન હતું. તેનાં નેત્રો દ્વાર તરફ હતાં અને તે વીરભદ્રના આગમનની પ્રતીક્ષા કરી રહ્યો હતો. સોરાબજીએ તેને પ્રથમ કુન્દનપુરની કોર્ટમાં જોયેલો તે કરતાં અત્યારે તેનો ચ્હેરો ફીક્કો અને ઉતરી ગયેલો લાગતો હતો અને તે કોઇ ઊંડા વિચારમાં ગુંથાયેલો હોય એવું તેનાં શૂન્ય નેત્રો ઉપરથી અનુમાન થઇ શકતું હતું.

એકાએક મુખ્ય દ્વારમાંથી એક મનુષ્યે પ્રવેશ કર્યો. તેની સાથે જ હરિપ્રસાદનાં નેત્રોમાં પરિવર્તન થયું. જાણે તેને શાંતિ થઇ હોય એવા પ્રકારનો ભાવ તેના ચ્હેરા પર ઉત્પન્ન થયો. પરંતુ આ શાંતિની સાથે તેનાં નેત્રોમાં ન સમજી શકાય તેવો કુટિલ તીરસ્કાર ચમકી રહ્યો હતો. આ મનુષ્ય વીરભદ્ર હતો અને સ્પષ્ટ જોઇ શકાતું હતું કે તેના ઉપર હરિપ્રસાદને લેશ પણ ભાવ ન હતો.

વીરભદ્ર લથડીયાં ખાતો હતો. એ ઉપરથી તેણે પુષ્કળ દારૂ પીધેલો હોવો જોઇએ એમ લાગતું હતું. જો કે તે બેભાન ન હતો. તે આસપાસ દૃષ્ટિ કરતો હરિપ્રસાદના ટેબલ પાસે આવ્યો અને તેની સામેની ખુરસી પર બેઠો.

હવે સોરાબજી અને રૂસ્તમ પેલા વૃક્ષની પાછળ પોતાના કાન સરવા કરીને આ બે જણા વચ્ચેનું સંભાષણ સાંભળવાને તૈયાર થઇ ગયા.

"છેવટે તું આવ્યો ખરો ! હું ક્યારનો તારી રાહ જોઇને કંટાળી ગયો હતો !" હરિપ્રસાદ બોલ્યો।

"શેઠ સાહેબ ! હું એકવચની અને એકરંગી માણસ છું. આપને આ સ્થળે બાર વાગે મેં મળવાનું વચન આપ્યું હતું તે મારે પાળવું જ જોઇએ." વીરભદ્રે કહ્યું: "આજે હું ખરેખર મુશ્કેલીમાં છું. મારા ગજવામાં એક પાઇ પણ નથી."

"પૈસા–પૈસા અને પૈસા !" હરિપ્રસાદે કંટાળાપૂર્વક કહ્યું : "તારે કેટલા પૈસા જોઇએ છે ?"

"વધારે નહિ. પાંચ હજાર રૂપીઆ."

આ આંકડો સાંભળીને હરિપ્રસાદ અત્યંત ગુસ્સે થયો. પરંતુ પોતાના ગુસ્સાને શમાવી, શાંત સ્વરે બોલ્યો : "ઘણી જ મોટી રકમ. તે અત્યારસુધીમાં મારી પાસેથી કેટલી બધી રકમ મેળવી છે તેનો તને કાંઇ ખ્યાલ છે ? સાત હજાર કરતાં વધારે રૂપીઆ મેં તને આપ્યા છે."

વીરભદ્ર તોછડાઇ ભરેલા સ્વરે બોલ્યો : "તેના બદલામાં તમને થયેલા લાભની સાથે સરખાવતાં એ રકમ તો ઘણી જ ન્હાની ગણાય."

"પણ એ પૈસા મારા છે."

"એ તો જ્યાંસુધી હું મારી જીભ તાળું રાખું ત્યાંસુધી."

"તે માટે તને સારી રકમ આપવામાં આવી છે. હવે તું બોલી

શકે તેમ નથી. કારણ કે તેમાં તું પોતે પણ સંડોવાય તેમ છે."

"એમ કે! શેઠ સાહેબ! એવી ખોટી આશામાં ન રહેતા. હજી તમે મને ઓળખતા નથી. હું તો એવું બોલું કે તમે જીવો ત્યાં સુધી તમને યાદ રહે."

આ શબ્દો તે ઉચ્ચ સ્વરે બોલતો હોવાથી હરિપ્રસાદે તેને ધીમે બોલવાની સૂચના કરતાં કહ્યું: "આપણે અહીં કાંઇ કજીયો કરવાને માટે આવ્યા નથી."

"બરાબર છે. જ્યાં સુધી તમે મને સંતોષ આપો ત્યાં સુધી મારે કશું કરવાનું પણ નથી અત્યાર સુધી તમે મને પચીશ–પચાશ સો–બસોની રકમ આપ્યા કરી છે. પરંતુ એમ મારૂં કશું વળતું નથી. મને જો એક સરી જેવી રકમ મળે તો તે લઇને મારો વિચાર રંગુન ઉપડી જવાનો છે ત્યાં જઇને હું કાંઇ પણ ધંધો કરીશ. તે માટે પાંચ હજાર રૂપીઆની મને જરૂર છે."

"તું આ સાચું કહે છે? ખરેખર રંગુન તરફ જવાનો તારો ઇરાદો છે?" હરિપ્રસાદે અત્યંત આતુરતા પૂર્વક પ્રસ્તુત પ્રશ્ન કર્યો.

"સાચું જ કહું છું. પણ એવો પ્રશ્ન કરવાનું શું કારણ?"

"કારણ માત્ર એટલું જ કે જો તારો પરદેશ જવાનો ચોક્કસ ઇરાદો હોય તો એક માણસ આફ્રિકામાં મોંબાસા ખાતે જવાનો છે. ત્યાં હોટેલ કરવાનો તેનો ઇરાદો છે. તારો તેની સાથે ભાગમાં પડવાનો વિચાર થાય છે?"

"વિચાર! વિચાર તો થાય, પણ એ માણસ કોણ છે?"

"હું તેનું નામ તને જણાવીશ." હરિપ્રસાદે અતિ મંદ સ્વરે તે નામનો ઉચ્ચાર કર્યો. સોરાબજી કે રૂસ્તમ તે નામ સાંભળી શકયા નહિ. તેમ જ ત્યાર પછી આ બે જણા ધીમા સ્વરે સંભાષણ કરવાથી બીજી કેટલીક હકિકત પણ તે સાંભળી શકયા નહિ પરંતુ તે સંભાષણના દારૂડીયા વીરભદ્ર ઉપર થએલી અસર તેઓ જોઇ શકયા. છેવટે વીરભદ્ર બોલ્યો: "તમે આ ખરેખર અંતઃકરણપૂર્વક બોલો છો?"

"એમાં શંકા લાવવાની લેશ પણ જરૂર નથી."

"વારૂ, ત્યારે તેની સાથે ભાગમાં પડવાને માટે હું તૈયાર છું. તેણે મને અર્ધોઅર્ધ ભાગ આપવો પડશે. તે માટેનો દસ્તાવેજ તમારે કરાવી આપવો અને તેમાં તમારી સાક્ષી કરવી. મોંબાસા જવા માટેનું ભાડું મને આપવું અને તે ઉપરાંત એક હજાર રૂપીઆ રોકડા આપવા."

"બહુ સારૂ, તું કબૂલ છે ?"

"હા, હું આપને વચન આપું છું કે જો મારા કહેવા પ્રમાણે આપ મને ગોઠવણ કરી આપો તો મારે કબૂલ છે."

"વારૂ, ત્યારે આવતી કાલે સ્હાંજે તું સ્નેહપુર આવજે. ત્યાં રાત્રે આઠ વાગે હું તને ચંદ્રવિલાસ વિશ્રાંતિગૃહમાં મળીશ. ત્યાં આપણે ગુલાબદાસની સાથે વાત કરીશું અને બધું નક્કી કરી નાંખીશું."

"બહુ સારૂ, હું બરાબર તે વખતે ત્યાં હાજર રહીશ. તસ્દી માફ કરજો. પચાશ રૂપીયા આપો." વીરભદ્ર ઉઠતો ઉઠતો બોલ્યો.

હરિપ્રસાદે ચામડાનું પાકીટ કાઢી પચાસ રૂપીયાની નોટો તેને આપી.

* * * * *

તે બન્ને જણા ગયા બાદ બે મીનિટ પછી સોરાબજી અને રૂસ્તમ પણ બહાર નીકળ્યા. સોરાબજી વિચારપૂર્ણ બની ગયો હતો. જાણે તેના મગજમાં કાંઇક નવીન પ્રકાશ પડયો હોય એમ લાગતું હતું.

રૂસ્તમ બોલ્યોઃ "સાહેબ ! આ બે જણા વચ્ચેનો ભેદ ઊંડો લાગે છે."

"હા, એમ છે ખરૂં. પણ હરિપ્રસાદના છેવટના શબ્દો તેં સાંભળ્યા હતા ને ?"

"હા, મેં બરાબર સાંભળ્યા હતા."

"પણ તેમાં જે નામો તેણે જણાવ્યાં હતાં તે તને યાદ રહ્યાં છે ને?"

"હા, બરાબર યાદ રહ્યાં છે. પણ તેમાં ખાસ શું છે?"

"ખાસ એ છે કે આજથી ત્રણ વર્ષ પહેલાં એ સ્નેહપુર ગામમાં ચંદ્રવિલાસ વિશ્રાંતિગૃહમાં અજીતરાય જાગીરદારનું મૃત્યુ થયું હતું. ગુલાબદાસ એ વિશ્રાંતિગૃહનો માલિક છે."

"અજીતરાય જાગીરદારનું, એટલે કે—"

"હરિપ્રસાદના કાકાનું–હરિપ્રસાદને જેની તમામ મિલકત વારસામાં મળી છે તેનું."

"હા–હા, હવે મને યાદ આવ્યું. આપણે છાપામાં એ બનાવનું વર્ણન વાંચ્યું હતું. પણ હું તે વિસરી જ ગયો હતો."

"તું વિસરી ગયો હતો, પણ હું વિસરી ગયો નથી. આવતી કાલે આપણે બન્નેએ પણ સ્નેહપુર એ ચંદ્રવિલાસ વિશ્રાંતિગૃહમાં જવાનું છે. હવે મામલો રંગ ઉપર આવ્યો છે."

---

## પ્રકરણ ૨૦ મું.

---

## ત્રણ વર્ષ પહેલાં

સોરાબજી અને રૂસ્તમની સાથે આપણે સ્નેહપૂર જઇએ તે પૂર્વે ત્રણ વર્ષ પહેલાં ત્યાં ચંદ્રવિલાસ વિશ્રાંતિગૃહમાં બનેલી ઘટનાથી માહિતગાર થવાની જરૂર છે.

રાત્રિના બારના ટકોરા થઇ ગયા હતાઃ સ્નેહપુર ન્હાનું ગામડું હોવાથી મધ્યરાત્રિ પછી ત્યાં શાંતિ અને અંધકારનું સંપૂર્ણ સામ્રાજ્ય પ્રસરે તો તેમાં નવાઇ નહિ.

તે વખતે માત્ર ચંદ્રવિલાસ વિશ્રાંતિગૃહમાંથી દીપકનો પ્રકાશ રસ્તા ઉપર પડતો હતો, એટલે આ સ્થળે માણસો જાગૃત હોવાનું

અનુમાન થતું હતું. વિશ્રાંતિગૃહનો માલિક ગુલાબદાસ એક બારી પાસે બેઠો બેઠો ધૂમ્રપાન કરતો હતો. તેની સ્ત્રી પણ તેની પાસે જ બેઠી હતી. હમેશાં તેઓ અગીયાર વાગ્યે સૂઇ જતાં હતાં. પણ આજે તેમને જાગવાની ફરજ પડી હતી.

મેડા ઉપર એક ઓરડામાં પણ દીવાનો પ્રકાશ દૃષ્ટિગોચર થતો હતો. આ ઓરડામાં બિછાના ઉપર એક મનુષ્ય પડ્યો હતો. તેનો અંત નજીક હતો. સ્નેહપુર ગામ I વૈદ્ય વેણીશંકર તેની પાસે એક ખુરસી પર બેઠો હતો.

અજીતરાય જાગીરદાર પોતાની મોટરમાં એકલો વસંતવિહારથી આ તરફ આવવાને માટે નીકળ્યો હતો. દરમ્યાન સ્નેહપુરથી એક માઇલ દૂર તેની મોટર એક બાજુ ઉથલાઇ પડવાથી તે જમીન સાથે અફળાવાને લીધે તેને માથામાં મોટો જખમ થયો હતો અને તે બેભાન બની ગયો હતો. આજે સહજે જ તે બનાવ બન્યો હતો.

એ રસ્તા પર જનારાઓએ એવી સ્થિતિમાં તેને જોયો. એટલે તેને એક ખાટલામાં ઉંચકીને અહીં આ વિશ્રાંતિ ગૃહમાં લાવ્યા. ગામમાં માત્ર વેણીશંકર એક જ વૈદ્ય હોવાથી તેને બોલાવવામાં આવ્યો. વેણીશંકર વૈદ્યક વિદ્યામાં કુશળ હતો. તેણે જખમની તપાસ કરી ધોઇ, દવા લગાવી પાટો બાંધી દીધો. તેણે એ પ્રમાણે ઉપચાર કર્યો ખરો, પરંતુ આ મનુષ્ય બચશે એવી તેને આશા ન હતી. કેમ કે ઘા મગજમાં ઊંડો પહોંચ્યો હતો. બીજાઓ પણ અજીતરાયના જીવવાની આશા રાખતા ન હતા.

અજીતરાય પોતે પણ શુદ્ધિમાં આવ્યા પછી પોતાની સ્થિતિ કળી ગયો હતો અને તેણે પણ આશા છોડી દીધી હતી. તે વિચારગ્રસ્ત સ્થિતિમાં ઉંચે છાપરા તરફ દૃષ્ટિ કરીને પડ્યો હતો.

તેણે ઉદ્ગાર કાઢ્યોઃ "વૈદ્યરાજ ! મારૂં આવી બન્યું છે. હું નથી ધારતો કે આમાંથી હું બેઠો થાઉં."

"મહાશય ! નિરાશ ન થાઓ. આપણામાં કહેવત છે કે જ્યાં

લગી શ્વાસ ત્યાં લગી આશ." વૈદ્યે આશ્વાસન આપવાનો મિથ્યા પ્રયત્ન કર્યો.

"વૈદ્યરાજ ! મૃત્યુથી હું ડરતો નથી. હું વૃદ્ધ છું, સંસારના સુખોનો મેં પૂર્ણ અનુભવ કર્યો છે. એટલે કાળ મારો કોળીયો કરી જાય તેની મને લેશ પણ ચિંતા નથી." જાગીરદારે જણાવ્યું.

તેને બોલવામાં શ્રમ પડતો હોવાથી તે બોલતો બોલતો અટકી ગયો અને દીર્ઘ શ્વાસ લેવા લાગ્યો. થોડીવારે તે પુનઃ બોલ્યોઃ "હું મૃત્યુને સત્કારવાને માટે તૈયાર છું. પરંતુ તે પહેલાં મારે થોડુંક કરવાનું છે. એક જણને થયેલા અન્યાયને સુધારવાનો છે. એટલે જો આટલામાં કોઇ વકીલ હોય તો બોલાવો."

"આ ગામમાં તો કોઇ વકીલ નથી. પરંતુ અહીંથી નજીકમાં મોટું શહેર દમણ છે, ત્યાં વકીલો છે."

"એ દમણ અહીંથી દૂર ગણાય." જાગીરદારે કહ્યુંઃ "ત્યાંથી વકીલને અહીં લાવવામાં આવે એ પહેલાં તો મારો અંત આવી જાય. એટલે ત્યાંથી વકીલને બોલાવવાનો વિચાર નકામો છે. પણ આ કાર્ય કર્યા વગર મારો છૂટકો નથી. તે સિવાય મારું મન શાંત નહિ થાય. વૈદ્યરાજ ! તમે મારે માટે વસિયતનામાનો મુસદ્દો તૈયાર કરશો ? મારે નવું વસિયતનામું કરવું છે. તે કર્યા સિવાય ચાલે તેમ નથી. માટે મારું આટલું કામ કરવાની મહેરબાની કરો."

આ માગણી સાંભળીને વૈદ્ય વિચારમાં પડી ગયો. તે કોઇ પણ દરદીના અંતીમ સમયે તેના વસિયતનામાના કામમાં ભાગ લેવાનું પસંદ કરતો ન હતો. કેમ કે એ પ્રમાણે કરવાથી પાછળથી વારસાને લગતી તકરાર ઉઠે, કોર્ટમાં કેસ ચાલે, ત્યારે પોતાને પણ સાક્ષી તરીકે કોર્ટમાં ધક્કા ખાવા પડે. વખતે પુરાવાની કે કાયદાની બારિકીથી તે વસિયતનામું ખોટું ઠરે કિંવા નિરુપયોગી ઠરે તો તે તૈયાર કરવામાં ભાગ લેવાથી પોતાની પ્રતિષ્ઠાને હાની પહોંચે એવી પણ ભ્રાંતિ હતી. બીજી બાજુ આ માણસનો અંત નજીક હતો. તે

પોતે એક વ્યક્તિને કરેલા અન્યાયને સુધારવાની ઇચ્છા રાખતો હતો. વકીલને બોલાવવા જેટલો સમય રહ્યો ન હતો. તેવી સ્થિતિમાં જો એની માગણી પ્રમાણે પોતે કરવાની ના કહે છે તો એના મન ઉપર આઘાત થવાથી, તેનું મૃત્યુ એકદમ થવાનો સંભવ હતો. તે બરાબર સંકડામણમાં આવી ગયો.

તેણે યુક્તિપૂર્વક ગોળગોળ જવાબ આપ્યો: "તમારા કહેવા પ્રમાણે હું કરી શકીશ એમ મને લાગતું નથી. કારણ કે કાયદા સંબંધી મારૂં જ્ઞાન ઘણું જ ઓછું છે, અને—"

"આમાં કાયદાના જ્ઞાનની કશી પણ જરૂર નથી." જાગીરદારે જણાવ્યું: "હું મારી તમામ મિલકત મારા ભત્રિજાને સોંપી જવા ઇચ્છું છું. એટલે હું લખાવું તે લખવાનું છે."

"એ હું જરૂર કરી શકીશ." વૈદ્યને તેમાં કશું મુશ્કેલ અથવા હરકતકર્તા લાગ્યું નહિ.

"ત્યારે ખડિયો, કલમ ને કાગળ મગાવો અને બે સાક્ષીઓની ગોઠવણ કરો."

વેણીશંકર વૈદ્યે બહાર નીકળીને બૂમ પાડી એટલે વિશ્રાંતિગૃહનો માલિક ગુલાબદાસ ઉપર આવ્યો. તે વૈદ્યની સૂચના પ્રમાણે ખડિયો, કલમ અને કાગળ લઇ આવ્યો તથા એક સાક્ષી તરીકે સહી કરવાની પોતે સંમતિ આપી.

"હવે આપણને બીજા સાક્ષીની જરૂર પડશે. તમારા વિશ્રાંતિગૃહમાં કોઇ બીજો મનુષ્ય રાત્રી રહેલ છે?" વૈદ્યે પૂછ્યું.

"હા, સાહેબ! એક વીરભદ્ર નામનો માણસ છે. તે મુંબઇની એક કંપનીનો ટ્રાવેલિંગ એજન્ટ છે. પાંચમા નંબરવાળા ઓરડામાં સૂતો છે."

"તો પછી તેમને જગાડો."

"બહુ સારૂ, હું જગાડીને લાવું છું."

પરંતુ વીરભદ્રને જાગૃત કરવાનું કામ ગુલાબદાસ ધારતો હતો

એટલું સ્હેલું નહતું. આજે તેને પોતાના માલના સરા ઓર્ડર મળવાથી ઠીક રકમ મળી હતી અને તેનો મેટો ભાગ તેણે વ્હીસ્કી તથા રમમાં ખર્ચી નાંખ્યો હતો. ગુલાબદાસ છેવટે તેને ઉઠાડીને જાગીરદારવાળા ઓરડામાં લઇ આવ્યો. તે વખતે તે લથડીયાં ખાતો હતો અને તેનું મગજ શુદ્ધિમાં હોય એમ લાગતું ન હતું.

એ જોઇને વૈદ્ય બોલ્યોઃ 'આ માણસ તદ્દન છાકટો બનેલો લાગે છે. એટલે સાક્ષી તરીકે તે કામ લાગશે નહિ."

આ શબ્દો તે ધીમેથી બોલ્યો હતો છતાં વીરભદ્રના કર્ણપુટ પર પહોંચ્યા સિવાય રહ્યા નહિ; અને તે અચકાતો અચકાતો પરંતુ ગુસ્સા પુર્વક બોલ્યોઃ "હું છાકટો છું? કોણ કહે છે કે મેં દારૂ પીધો છે? મારી સામે આવીને બોલે એટલે હું બતાવી આપું."

એમ બોલતો તે વૈદ્યની સામે ધસ્યો, પરંતુ તેને ઠેસ આવવાથી તે જમીન ઉપર પડી ગયો. તેની આવી સ્થિતિ જોઇને વૈદ્ય તથા ગુલાબદાસ તેને ઉચકીને તેના ઓરડામાં લઇ જઇ ત્યાં સુવડાવી આવ્યા. ત્યાં પણ તે જેમ ફાવે તેમ લવારો કરતો હતો અને વૈદ્યને ગાળો ચોપડાવતો હતો.

તેની ઉપેક્ષા કરીને વૈદ્ય તથા વિશ્રાંતિગૃહનો માલિક બહાર નીકળ્યા. વૈદ્યે કહ્યુંઃ "ત્યારે હવે બીજા સાક્ષી તરીકે તમારાં પત્નીને લાવો. કારણ કે બહાર અત્યારે કોઇને બોલાવવા જવાનો સમય રહ્યો નથી."

ગુલાબદાસે એ વાતનો સ્વીકાર કર્યો. આ બધી ધમાલ ચાલૂ હતી તે પહેલાં એટલે ગુલાબદાસ પેલા વીરભદ્રને ઉઠાડવા ગયેલો ત્યારે વૈદ્ય જાગીરદારના લખાવ્યા પ્રમાણે વસિયતનામું લખીને તૈયાર કર્યું હતું. કારણ કે તે ઘણું ટૂંકું હોવાથી લખતાં ચાર-પાંચ મીનિટ લાગી હતી. તેમાં જાગીરદાર અજીતરાયે પોતાની જે કાંઇ મિલકત હતી તે તમામના ખરા અને હક્કદાર વારસ તરીકે તેના ભત્રિજાને નિમી આગલું વીલ રદ કર્યાનું લખાવ્યું હતું.

ગુલાબદાસ કિંવા તેની સ્ત્રીને આમાંની કશી પણ હકીકત વંચાવવામાં આવી ન હતી અથવા તો તે વસિયતનામું છે એવું પણ જણાવ્યું ન હતું. માત્ર તેમની રૂબરૂમાં જાગીરદાર અજીતરાયના પોતાના હસ્તાક્ષરની સહી હોવા બાબત તેમણે સાક્ષી તરીકે પોતાની સહી કરી.

આ કાર્ય પત્યા પછી જાગીરદાર બોલ્યો: "હાશ ! હવે મને શાંતિ થઇ; આ વસિયત–નામુ–તમે–આવતી કાલે મુંબઇ મારા–મારા વકીલોને ત્યાં મોકલી આપજો." તેની જીભ અચકાવા લાગી.

"બહુ સારૂ, તમારા વકીલનું નામ શું ?" વૈદ્યે પ્રશ્ન કર્યો.

"મારા–વકીલનું નામ ! અરરર..."

અજીતરાય જાગીરદાર તે વાક્ય પૂરૂં કરી શક્યો નહિ, તેમ હવે પુરૂં કરી શકે એમ પણ ન હતો. તેનું મસ્તક ઓશીકા ઉપર પડી ગયું હતુ. તેના ગળામથી અસ્પષ્ટ સ્વર આવ્યો અને છેવટે તે શાંત બની ગયો. વૈદ્ય તેની નજીક આવ્યો અને તેની છાતી ઉપર હાથ મૂકીને બોલ્યો: " કામ ખલાસ થઇ ગયું છે. જાગીરદાર કાયમની નિદ્રાને આધીન બની ગયો છે.'

ગુલાબદાસ અને તેની સ્ત્રી જાગીરદારનો આવી રીતે અંત આવેલો જોઇને ગભરાઇ ગયાં અને તેઓ સ્તબ્ધ બની ગયાં.

વૈદ્ય પુનઃ બોલ્યો: "ગુલાબદાસ ! તમારે ત્યાં તિજોરી છે કે ?"

"હા, સાહેબ !"

"ત્યારે આ કાગળ તેમાં સાચવીને મૂકજો. આપણે જાગીરદારનાં સગાંઓને તાર કર્યો છે તેઓ કાલે સવારે અહીં આવી પહોંચશે. એટલે તેમની પાસેથી મુંબઇવાળા વકીલનું નામ જાણી લઇને તેને આ કાગળ મોકલી આપીશું. એ ખાસ અગત્યનો દસ્તાવેજ છે. માટે તેને કાળજીથી સાચવજો'

ગુલાબદાસના હાથમાં એ દસ્તાવેજ આપતાં જ વૈદ્યને ચક્કર આવ્યાં અને તેણે પડી જવાના ભીતિથી ખાટલાના પાયાને પકડી રાખ્યો.

“ શું થયુ વૈદ્યરાજ ? તબીયત કાંઇ નરમ છે ? ” ગુલાબદાસની પત્નીએ પ્રશ્ન કર્યો.

“કાંઇ નહિ, કાંઇ નહિ, આજે વિશેષ શ્રમ અને ઉજાગરાને લીધે મગજ ઉપર અસર થવાથી એમ થયું હતું. ચિંતા કરવા જેવું નથી.”

“ પેલા દારૂડીયાને ઉચકતાં તમને કશી ઇજા થઇ હશે. ” ગુલાબદાસે જણાવ્યું.

“ ના ના, એવું કાંઇ નથી. મારા મકાનપર જઇને દવા લઇશ એટલે મને શાંતિ મળશે. વારૂ, એક કાગળ લાવો. જાગીરદારના મૃત્યુ વિષેનું પ્રમાણપત્ર લખી આપું અને પછી હું જાઉં.”

પ્રમાણપત્ર લખી, ગુલાબદાસને આપીને તે ઘેર જવાને માટે નીકળ્યો. પરંતુ તે તેના મકાન પર જીવન્ત સ્થિતિમાં પહોંચ્યો નહિ. અર્ધા રસ્તે તેને પુનઃ ચક્કર આવવાથી તે જમીન પર પડી ગયો અને તે જ વખતે તેનો પ્રાણ ઊડી ગયો.

* * * * * * *

થોડીવારે તે ગામના કોઇ બે માણસો એ રસ્તે થઇને પસાર થતા હશે એ વખતે વૈદ્ય વેણીશંકર જમીન પર ઉંધે મસ્તક પડેલો તેમના જોવામાં આવ્યો. તેમણે તપાસ કરી તો તે મરણ પામેલો જણાયો.

બીજે દિવસે નજીકના ગામમાંથી ડોકટરને બોલાવીને તેના શરીરની તપાસ કરાવતાં એવું માલૂમ પડયું કે હૃદયનો ધબકારો બંધ પડવાથી તેનું અચાનક મૃત્યુ થયું હતું. તેને લાંબા સમયથી હૃદયનું દરદ હતું અને તે માટે તેણે દમણના તથા મુંબઇના એક-બે અનુભવી ડોકટરો તથા વૈદ્યોની સલાહ પણ લીધી હતી તથા દવા ચાલૂ હતી. આજે વધારે શ્રમને લીધે તે દરદે જોર કર્યું અને તેનો આવી રીતે અંત આવી ગયો.

બીજે દિવસે સવારે અજીતરાયનો એક કુટુમ્બી તથા તેનો સેક્રેટરી આવી પહોંચ્યા. તેમણે તેના શબને અગ્નિસંસ્કાર કર્યો. ગુલાબદાસ તેમને અજીતરાયના વકીલનું નામ પૂછવાનું ભૂલી ગયો અને વસિયતનામું તેની તિજોરીમાં રહ્યું.

# પ્રકરણ ૨૧ મું.

## સત્યેન્દ્ર અને ચંદ્રપ્રસાદ.

આજે ત્રણ વર્ષે આપણે પુનઃ સ્નેહપુરમાં પ્રવેશ કરીએ છીએ. ત્રણ વર્ષ પહેલાં તે જેવું હતું તેવું ને તેવું જ આજે છે. એ જ મકાનો, એ જ રસ્તા, ત્રણ વર્ષમાં થયેલાં અમુક મૃત્યુ અને જન્મ બાદ કરતાં એના એ જ માણસો, એજ ચંદ્રવિલાસ વિશ્રાંતિગૃહ—એ સર્વ કશા પણ પરિવર્તનને પામ્યા સિવાય જેવી ને તેવી સ્થિતિમાં કાળ નિર્ગમન કરી રહ્યાં છે.

માત્ર એક જ ફેરફાર તેમાં જોવામાં આવે છે અને તે આ વિશ્રાંતિગૃહના માલિક ગુલાબદાસના સ્વભાવ તથા વર્તનમાં.

અગાઉ તે ગ્રાહકોની ખુશામદ કરતો, તેમની સાથે વિનયપૂર્ણ વર્તાવ રાખતો, તેમને દરેક પ્રકારની સગવડ કરી આપતો અને વાક્યે વાક્યે 'હું તો ગ્રાહકના પગની રજ છું'—'ગ્રાહકનાં પગલાં પણ ક્યાંથી?' વગેરે શબ્દો ઉચ્ચારતો; જ્યારે અત્યારે છેલ્લાં એક–બે વર્ષથી તે ઉદ્ધત બની ગયો હતો. જાણે ગ્રાહકોની તેને દરકાર જ ન હોય એવી રીતનો વર્તાવ તેમની સાથે રાખતો હતો.

વળી તેને દારૂનો પણ વિશેષ લખ લાગ્યો હતો અને દારૂના નશામાં ઉન્મત્ત બની વારંવાર તેના ગ્રાહકોનું અપમાન કરતો હતો. એથી તેના ધંધાને નુકસાન પહોંચ્યું હતું, તેને ત્યાં આવનારા ગ્રાહકો ઓછા થઇ ગયા હતા. પરંતુ ગુલાબદાસને જાણે કશી પરવા જ ન હતી.

સોરાબજીને પણ તેના એ ઉદ્ધત વર્તનનો આજ સ્હાંજે અનુભવ મળી ગયો. તેણે ઇમ્પીરીયલ સિનેમા સામેની હોટેલમાં જે સંવાદ શ્રવણ કર્યો હતો, તે ઉપરથી તેણે અહીં સ્નેહપુરમાં આવવાનો નિશ્ચય કર્યો હતો એ આપણે જાણીએ છીએ. તે પ્રમાણે બીજે દિવસે તે તથા રૂસ્તમ પોતાના દેખાવ અને વસ્ત્રોમાં તદ્દન ફેરફાર કરીને નેપોલીયનની સાથે સ્હાંજે ચાર વાગ્યાની ટ્રેનમાં મુંબઇથી આવી પહોંચ્યા.

પ્રથમ પોતાના મદદનીશ તથા કૂતરાને એક સ્થળે રાખીને સોરાબજી એકલો ચંદ્રવિલાસ વિશ્રાંતિગૃહમાં ગયો. પ્રથમ તેણે આ મકાનની બાંધણીનું બહારથી પૂરેપૂરૂં અવલોકન કરી લીધું. આ મકાન જૂનું લાગતું હતું અને ઘણા વર્ષો તેના ઉપર વીતી ગયાં હતાં. પછી તે આગલા ખંડમાં દાખલ થયો. ત્યાં આગળ ગુલાબદાસ એક ખુરસીપર બેઠો હતો. તેની સ્ત્રી પાસે ઊભી ઊભી કાંઇ વાત કરતી હતી. સોરાબજીએ ગુલાબદાસને પ્રશ્ન કર્યો: "હુ તથા મારો એક મિત્ર અત્યારે સુરતથી અહીં આવ્યા છીએ અને અમારે એક–બે દિવસ રોકાવું છે. તમારે ત્યાં રહેવાનો બંદોબસ્ત થશે?"

"ના, અહીં બિલકુલ બંદોબસ્ત થાય તેમ નથી." નશાના તોરમાં ગુલાબદાસે જવાબ આપ્યો

તેનો આ ઉદ્ધત જવાબ સાંભળ્યા છતાં સોરાબજી વિનયપૂર્વક બોલ્યો: "બધા ઓરડા રોકાઇ ગયા છે? એક પણ ખાલી નથી"?

"એની તમાર શી પંચાત છે? ઓરડા ખાલી છે કે નહિ તે જોવાનું કામ મારૂં છે, તમારૂં નથી; અને ઓરડા ખાલી પડ્યા રહે તો પણ કોઇને માટે તેમાં રહેવાની સગવડ કરવી કે નહિ તે મારી મરજીની વાત છે."

સોરાબજીએ આ મુદ્દા વિષે તેની સાથે દલીલમાં ઉતરવાનું વાજબી ધાર્યું નહિ. તે એમ કહી શકત કે 'એક વિશ્રાંતિગૃહના માલિક તરીકે જો તમારા વિશ્રાંતિગૃહમાં ઓરડા ખાલી હોય અને કોઇ માણસ રહેવા આવવા માગતો હોય તો તમારે તેને ગોઠવણ કરી આપવી જોઇએ. અલબત્ત તે માણસ કોઇ લૂચ્ચો લબાડ નથી એટલી ખાત્રી તમે કરો તેમાં હરકત નહિ.'

પરંતુ એવું કશું નહિ કહેતાં તે ગુલાબદાસના અપમાનકારક શબ્દો સાંભળીને મૌનપણે ચાલ્યો ગયો. કેમ કે તેનો વિચાર અત્યારે તેની સાથે તકરાર કરવાનો ન હતો.

તેણે રૂસ્તમ પાસે આવીને કહ્યું: "ગુલાબદાસ નશાબાજ લાગે

છે અને મારી સાથેના તેના ઉદ્ધત વર્ત્તન ઉપરથી એમ સમજી શકાય છે કે તેને આ ધંધાની પરવા નથી. અર્થાત્ તેને બીજી રીતે પૈસા પ્રાપ્ત થતા હોવા જોઇએ અને તે પૈસા હરિપ્રસાદ પાસેથી જ મળતા હોવા જોઇએ."

"શું તે પણ પેલા વીરભદ્રની માફક હરિપ્રસાદની ગુપ્ત વાર્તા ખૂલ્લી કરવાની ધમકી આપીને પૈસા પડાવતો હશે?"

"હું પણ એમ જ માનું છું. આ ઘટનાના સંબંધમાં મને જે માહિતી મળી છે અને જે વિચારો આવ્યા છે તે ઉપરથી મને લાગે છે કે આપણે હવે થોડા સમયમાં અગત્યની શોધ કરી શકીશું. મેં ગુલાબદાસને આપણે માટે રહેવાની સગવડ કરી આપવાનું કહ્યું. પરંતુ તેણે ચોખ્ખી ફુલ જેવી ના પાડી."

"જો એ વિશ્રાંતિગૃહમાં રહેવાની સગવડ થઇ હોત તો સારૂં હતું."

"હા, તો પેલા લોકો તેને ત્યાં આવીને તેની સાથે જે વાતચીત કરત તે આપણે સાંભળી શકત. છતાં નિરાશ થવાનું કારણ નથી. મેં એક બીજો રસ્તો શોધી કઢ્યો છે. પરંતુ તે દરમ્યાન આપણે બીજા વિશ્રાંતિગૃહમાં જઇને રહેવાની ગોઠવણ કરી લઇએ."

"રેલ્વે સ્ટેશનની સામે પેલું વિશ્રાંતિગૃહ છે તે સારૂં છે."

"હા, અને તે બીજી કેટલીક રીતે પણ અનુકૂળ છે. ત્યાંથી સ્ટેશનનું કમ્પાઉન્ડ સ્પષ્ટ દેખાય છે. એટલે ટ્રેનમાં આવનારા પેસેન્જરોને આપણે જોઇ શકીશું. ચાલો ત્યાં જ જઇએ."

તેઓ એ વિશ્રાંતિગૃહમાં ગયા. તેનો માલિક ભલો અને વિવેકી હતો અને આ વિશ્રાંતિગૃહ તેણે થોડા સમયથી જ ખોલેલું હોવાથી પોતાના ગ્રાહકોને દરેક રીતે સંતોષ આપવાની કાળજી રાખતો હતો. તેણે સોરાબજી તથા રૂસ્તમને માટે ઉપલા માળે રસ્તા ઉપરના બે ઓરડા ઉઘાડી આપ્યા. સોરાબજીવાળા ઓરડાની બારી બરાબર સ્ટેશનની સામે હોવાથી તેમાંથી સ્ટેશનનો તમામ ભાગ દૃષ્ટિગોચર થતો હતો.

ત્યાં પોતાનો સામાન ગોઠવ્યા બાદ ચહા નાસ્તો લઇને તેઓ સ્ટેશન તરફ નજર રાખવા લાગ્યા. અત્યારે સવાપાંચ વાગ્યા હતા અને હરિપ્રસાદે વીરભદ્રને અહીં ચંદ્રવિલાસ વિશ્રાંતિગૃહમાં રાત્રે આઠ વાગ્યે મળવાનું જણાવ્યું હતું. એટલે તેને ઘણો સમય હતો. છતાં તેઓ કદાચ પોણાછ વાગ્યે આવતી ટ્રેનમાં આવી પહેંચે તો, એમ ધારીને તેઓ અત્યારથી જ સ્ટેશન પર નજર રાખતા હતા.

પોણાછ વાગ્યે ટ્રેન સ્ટેશનમાં આવી. તે વખતે અંધારૂં થવા આવ્યું હતું. પરંતુ સ્ટેશનમાં બે–ત્રણ ફાનસ પ્રકાશી રહેલાં હોવાથી પ્લેટફોર્મની બહાર નિકળનાર માણસોને આ લોકો જોઇ શકે તેમ હતું.

પ્લેટફોર્મ ઉપરથી કુલ્લ સાત માણસો બહાર આવ્યાં. તેમાં પાંચ સ્ત્રીઓ હતી. તેમના પોષાક ઉપરથી તે ગામડાની સ્ત્રીઓ જેવી લાગતી હતી. એટલે સોરાબજીએ તેમની તરફ વિશેષ લક્ષ આપ્યું નહિ બીજા બે પુરુષો હતા. તેમના પોષાક ઉપરથી સમજી શકાતું હતું કે તેઓ મુંબઇગરા હોવા જોઇએ દૂરથી તેમના હેરા જોઇ શકાતા ન હતા પરંતુ તેમની હાલચાલ અને શરીરના બાંધા ઉપરથી આ માણસોને અગાઉ જોયા હોય તેવી સોરાબજીને શંકા આવી.

તેના ચહેરા ઉપરથી તેના હૃદયનો ભાવ કળી જઇને રૂસ્તમ બોલ્યોઃ "આ લોકો હરિપ્રસાદ કે વીરભદ્ર નથી."

"ના, પણ એ લોકો સાથે સંબધ ધરાવતા લાગે છે. હું ચોક્કસ કહી શકુ છું કે આ બેમાં જે ઉંચો છે તેની હીલચાલ ઉપરથી તે હુ ઓળખું છું. હવે એક કલાક સુધી બીજી એકે ટ્રેન આવવાની નથી. એટલે આપણે આ લોકોની પાછળ પાછળ જઇને જોઇએ કે તેઓ કયાં જાય છે અને શું કરે છે?"

તેઓ વિશ્રાંતિગૃહમાંથી બહાર પડયા. નેપોલીયનને અહીં જ રાખ્યો. વિશ્રાંતિગૃહની બહાર એક ખૂણાપર અંધારૂં હતું, ત્યાં તેઓ

લપાઇને ઊભા રહ્યા. પેલા બે જણા આગળ વધ્યા એટલે આ બે જણા થોડુંક અંતર રાખીને ધીમે ધીમે તેમની પાછળ જવા લાગ્યા. થોડેક આગળ ચાલ્યા બાદ રૂસ્તમ એકાએક સ્તંભી ગયો.

"શું છે રૂસ્તમ ? કેમ ઊભો રહ્યો ?" સોરાબજીએ પ્રશ્ન કર્યો.

"આ બૂટનું નિશાન અગાઉ મેં જોયું હોય એમ લાગે છે."

બન્ને જણા ત્યાં ઊભા રહ્યા અને આગળ ચાલનારા બે જણા દૃષ્ટિ બહાર ગયા એટલે સોરાબજીએ પોતાના વિજળીના દીવાનો પ્રકાશ જમીન તરફ ફેંકયો. તુરત તે ચમકયો અને બોલ્યો: "હા–હા, તું ખરૂં કહે છે."

તેણે ગજવામાંથી એક પાકીટ કાઢી તેમાંથી સફેદ કાગળ કાઢયો. આ કાગળ ઉપર બૂટના આખા તળીયાની છાપનો ફોટોગ્રાફ ચોટાડવામાં આવ્યો હતો. તેણે આ છાપની સાથે જમીન પરના નિશાનની સરખામણી કરી જોઇ અને પછી કહ્યું: "આ બન્ને એક જ બૂટનું નિશાન છે. જે માણસે મી. યાજ્ઞિકની છાતી ઉપર પગ મૂકયો હતો તે જ માણસના બૂટનું આ ચિહ્ન છે."

"એ સાચું હશે ?"

"હા, એમાં જરી પણ શંકા નથી. એક જ જાતનું રબરનું સોલ છે. તેના ઉપરનો ટ્રેડમાર્ક પણ એક જ છે. જો આ એક બીજાને કાપતાં તીર. વળી બન્નેમાં એડીનો એક બાજુનો ભાગ ચીરાયેલો છે. એટલે શંકા લાવવાનું કશું પણ કારણ નથી."

"ત્યારે તો આપણે નસીબવાન ખરા !"

"હા, આ ઉપરથી એટલું જોઇ શકાય છે કે આચાર્ય ઉપર હુમલો કરનાર માણસો હરિપ્રસાદની ટોળીના હોવા જોઇએ."

"શું તમે એમ માનો છો કે આ બે માણસો ચંદ્રવિલાસ વિશ્રાંતિગૃહમાં જશે ?"

"એમાં શંકા લાવવાનું કારણ જ નથી. તેઓ હરિપ્રસાદના મળતીયા છે. હમણુ જ તેઓ કયાં જાય છે તેની આપણને ખબર પડશે."

તેઓ ઉતાવળા ઉતાવળા પેલા બે જણાની પાછળ ગયા. આગલા બે માણસો જે રસ્તા પર પોતે ચાલતા હતા તેની ડાબી બાજુએ વળ્યા અને થોડી વારમાં જ પેલા ગુલાબદાસના વિશ્રાંતિગૃહમાં દાખલ થયા.

સોરાબજી અવાજ થવા દીધા વગર તેમની પાછળ પાછળ જઇ બહાર વિશ્રાંતિગૃહની દિવાલ પાસે લપાઇને ઊભો રહ્યો.

ગુલાબદાસનો અવાજ તેના કાન ઉપર આવ્યો: "અહો ! સત્યેન્દ્ર અને ચંદ્રપ્રસાદ ! તમે ક્યાંથી ? આજે શેઠ સાહેબ એક માણસ સાથે આઠ વાગ્યે આવનાર હોવાનું મારા જાણવામાં આવ્યું હતું. પણ તમે આવશો એવી તો મને કલ્પના પણ ન હતી. બહુ સારૂ, ભલે આવ્યા. લ્યો આ વ્હીસ્કીને સોડા તમારે માટે તૈયાર છે."

સોરાબજી રૂસ્તમ પાસે આવીને બોલ્યો: "વસંતવિહારમાં હરિપ્રસાદને ત્યાં મહેમાન તરીકે સત્યેન્દ્ર અને ચંદ્રપ્રસાદ નામના જે બે માણસો હતા, તે જ આ બે જણા છે. મને લાગે છે. કે હવે આપણે આ કારસ્થાનનો ભેદ થોડા સમયમાં જાણી લઇશું."

———:o:———

# પ્રકરણ ૨૨ મું

## પિસ્તોલનો અવાજ

ડિટેકિટવ તથા તેનો મદદનીશ બન્ને પુનઃ જે વિશ્રાંતિગૃહમાં ઉતર્યા હતા, ત્યાં આવ્યા અને સોરાબજીના ઓરડામાં જઇને બારીએ ઊભા રહ્યા. તેઓ મુંબઇથી આવનારી બીજી ટ્રેનની રાહ જોતા હતા. તે ટ્રેન પણ વખતસર આવી પહોંચી અને તેમાંથી પણ અગાઉની માફક આ સ્ટેશન ઉપર થોડાક પેસેન્જરો ઉતર્યા.

આ પેસેન્જરોમાં માત્ર એક જ માણસ બહારગામનો હતો અને તે પેલો વીરભદ્ર હતો. દૂરથી પણ સોરાબજી અને રૂસ્તમ બંને

તેને ઓળખી ગયા હતા. તે ગામ તરફ જવા લાગ્યો. આ બે જણા તેની પાછળ ગયા નહિ. કેમ કે તેઓ હરિપ્રસાદની રાહ જોતા હતા તે કદાચ ટ્રેનમાંથી ઉતરીને પ્લેટફોર્મ ઉપર રોકાયો હશે, એવું અનુમાન તેમણે કર્યું હતું. પરંતુ તે જોવામાં આવ્યો નહિ.

તમામ પેસેન્જરો બહાર નીકળી ગયા પછી થોડી વાર રાહ જોયા બાદ સોરાબજી બોલ્યો: "તે આ ટ્રેનમાં નથી આવ્યો. બીજી ટ્રેન અહીં આઠમાં દશ મીનિટ ઓછીએ આવે છે. તે ટ્રેનમાં એ કદાચ આવશે. તેણે વીરભદ્રને અહીં આઠ વાગ્યે મળવાનું જણાવેલું હોવાથી તે ટ્રેનમ આવે તો યે તે કાંઇ મોડો ગણાય નહિ."

'તે ટ્રેન આવતાં સુધી અહીં રોકાવું છે?"

"કશી જરૂર નથી. મારી ઇચ્છા જો બની શકે તો પેલા સત્યેન્દ્ર અને ચંદ્રપ્રસાદનું અવલોકન કરવાની છે. એટલે ચાલો આપણે ચંદ્રવિલાસ વિશ્રાંતિગૃહ તરફ જઇએ અને તેની એકાદ બારીમથી એ લોકોનું નિરીક્ષણ કરીએ. બીજી ટ્રેન આવવાને હજી પુષ્કળ સમય હોવાથી તેના પહેલા આપણે અહીં પહોંચી જઇશું."

તેઓ રાજમાર્ગ છોડી આડે રસ્તે થઇને પેલા વિશ્રાંતિગૃહ તરફ જવા લાગ્ય. આ વખતે નેપોલીયન તેમની સાથે હતો. એટલે એ વિશ્રાંતિગૃહથી આશરે સોએક વાર દૂર તેઓ આવી પહોંચ્યા. ત્યાં સોરાબજી અટકી ગયો અને બોલ્યો: "નેપોલીયનને આ વિશ્રાંતિ ગૃહની નજીકમાં લઇ જવા તે મને ઠીક લાગતું નથી. કેમ કે જો તે જોવામાં આવશે તો આપણ ઓળખાઇ જઇશું. માટે હું પાછો આવું ત્યાંસુધી તું આ વૃક્ષોની પાછળ છૂપાઇ રહે. મને બહુ વખત નહિ લાગે."

રૂસ્તમ ત્યાં શિકારી કૂતરાની સાથે રોકાયો અને સોરાબજી એકલો ચંદ્રવિલાસ વિશ્રાંતિગૃહની પાછળના ભાગ તરફ ગયો. દિવાલ ઉપરથી દૃષ્ટિ કરતાં આ પાછળના કમ્પાઉન્ડમાં સર્વત્ર અંધકાર પ્રસરેલો લાગ્યો. એક પણ બારીમાંથી પ્રકાશ આવતો ન હતો. તે

મનોગત બોલ્યો: "બધા આગલી બાજુએ હોય એમ લાગે છે."

તે આગળ ચાલ્યો અને એક ગલ્લીમાં દાખલ થયો. ત્યાંથી દૃષ્ટિ કરી તો આ મકાનના ઉપલા માળ ઉપર પણ સર્વત્ર અંધકાર દેખાયો. આજે ત્રણ માણસો અહીં રાત્રિ રહેવાના હતા. છતાં પણ ઉપર એક પણ ઓરડામાં પ્રકાશ નહિ એ આશ્ચર્ય પમાડનારૂં લાગ્યું. તથાપિ સોરાબજીએ પોતાના મનનું સમાધાન કર્યું કે સત્યેન્દ્ર, ચંદ્રપ્રસાદ અને વીરભદ્ર એ ત્રણે જણા નીચે એકાદા ખંડમાં બેઠા હશે. તે નીચેના ઓરડામાં દીવા હતા, એવું તેની કાચની બારીઓમાંથી આવતાં કિરણો ઉપરથી જોઇ શકાતું હતું.

વળી આ મકાનના છેડાપર એક ઓરડો હતો અને તેનો રાંધણીયા તરીકે ઉપયોગ કરવામાં આવતો હતો તેમાં પણ પ્રકાશ હતો. તે ઓરડાની એક બારી પાસે સોરાબજી ઊભો હતો. તેણે એ બારીમાંથી અંદર દૃષ્ટિ કરી. આ ઓરડામાં ગુલાબદાસની સ્ત્રી એકલી બેઠી હતી. તેના ચ્હેરા ઉપરથી તે શોકાકૂળ લાગતી હતી અને તેનાં નેત્રો અશ્રુજળથી ભરાઇ ગયાં હતાં. એ જોઇને ડિટેક્ટિવ વિચારમાં પડી ગયો, પરંતુ તેને વિશેષ આશ્ચર્ય થયું નહિ. કેમ કે ગુલાબદાસના સ્વભાવ ઉપરથી તે સમજી શકતો હતો કે તેના જેવા મનુષ્યની પત્ની આનંદ અને શાંતિનો અનુભવ ભાગ્યે જ કરી શકે.

તે આ વિશ્રાંતિગૃહના પ્રવેશદ્વાર પાસે આવીને અંદર દાખલ થયો. કદાચ ગુલાબદાસ ઓળખશે તો, એવી ભીતિનો સ્હેજ અંકુર તેના મનમાં ઉદ્ભવ્યો. પરંતુ ગુલાબદાસ આ વખતે થડા ઉપર ન હતો. તે એક ઓરડામાં ચાર–પાંચ ગ્રાહકો આઇસક્રીમ અને શરબત ઉડાવતા હતા તેમની સાથે ગપ્પાં હાંકતો હતો.

સોરાબજીનો વિચાર સત્યેન્દ્ર, ચંદ્રપ્રસાદ અને વીરભદ્ર અહીં છે કે કેમ તે જોવાનો હતો. તેણે બહાર ઓસરી પર ઊભા રહીને દરેક ઓરડાની તપાસ કરી. પરંતુ કોઇ ઓરડામાં એ ત્રણ નવીન આગંતુકો દૃષ્ટિએ પડયા નહિ. જુદા જુદા ખંડમાં બીજા ગ્રાહકો

હતા. કોઇ ચહા, કોઇ શરબત, કોઇ સોડા-લેમનનું પાન કરતા હતા. કોઇ નાસ્તો કરતા હતા તો કોઈ બેઠા બેઠા બીડી કે સીગારેટ ફુંકતા હતા. પરંતુ તેમાં સત્યેન્દ્ર કે ચંદ્રપ્રસાદ ન હતા.

એ સોરાબજીને વિચિત્ર લાગ્યું અને તે નિરાશ પણ થયો. તેઓ અહીં આવ્યા છે એ ચોક્કસ છે; ત્યારે અહીં ન હોય તો ક્યાં જાય ? એ પ્રશ્ન સોરાબજીના મનમાં ઉદ્‌ભવ્યો. તેનો માત્ર એક જ પ્રત્યુત્તર હતો, અને તે એ કે તેઓ પુનઃ સ્ટેશન પર હરિપ્રસાદ આવનાર હતો તેને લેવાને માટે ગયા હશે. જો એમ હોય તો રૂસ્તમે તેમને જતા જોયેલા હોવા જોઇએ. એટલે તેણે પુનઃ રૂસ્તમ પાસે જઇને તેને પૂછવાનો વિચાર કર્યો.

તે જે વૃક્ષોની પાછળ રૂસ્તમ છૂપાયો હતો ત્યાં આવ્યો. પરંતુ ત્યાં પણ નિરાશા તેની સામે ખડી હતી. રૂસ્તમે એ લોકોને આ રસ્તેથી સ્ટેશન તરફ જતા જોયા ન હતા. જો તેઓ સ્ટેશન ગયા હોત તો જરૂર તેના જોવામાં આવ્યા હોત; કેમ કે ગામમાંથી સ્ટેશન ઉપર જવાને માટે આ સિવાય બીજો એક પણ રસ્તો ન હતો.

સોરાબજી રૂસ્તમની હકીકત સાંભળીને બોલ્યો: "આ બધું ગુંચવણ ઉત્પન્ન કરે એવું બન્યું છે. તેઓ ક્યાં ગયા હશે ? સ્ટેશન જવા માટે બીજો કોઇ માર્ગ હશે ? કાંઇ હરકત નહિ. ચાલો આપણે પણ જઇએ. ટ્રેનનો વખત થવા આવ્યો છે. આપણે ત્યાં પહોંચીશું એ વખતે ગાડી આવી પહોંચશે."

તેઓ જે સ્થળે ઉતર્યા હતા ત્યાં આવીને સોરાબજીવાળા ઓરડામાં ભરાયા અને તેની બારીમાંથી સ્ટેશન તરફ દૃષ્ટિ કરવા લાગ્યા. પાંચ સાત મીનિટમાં મુંબઇ તરફની ગાડી આવી પહોંચી. તેમાં દશ-પંદર માણસો ઉતર્યાં. પરંતુ તે તમામ આ ગામનાં અથવા આસપાસનાં ગામડાંનાં હોય એવું તેમના દેખાવ અને વસ્ત્રો ઉપરથી લાગતું હતું. હરિપ્રસાદ આ ટોળામાં તેમની દૃષ્ટિએ પડયો નહિ.

સોરાબજી બોલ્યોઃ "આ બધું સમજી શકાતું નથી. શું હરિ-પ્રસાદ કોઇ બીજા રસ્તે થઇને ગયો હશે? પરંતુ બીજો રસ્તો હોય એવું લાગતું નથી."

"સોરાબજી! મને તો એમ લાગે છે કે તે અહીં આવ્યો જ નથી. ધારો કે તે—"

"એ આપણે ચોક્કસ કરવાની જરૂર છે અને તે માટે પુનઃ એ વિશ્રાંતિગૃહમાં ગયા વિના બીજો એક પણ ઉપાય નથી."

"તમે ત્યાં જઇને શું કરશો?" રૂસ્તમે પૂછ્યું.

"જો એ બધા ત્યાં હશે તો તેઓ મેડી ઉપર તેમની યોજના વિષે ચર્ચા કરતા હશે; અને જો તેમ હશે તો ઉપર તેઓ ન જાણી શકે એવી રીતે બહારથી દાખલ થવાનો માર્ગ મેં શોધી કાઢ્યો છે. તે માર્ગે ઉપર જઇ, છૂપાઇને તેમનું સંભાષણ સાંભળી લઇશ."

બન્ને જણા પુનઃ એ વિશ્રાંતિગૃહમાં ગયા. સોરાબજીએ રૂસ્તમને અગાઉ જે સ્થળે છૂપાવાનું કહ્યું હતું ત્યાં રાખ્યો અને તે એકલો જ આ વિશ્રાંતિગૃહ તરફ ગયો. ઉપરના માળમાં એક પણ બારીમાંથી પ્રકાશ દેખાતો ન હતો. માત્ર નીચેના ખંડમાં બત્તીઓ બળતી હતી. થડા ઉપર ગુલાબદાસ બેઠો બેઠો ચોપડામાં કાંઇ લખતો હતો.

સોરાબજી ગુલાબદાસની સામે જોયા વગર અંદર દાખલ થયો. ગુલાબદાસનું લક્ષ લખવામાં હોવાથી તેણે તેની સામે જોયું પણ નહિ. સોરાબજીએ એક ઓરડામાં દાખલ થઇને એક છોકરા પાસે બરફ અને શરબતની માગણી કરી. છોકરો શરબતનો ગ્લાસ આપી ગયો. શરબતનુ પાન કરીને તે ઉઠ્યો અને આમ તેમ જોવા લાગ્યો. હરિપ્રસાદ, તેના મિત્રો કે વીરભદ્રનું નામ નિશાન પણ જોવામાં આવ્યું નહિ.

તે બહાર આવ્યો. ટેબલ પર એક આનો મૂકીને તુરત ચાલતો થઇ ગયો. તે પુનઃ રૂસ્તમ પાસે આવ્યો અને બોલ્યોઃ ' ત્યાં તો તેઓ નથી. ક્યાં હશે તે સમજાતું પણ નથી."

"કદાચ તેઓ—" એટલું બોલીને રૂસ્તમ બાજુ પર આવેલાં ખેતરો તરફ જોઇ રહ્યો.

"કદાચ તેઓ શું ?"

"તમારા ગયા પછી નેપોલીયનનું વર્તન ર્‌હેજ ચમત્કારિક બન્યું છે."

"શું છે ?"

"મેં તેને સાંકળ વડે પકડી રાખ્યો છે. પરંતુ તે આ ખેતરો તરફ જવાને માટે ક્યારનો ખેંચતાણ કર્યા કરે છે."

"એમ !"

"હા, અને હું તેને જવા નહિ દેતો હોવાથી તે સામે અંધકારમાં જોવાનો પ્રયત્ન કરતો હોય એવી રીતે મીટ માંડી રહ્યો છે. તે અત્યંત ઉશ્કેરાયેલી હાલતમાં હોય એમ લાગે છે. જૂઓ, પુનઃ તે એ દિશા તરફ જવાનો પ્રયત્ન કરવા લાગ્યો."

વાત સાચી હતી, કૂતરાએ એકાએક આંચકો મારીને રૂસ્તમના હાથમાંથી છૂટવાનો પ્રયત્ન કર્યો પરંતુ છૂટી નહિ શકવાને લીધે તે ઘુરકવા લાગ્યો અને છેવટે નિરાશાનો લાંબો સૂર કાઢીને વેદનાપૂર્ણ દૃષ્ટિથી સોરાબજીની સામે જોઇ રહ્યો.

"આ આમ શા માટે કરે છે ?" સોરાબજી બોલ્યો : "કોઇ મનુષ્ય એ તરફ હોવો જોઇ. અને નેપોલીયન તે મનુષ્યને પિછાનતો હોવો જોઇએ. મને લાગે છે કે એ દિશામાં કોઇ ભયંકર ઘટના—"

તે જ પળે ખેતરોની પેલી મેર અંધકારમાંથી એક અત્યંત ભયોત્પાદક અવાજ સંભળાયો. તે અવાજ રિવોલ્વરનો હતો.

—:o:—

## પ્રકરણ ૨૩ મું,

### "આ તો વીરભદ્ર !"

આ અવાજ સાંભળીને સોરાબજી અને રૂસ્તમ સ્તબ્ધ બની ગયા. જાણે જમીનની સાથે ચોંટી રહ્યા હોય

તેમ પુતળાની માફક તેઓ એક બીજાની સામે જોઇ રહ્યા.

પાંચેક સેકન્ડ એવી સ્થિતિમાં રહ્યા બાદ **સોરાબજી** બોલ્યો : "આ અવાજ રિવોલ્વરનો છે અને તે આ ખેતરોની પેલી મેરથી આવ્યો છે. માટે ચાલો, આપણે એ તરફ જઇને તપાસ કરીએ."

બન્ને જણા **નેપોલિયનને** સાથે લઇને એ બાજુએ દોડયા. ઘોર અંધકાર વ્યાપી રહ્યો હતો અને ખેતર થોડા સમય પહેલાં જ ખેડેલાં હોવાથી માટીનાં ઢેફાંને લીધે ઉતાવળું ચલાતું ન હતું. છતાં કોઇ ચેતી જાય એવી ભીતિથી તેઓ વિજળીની બત્તીનો ઉપયોગ કરતા ન હતા. કેટલાક અંતરપર ગયા પછી **સોરાબજી** બોલ્યો : "આપણે પેલા વિશ્રાંતીગૃહના પાછલા ભાગથી લગભગ બસો વાર દૂર આવ્યા છીએ."

"હા, પણ એથી—"

"મને લાગે છે કે કોઇ તેની પાછળના દ્વારમાંથી બહાર પડીને આ બાજુએ આવ્યું હશે. તેની ગંધ **નેપોલીયનને** આવી છે."

"એમ લાગે છે ખરૂં. પણ તો એ વ્યક્તિનો **નેપોલીયનને** અગાઉ પરિચય થયેલો હોવો જોઇએ." રૂસ્તમ બોલ્યો.

"બરાબર છે. મારૂં એવું અનુમાન છે કે અહીં આવનારમાં પેલા **સત્યેન્દ્ર** અને **ચંદ્રપ્રસાદ** માંહેનો કોઇ અથવા તો બન્ને હોવા જોઇએ."

તેઓ આગળ ને આગળ ચાલવા લાગ્યા. હવે ખેતર પૂરાં થયાં અને સપાટ જમીન આવી. અંધકારમાં ઉંચી કાળી વસ્તુ તેમની દૃષ્ટિએ પડી. તે સ્પષ્ટપણે જોઇ શકાતી ન હતી.

સોરાબજી બોલ્યો: "આ ઇંટોની ભઠ્ઠી હોય એમ લાગે છે. આપણે જ્યારે આ ગામમાં આવતા હતા, તે વખતે ટ્રેનમાંથી આ ભઠ્ઠી અહીં મારા જોવામાં આવી હતી. તે રેલ્વે લાઇનથી બહુ દૂર નથી."

"પણ અહીં અત્યારે ઇંટો પકાવતા હોય એમ લાગતું નથી. કેમ કે ભઠ્ઠીમાં કયાંય ધૂમાડો જોવામાં આવતો નથી."

"અગાઉ ઇંટો પકાવતા હશે. હવે તેને માટે જોઇતી માટી ખલાસ થઇ ગઇ હોય તો ઇંટો બનાવવી બંધ કરી દીધી હોય એ બનવા જોગ છે." એમ કહીને સોરાબજીએ પોતાની બત્તીનો પ્રકાશ સામે ફેંકયો. એક જૂનું અને પડી ગયેલું મકાન તેમની દૃષ્ટિએ પડયું. તે બોલ્યો: "ઇંટો બનાવનારા માણસો અહીં રહેતા હશે. અત્યારે તેનો ઉપયોગ થતો લાગતો નથી. પણ નેપોલીયન કયાં ગયો ?"

"એ તરફ ગયો લાગે છે."

"આપણે પણ તેની પાછળ જઇએ. પણ હવે ચાલતાં સંભાળજે. માટી ખોદવાને લીધે અહીં અનેક ઠેકાણે ખાડા પડયા હશે. જો તેનો ખ્યાલ ન રહ્યો તો હાથ પગ ભાંગી બેસીશ." સોરાબજીએ સૂચના કરી.

નેપોલીયન તેમની નજરે પડયો. તે ધીમે ધીમે પણ મક્કમપણે આગળ વધતો હતો. આ લોકો પણ સંભાળપૂર્વક પગલાં ભરતાં હતા. નેપોલીયન એક મોટા ખાડા પાસે જઇને તેના કિનારાપર ઊભો રહ્યો. આ ખાડો લગભગ છ ફૂટ ઊંડો હશે અને તેમાં પાણી ભરેલું હતું.

"નેપોલીયન ત્યાં કેમ સ્તંભી ગયો ?" સોરાબજીએ પ્રશ્ન કર્યો.

"મારી બત્તીની ચાંપ દબાવું ?"

"ના, જે લોકોએ રિવોલ્વરનો અવાજ કર્યો હતો, તેઓ કદાચ આટલામાં હોય તો બત્તીના પ્રકાશથી ચેતી જાય. પણ આ શું ?"

તે જ વખતે નેપોલીયને પેલા ખાડામાં કૂદકો માર્યો હતો.

તેઓ ખાડાના કિનારા પર જઇ પહોંચ્યા. નેપોલીયન પાણીમાં તરતો તરતો આગળ જતો હતો. સોરાબજીએ બત્તી કરી. તેનો પ્રકાશ પાણી ઉપર પડયો અને તેના મ્હોંમાંથી એક ચિત્કાર સરી પડયો.

તે સ્હેજ શાંત થઇને બોલ્યો: "પાટીયા ઉપર કોઇ મનુષ્ય પડેલો છે. જો, નેપોલીયન તેની પાસે જાય છે."

વાત સાચી હતી. પાણી ઉપર પાટીયું તરાપાની માફક તરતું હતું અને તેના ઉપર એક માણસ બેશુદ્ધ અવસ્થામાં પડયો હતો. આ તરાપો કિનારાથી થોડો દૂર હતો. નેપોલીયન તેની પાસે ગયો અને સામી બાજુએ જઇ પોતાના આગલા પગ અને મ્હોં વડે તરાપાને હડસેલતો હડસેલતો કિનારા તરફ લાવવા લાગ્યો. થોડી વારમાં તરાપો કિનારાની નજીક આવી પહોંચ્યો એટલે સોરાબજીએ લાંબો હાથ કરીને તેને કિનારા ઉપર ખેંચ્યો અને પછી પોતાના બે હાથ પેલા મનુષ્યની બગલમાં નાંખી તેને ઉપાડીને કિનારા પર લાવ્યો. તેના હાથ ભીના અને ચીકણા થયેલા લાગ્યા. તેણે પોતાના હાથ તરફ દૃષ્ટિ કરી તો તે લોહીથી ખરડાયેલા જણાયા.

"જે માણસ ઉપર પેલો ગોળી બહાર કરવામાં આવ્યો હશે તે આ જ હોવો જોઇએ." તેણે જણાવ્યું: "આ મનુષ્યને ડાબી બાજુએ હૃદયની નીચે પડખામાં ગોળી લાગી છે. જખમમાંથી પુષ્કળ લોહી વહ્યું લાગે છે."

પછી તેણે આ મનુષ્યને જમીનપર ચતો સૂવાડી તેના મુખ તરફ પ્રકાશ ફેંકયો. તે તથા રૂસ્તમ બન્ને સ્તબ્ધ બની ગયા. કેમકે તે બન્ને આ મનષ્યને ઓળખી ગયા હતા.

" અરે ! આ તો વીરભદ્ર !" સોરાબજીના મુખમાંથી ઉદ્ગાર નીકળી ગયો.

——:o:——

## પ્રકરણ ૨૪ મું

## બચાવી શકાશે ખરો ?

ત્રણ ચાર મીનિટ પસાર થઇ ગઇ. તે દરમ્યાન સોરાબજી તથા રૂસ્તમ બન્નેએ મળી તેને સંભાળપૂર્વક ઉંચકયો અને કિનારાથી દૂર કોરી જગ્યાએ લઇ જઇને ત્યાં સૂવાડયો. પછી સોરાબજી તેની પાસે જમીન પર બેસીને તેના શરીરની તપાસ કરવા લાગ્યો.

"મરી ગયો લાગે છે !" રૂસ્તમે પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

"ના મરી ગયો નથી." પૂર્ણ તપાસને અંતે ડિટેકટીવે જણાવ્યું: "જો હજી તે શ્વાસ લે છે. માત્ર બેભાન બની ગયો છે અને તેનો જખમ ખરાબ છે. પરંતુ જ્યાં લગી શ્વાસ ત્યાં લગી આશ. એટલે આપણે પ્રયત્ન કરીએ તો તેને કદાચ બચાવી શકીએ ખરા. માટે રૂસ્તમ ! તું એકદમ ગામમાં જા અને ત્યાંથી ડોકટરને બોલાવી લાવ. પોલીસને પણ ખબર આપજે. તે દરમ્યાન હું અહીં રોકાઇશ અને તાત્કાળિક મદદ માટે મારાથી બનશે તે ઉપાય કરીશ"

અત્યારે પ્રશ્નો કિંવા ખુલાસા કરવાનો વખત ન હતો. રૂસ્તમ તુરત જ તેના માલિકની આજ્ઞાને અમલમાં લાવવાને માટે ચાલી નીકળ્યો. **સોરાબજી** તથા **ને**પોલીયન બે જણાં અહીં રહ્યા. **સોરા**-બજીએ આ માણસનાં કપડાં ખોલી નાખ્યાં અને પોતાના ગજવામાંથી રૂમાલ કાઢી, તેનો જખમ ધોઇને, જખમની આસપાસ પાટો બાંધી દીધો. જો કે જખમમાંથી લોહી વ્હેતું તો ક્યારનું યે બંધ થઇ ગયું હતું. એટલે તે સંબંધી કશી ચિંતા કરવા જેવું ન હતું.

પોતાનાથી બની શક્યું તે તમામ કરીને હવે તે ડોક્ટરની રાહ જોવા લાગ્યો. તેનું મગજ આ ભયંકર ઘટનાને લગતી અનેક કલ્પનાઓ અને તર્કવિતર્ક કરવા લાગ્યું. તે જોઇ શક્યો હતો કે **વીર**ભદ્રનો નાશ કરવાને માટે બે પ્રયત્નો થય હતા. પ્રથમ તો તેના ઉપર ગોળીબહાર કરવામાં આવ્યો અને પછી તેને આ પાણીથી ભરેલા ઊંડા ખાડામાં ફેંકવામાં આવ્યો. પરંતુ એ બન્ને પ્રસંગોમાં **વીર**ભદ્ર ચમત્કારિક રીતે મૃત્યુના પંજામાંથી બચી જવા પામ્યો હતો. તેના ઉપર હલ્લો કરનારાઓએ ધાર્યું હશે કે ગોળીથી તેનું મૃત્યુ નિપજશે; છતાં પણ પોતાની સંપૂર્ણ ખાત્રી માટે તેમણે પાછળથી ખાડામાં ફેંકયો હશે.

તે લોકોએ એવો વિચાર પણ કર્યો હશે કે જો પાછળથી **વીર**-ભદ્રનું શબ આ ખાડામાંથી મળી આવે અને તેની તપાસ કરવામાં

આવે તો તે અકસ્તમાત આ ખાડામાં પડવાથી મૃત્યુને આધીન થયો હશે એવી કલ્પના થાય. કેમ કે વધારે સમય થવાથી કાં તો ઘા રૂઝાઇ જાય અથવા પાણીને લીધે ફુલાઇને તેનો દેખાવ વિચિત્ર થવાથી તેને ગોળીનો જખમ થયો છે એવું એકદમ કોઇના જાણવામાં આવી શકે નહિ.

તેઓએ એમ પણ ધાર્યું હશે કે આ માણસ ખાડામાં થોડોક સમય પાણીમાં તળીયે રહેશે. પરંતુ તેમની એ ધારણા પાર પડી નહિ. કેમ કે પેલા પડી ગયેલા મકાનનું જૂનું બારણું પાણી પર તરતું હતું. તેમણે અંધારામાં તેને ઉંચકીને પાણીમાં ફેંકયો તે વખતે એ બારણું કિનારાની નજીકમાં હોવાથી **વી**રભદ્ર પાણીમાં પડવાને બદલે તે બારણા ઉપર પડયો અને તેના આઘાતથી બારણું તરતું તરતું સ્હેજ દૂર ચાલ્યું ગયું. ખરેખર કુદરતે જ તેનો આ ચમત્કારિક રીતે બચાવ કર્યો હતો; નહિ તો તે કયારનો યે યમદેવના દરબારમાં પોતાનાં કાર્યોનો જવાબ આપવાને માટે પહોંચી ગયો હોત.

આ વિચારો એક પછી એક સોરાબજીના મગજમાં આવતા હતા. તે આવા ભયાનક સ્થળે એકલો હતો. સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યો હતો. રૂસ્તમને ગામ તરફ ગયાને કાંઇ વિશેષ સમય થયો ન હતો. છતાં પણ જાણે કેટલો યે સમય થઇ ગયો હોય એવું સોરાબજીને લાગતું હતું. અંતે રૂસ્તમ તથા બીજા માણસો આવતા દૂરથી દેખાયા. તેમની સાથે એક હાથફાનસ પણ હતું. આ માણસોમાં એક અહીંનો ડોકટર હતો, બે પોલીસના માણસો હતા તથા ચાર બીજા માણસો હતા. તેઓ **વી**રભદ્રને ઉપાડીને લઇ જવા માટે એક ખાટલો પણ લાવ્યા હતા.

ડોકટરે આવીને **વી**રભદ્રના શરીરની તપાસ કરીને જણાવ્યું : “ આ માણસની સ્થિતિ ભયંકર છે. પરંતુ કદાચ આપણે તેને બચાવી શકીશું ખરા. મી. સોરાબજી ! તમને મારે ધન્યવાદ આપવો જોઇએ. આ માણસને પાટો બાંધવામાં તથા બીજા તાત્કાળિક બની

શક્તા ઉપાયો લેવામાં તમે જે ચાતુર્ય દર્શાવ્યું છે તે પ્રશંસનીય છે. હવે આપણે જેમ બને તેમ જલદીથી આને દવાખાના પર લઇ જઇએ. ”

“ ડોકટર ! હું ધારૂં છું કે હવે હમણાં મારી હાજરીની ખાસ જરૂર નથી. “ સોરાબજીએ કહ્યું.

“ હા, જો—’

‘ મારે બીજું કેટલુંક અગત્યનું કામ છે. જો મારાથી બની શકે તો આ માણસ ઉપર હલ્લો કરનારાઓનો મારે સગડ કાઢવાનો છે. તે માટે આ બેમ થી એક પોલીસને પણ હું અહીં રોકવા ઇચ્છું છું. ”

તે પ્રમાણે વ્યવસ્થા થઇ. વીરભદ્રને સાચવીને ખાટલા પર સુવાડવામાં આવ્યો. ચાર માણસોએ તેને ઉપાડયો અને તેઓ ડોકટર તથા એક પોલીસની સાથે ગામ તરફ જવા લાગ્યા; જ્યારે સોરાબજી, રૂસ્તમ તથા પોલીસનો બીજો માણસ ગંગાદીન ત્યાં રોકાયા.

સોરાબજી જમણી બાજુએ ચાલ્યો રૂસ્તમની ગેરહાજરીમાં આ ભાગની તેણે તપાસ લીધી હતી. તે સ્થળે જઇને તેણે વિજળીની બત્તી કરી, તો જમીન ઉપર બૂટનાં નિશાન જોવામાં આવ્યાં.

“ સાહેબ ! આ નિશાનવાળા માણસો ચંદ્રવિલાસ વિશ્રાંતિ-ગૃહમાંથી આવ્યા હશે એમ માનો છો ?”

“ એમાં શંકા લાવવાનું કારણ જ નથી. ”

“ પરંતુ આ બૂટનાં નિશાન આપણે અગાઉ કદિ પણ જોયાં હોય એમ લાગતું નથી. બૂટના સોલ ઉપર એક બીજાને છેદતાં તીરોનો ટ્રેડમાર્ક નથી. ” રૂસ્તમે જણાવ્યું.

“ એમાં કશું નવાઇ જેવું નથી. તે માણસે કદાચ બૂટ બદલાવ્યા હોય એ બનવા જોગ છે. જો કે આગલા નિશાન અને આ નિશાન કદમાં એક સરખાં લાગે છે. આપણે આટલામાં તપાસ કરીશું તો બીજાં નિશાન પણ જોવામાં આવશે અને તેઓ અહીંથી કઇ બાજુએ ગયા છે તે જણાશે. ”

તેઓ ખાડાની આસપાસ તપાસ કરવા લાગ્યા. ખાડાની સામી બાજુએ પુનઃ પગલાંનાં નિશાન જણાયાં. તે આનાં જેવાં જ હતાં. અને ત્યાં આગળ ચાલતાં બીજાં પગલાં ગામ તરફ વળેલાં જોવામાં આવતાં હતાં. સહેજ દૂર થોડુંક ઘાસ પડયું હતું. તેના પર લોહીના ડાઘ હતા. તે ઘાસમાં નેપોલીયને માથું ખોસ્યું અને તે ઉશ્કેરાયો તથા જમીન તરફ મ્હોં રાખીને ગામ તરફ આગળ ચાલવા લાગ્યો.

સોરાબજીએ કહ્યું: "પેલા બે બદમાશોમાંથી એકના કપડા પર લોહી ઉડયું હશે. તેણે આ ઘાસ વડે લૂછેલું હોવું જોઇએ. તેને એમ કરવાની બુદ્ધિ સૂજી તે આપણું સદ્‌ભાગ્ય સમજવું. હવે મારી ખાત્રી છે કે નેપોલીયન આપણને તે લોકો જ્યાં ગયા હશે ત્યાં જરૂર લઇ ગયા સિવાય રહેશે નહિ."

પેલો સિપાઇ ગંગાદીન તો આ શિકારી કૂતરાની આટલી કુશળતા જોઇને આશ્ચર્યચકિત બની ગયો. શિકારી કૂતરા ગંધ ઉપરથી માણસને ઓળખી કાઢે છે તથા ઇંગ્લાંડ, અમેરિકા આદિ દેશોમાં કૂતરાઓને ડિટેકટીવ તરીકે સગડ કાઢવાની અને એવાં બીજાં કાર્યો કરવાની ખાસ તાલીમ આપવામાં આવે છે એવું તેના સાંભળવામાં આવ્યું હતું. પરંતુ એવો એક પણ કૂતરો તેણે નજરે જોયો ન હતો. એટલે તે પણ નેપોલીયન તરફ પ્રશંસક દૃષ્ટિથી જોતો તેની પાછળ સોરાબજી તથા રૂસ્તમની સાથે ઘસડાવા લાગ્યો.

———:o:———

## પ્રકરણ ૨૫ મું.

### અજબ શોધ

સોરાબજીનો તર્ક સાચો હતો. નેપોલીયને ખરો સગડ કાઢયો હતો અને તે કશી પણ મુશ્કેલી વગર આગળ વધતો હતો. તેઓ આ ઇંટો પકાવવાની ભઠ્ઠીનું સ્થાન છોડીને આગળ

વધ્યા: મેદાન પસાર કરી, પુનઃ પેલાં ખેતરોમાં આવ્યા અને ત્યાંથી રસ્તાપર આવ્યા. અહીં પણ પુનઃ પેલાં બૂટનાં જેવાં જ નિશાન જણાયાં, એટલે ડિટેક્ટિવની વિશેષ ખાત્રી થઇ. હવે નેપોલીયન તેમને ચંદ્રવિલાસ વિશ્રાંતિગૃહની પાછળ લઇ જવા લાગ્યો.

તેઓ આ વિશ્રાંતિગૃહના પાછલા વાડાના ઝાંપા પાસે આવી પહોંચ્યા. ત્યાં નેપોલીયન પોતાના પંજા વડે ઝાંપો ખોલવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

પરંતુ સોરાબજી બોલ્યો: "ના, તારે અંદર જવાનું નથી. જો એ લોકો તને જોઇ જાય તો જરૂર ઓળખી કાઢે અને તમામ બાજી વણસી જાય. તેં તારી ફરજ બજાવી છે. જે બનેલું હોવાની મારી કલ્પના હતી તે બન્યું છે એમ તારા અત્યાર સુધીના વર્તન ઉપરથી મારી ખાત્રી થઇ ગઇ છે. જે બે માણસો વીરભદ્રનો નાશ કરવા ઇચ્છતા હતા, તેઓ પોતે તેને મારી નાંખ્યો છે એમ માનીને પુનઃ આ સ્થળે આવ્યા છે."

"એટલે ! સત્યેન્દ્ર અને ચંદ્રપ્રસાદ ?" રૂસ્તમે પ્રશ્ન કર્યો.

"હા, એ બાબત હવે મારા મનમાં શંકા રહી નથી."

ગંગાદીનને તેમણે માર્ગમાં સર્વ હકીકતનો સાર ટુંકમાં સમજાવ્યો હતો. એટલે તે બોલ્યો: "પણ સાહેબ ! સવાલ એ છે કે હજી પણ તેઓ આ વિશ્રાંતિગૃહમાં હશે કે અહીંથી પલાયન થઇ ગયા હશે ?"

"એ જ આપણે શોધી કાઢવાનું છે." સોરાબજીએ જવાબ આપ્યો:" અને તે માટે પ્રથમ બહારથી તપાસ કરી લઇએ."

તેમણે વિશ્રાંતિગૃહના મકાનનું બહારથી અવલોકન કર્યું તો અગાઉ જે સ્થળ અંધકારમાં ડૂબેલું હતું ત્યાંથી પ્રકાશનાં કિરણ બહાર ફેંકાતાં હતાં.

ગંગાદીન બોલ્યો: "જે ખંડમાંથી પ્રકાશ આવે છે તે ઓરડો આ મકાનના ઉપલા માળપર મોટામાં મોટો છે અને તેને સારી

રીતે શણગારવામાં પણ આવ્યો છે. ઉપર નીચેના તમામ ખંડની મને પૂરી માહિતી છે."

સોરાબજીએ કહ્યું. "ત્યારે એ માણસો ત્યાં જ હોવા જોઈએ. કદાચ હરિપ્રસાદ પણ તેમની સાથે હશે. પરંતુ આપણે તેને સ્ટેશનમાંથી બહાર નીકળતો કેમ જોઇ શકયા નહિ, તે સમજી શકતો નથી."

"કદાચ તે મુંબઇથી મોટરમાં પણ અહીં આવ્યો હોય." રૂસ્તમે સૂચવ્યું.

"તે પણ બનવા જોગ છે. પણ ઉપર કોણ કોણ છે તથા શી વાતો કરી રહ્યા છે તે જોવા તથા સાંભળવાનો પ્રયત્ન કરવો જોઇએ." સોરાબજી બોલ્યો."

"એ કેવી રીતે બની શકશે? આપણે વિશ્રાંતિગૃહમાં દાખલ થવાનું સાહસ કરવું તે ઠીક નહિ; એટલે જો લાંબી સીડી મળી શકે તો તે મૂકીને બારી સુધી પહોંચી શકાય." રૂસ્તમે સલાહ આપી.

"ના, એમ કરવાની જરૂર નથી. હું પહેલો અહીં આવ્યો હતો ત્યારે મેં આ મકાનનું ચોતરફથી નિરીક્ષણ કરીને ઉપર જવાને માટે એક માર્ગ શોધી કાઢયો છે. ચાલો, તેના પાછળના ભાગ તરફ જઇએ. નેપોલીયનને બરાબર પકડી રાખજો."

તેઓ મકાનના પાછલા ભાગ તરફ ગયા. ત્યાં એકઢાળીયા જેવું નીચું છાપરૂં હતું. તેના ઉપર ન્હાની અગાશી હતી. તે અગાશી ઉપર ચડવાનું કાર્ય સોરાબજી જેવા કુશળ ડિટેકિટવને માટે જરી પણ મુશ્કેલીવાળું ન હતું. તે એક–બે મીનિટની અંદર જ એ અગાશીપર ચડી ગયો. રૂસ્તમ તથા ગંગાદીન નેપોલીયનની સાથે નીચે એકઢાળીયાની પછીતે લપાઇને ઊભા રહ્યા.

સોરાબજી અગાશીમાં ગયો. ત્યાં જે બારણું હતું તે અંદરથી બંધ હોય એમ લાગ્યું. આ મુશ્કેલી નડી. કારણ કે જો તેને તોડી પાડવાનું જોર વાપરે તો અવાજ થાય, વળી તેમાં કેટલોક સમય પણ

જાય. છતાં સમય પસાર થાય તેની ચિંતા નહિ પણ અવાજ કર્યા સિવાય દ્વાર ખોલવાના ઇરાદાથી તેણે આ દ્વારના એક બારણાના મીજાગરામાંથી ચપ્પુવડે સ્ક્રુ ખોલવા માંડયા. તેમાં થોડો સમય ગયો ખરો, પણ છેવટે તેને સફળતા મળી અને એક બારણું છૂટું પડી ગયું.

તેણે સાવચેતીથી અંદર દાખલ થવાનો વિચાર કર્યો. કેમ કે વખતે આ ખંડમાં કોઇ માણસ હોય અને પોતાને જોઇ જાય તો બૂમ પાડે, અને તેથી બીજા લોકો ચેતી જાય. પરંતુ કોઇ મનુષ્યનો સણુ-સારો તેના કાનપર પડયો નહિ. એટલે તેણે ગજવામાંથી વિજળીની બત્તી કાઢીને તેની ચાંપ દબાવવાની હિંમત કરી. વિજળીનો પ્રકાશ ઓરડામાં ચોતરફ ફેંકયો. અગાશીમાં ઊભા રહીને ઓરડાનો તમામ ભાગ એકી સાથે જોઇ શકાય તેમ ન હતું. છતાં જેટલો ભાગ તેની દૃષ્ટિએ પડયો તેટલા ઉપરથી તેની ખાત્રી થઇ કે અહીં કોઇ પણ છૂપાયું નથી.

એ પ્રમાણે પ્રાથમિક તપાસમાં સંતોષ મળવાથી તે અંદર દાખલ થયો. પછી તે આ ઓરડાના બીજા દ્વાર પાસે જરી પણ અવાજ ન થાય તેવી રીતે ચાલતો ગયો. આ દ્વાર પેલા ગંગા-દીને કહેલા મોટા ઓરડામાં પડતું હતું. એ દ્વાર પાસે જઇને તેણે સાંભળવાનો પ્રયત્ન કર્યો. પરંતુ કશો પણ અવાજ તેના કાન ઉપર આવ્યો નહિ. તેણે દ્વારની તડ ઉપર કાન મૂકયો છતાં પણ તેની આશા ફળિભૂત થઇ નહિ.

સર્વત્ર નિરવતા પ્રસરી રહી હતી. તડમાંથી પ્રકાશ દેખાતો હતો પરંતુ કશો પણ અવાજ આવતો ન હતો. જો પેલા લોકો આ ઓરડામાં હોત અને તેઓ વાતો કરતા હોત તો તેમનો અવાજ તેના કાનપર આવ્યા વગર રહેત નહિ. કદાચ તેઓ વાતો ન કરતા હોત તો પણ તેમની બીજી હિલચાલનો અવાજ પણ સાંભળવામાં આવત. પરંતુ અહીં તો કશો પણ અવાજ એ ઓરડામાંથી આવતો ન હતો.

એટલે સ્વાભાવિક રીતે જ એવું અનુમાન થઇ શકતું હતું કે અગાઉ તેઓ આ ઓરડામાં હશે, પરંતુ અત્યારે ઘણું કરીને નીચે ગયેલા હોવા જોઇએ.

તે અનુમાન વિશેષ સંભવિત લાગતું હતું. કેમ કે આ વિચાર તેના મગજમાં ઉત્પન્ન થયો તે જ વખતે નીચે કોઇ ખડખડાટ હસતા હોય એવો ધ્વની તેના કર્ણ ઉપર આવ્યો.

તેણે માન્યું કે એ લોકો નીચે ભોજન કરતા હશે અને વીરભદ્રના કરેલા ખૂનની બીતિ અને ચિંતાને દૂર કરવામાં હરિપ્રસાદના ખર્ચે મદ્યની મજાહ લેતા હશે.

પરંતુ આ પોતાનો તર્ક સાચો છે કે કેમ તેની ખાત્રી કરવી જોઇએ. એટલે તેણે વચલું દ્વાર ખોલી પેલા મોટા ઓરડામાં થઇને નીચે જવાનો વિચાર કર્યો. પરંતુ તે વિચાર આગળ વધી શકયો નહિ. કેમ કે તે જ વખતે એક વિચિત્ર અવાજ તેના કાન ઉપર આવ્યો. તે ચમકયો અને પોતાની બત્તીની ચાંપ દાબીને તેનો પ્રકાશ ચોતરફ ફેંકયો તથા આ અવાજ કયાંથી આવે છે તેનો તે વિચાર કરવા લાગ્યો.

થોડી વારે આ ઓરડાની બાજુમાં એક ન્હાની બારી જેવું બારણું દેખાયું. તે એ બારણા પાસે ગયો તો અંદરથી કોઇ મનુષ્યનો ઘરેડો બોલતો હોય એવો અવાજ આવતો જણાયો. તેણે એ બારણાને ખોલવાનો પ્રયત્ન કર્યો. તેને બહારથી તાળું લગાવ્યું હતું. તેના ગજવામાં પુષ્કળ ચાવીઓનો ઝુડો હતો. તે કાઢીને તેમાંથી એક ચાવી તાળાને લાગૂ કરી. તાળું ખૂલ્યું, સાંકળ ઉઘાડી, બારણું ખોલી નાંખ્યું ને તે અંદર દાખલ થયો.

આ એક ન્હાના ભંડારીયા જેવી ઓરડી હતી. તેમાં ચોતરફ નકામો સામાન પડયો હતો. તેની વચ્ચે એક મનુષ્ય પડેલો હતો !

આ મનુષ્યના હાથ પગ બાંધેલા હતા અને તેના મ્હોં પર ગુણીઆનો કકડો ઢાંકયો હતો. સોરાબજી તેની પાસે ગયો. ગુણી-

આનો કકડો એક બાજુએ ફેંકી દીધો. આ માણસના મ્હોંમાં ડુચો મારી તેનું મ્હોં રૂમાલ વડે કસકસાવીને બાંધેલું હોય તેમ લાગ્યું. એથી તેના ચ્હેરાનો ભાગ સ્પષ્ટપણે જોઇ કે ઓળખી શકાતો ન હતો. સોરાબજીએ રૂમાલ છોડી નાંખ્યો, મ્હોંમાંથી ડુચો કાઢી નાંખ્યો. હવે તેનો ચ્હેરો સ્પષ્ટ થયો.

જાણે આ મનુષ્ય મૃત્યુના મુખમાં સપડાયો હોય એવી ભયાનકતા તેના ચ્હેરા ઉપર પ્રતિત થતી હતી. પરંતુ એ ભયાનકતાથી ડિટેકિટવને જેટલું આશ્ચર્ય ન ઉપજ્યું તેટલું તેના ચ્હેરા સામે જોવાથી ઉપજ્યું.

અત્યારે આ મનુષ્ય તદ્દન શાંત બની ગયો હતો. તેના ગળામાંથી કશો પણ અવાજ નીકળતો ન હતો અને તે બેભાન સ્થિતિમાં જણાતો હતો. તેનો ચ્હેરો ડિટેકિટવને પરિચિત હતો. કહેવાની જરૂર નથી કે જે હરિશ્ચંદ્રને તેણે આ કેસમાં પોતાને સહાય કરવાને માટે રોકયો હતો અને જે આ કેસની પહેલી તપાસ કોર્ટમાં ચાલી તે જ દિવસે ગૂમ થઇ ગયો હતો તે હરિશ્ચંદ્રનો આ ચ્હેરો હતો. અર્થાત્ આ ભંડારીયામાં આવી દુર્દશામાં પડેલો મનુષ્ય હરિશ્ચંદ્ર મનોહરલાલ દેસાઇ હતો.

———:o:———

# પ્રકરણ ૨૬ મું

## ગુપ્ત માર્ગ

હરિશ્ચંદ્રને આ સથળે આવી સ્થિતિમાં જોવાથી સોરાબજીને આશ્ચર્ય અને ચિંતા બન્ને થયાં. પરંતુ તે એક ક્ષણ કરતાં વધુ વાર ટકયાં નહિ. અત્યારે ચિંતા કે આશ્ચર્યમાં નિમગ્ન બનીને જોઇ રહેવાનો સમય ન હતો. તુરત જ તેણે ચપ્પા વડે રસી કાપી નાંખીને હરિશ્ચંદ્રને બંધમુક્ત કર્યો અને તેના શરીરની તપાસ કરી. તે બેભાન હતો પરંતુ જીવન્ત હતો. તે ધીમે ધીમે શ્રમ પૂર્વક

શ્વાસોચ્છ્વાસ લઇ શકતો હતો. એટલે તેને બચાવી શકાય તેમ હતું. તેના ચ્હેરા કે શરીરના કોઇ પણ ભાગ ઉપર કશા જખમનું ચિહ્‌ન જણાતું ન હતું. એ તેમ જ બીજી તપાસ ઉપરથી સોરાબજીએ એવું અનુમાન કર્યું કે હરિશ્ચંદ્રને કોઇ ઘેન લાવનારી વસ્તુ આપીને તેને આ સ્થિતિમાં રાખેલો હોવો જોઇએ.

પરંતુ તે વસ્તુ કઇ છે એ તેના જાણવામાં આવી શક્યું નહિ. એટલે તેણે તેને શુદ્ધિમાં લાવવાને માટે તાત્કાળિક કશો પ્રયત્ન નહિ કરતાં માત્ર તેના કોટ અને ખમીસનાં બટન ખોલી નાંખ્યાં.

તેને એ સ્થિતિમાં ત્યાં જ રહેવા દઇને તે બહાર અગાશીમાં આવ્યો. રૂસ્તમ તથા ગંગાદીન દૂર દિવાલની ઓથે ઊભા હતા. તેમણે તેને જોયો. સોરાબજીએ ઇશારત કરીને તેમને નજીક બોલાવ્યા અને નીચે નમીને તેણે આ હકીકત મંદ સ્વરે ટુંકામાં એ બન્નેને જણાવી.

તેઓ ત્યાં ઊભા રહ્યા અને સોરાબજી પુનઃ અંદર ગયો. બે મીનિટમાં તે હરિશ્ચંદ્રને તથા તેને બાંધેલી રસીને લઇને અગાશીમાં આવ્યો. એ રસી હરિશ્ચંદ્રની બગલમાં નાંખી, તેણે રસીને હાથમાં રાખીને ધીમેથી હરિશ્ચંદ્રના અચેત શરીરને નીચે ઉતાર્યું. રૂસ્તમ તથા ગંગાદીને હરિશ્ચંદ્રને પકડી લીધો અને ધીમેથી નીચે જમીન પર સુવાડી દીધો. પછી સોરાબજી પણ નીચે આવ્યો.

નીચે આવી તેણે બન્નેને કેટલીક સૂચના કરી. તે અને તથા ગંગાદીન હરિશ્ચંદ્રના શરીરને ઉપાડીને ચાલ્યા ગયા તથા રૂસ્તમ નેપોલીયનની સાથે અહીં રોકાયો. તે આ ગલ્લીના એક ખૂણા ઉપર ઊભો રહીને વિશ્રાંતિગૃહના પ્રવેશદ્વારપર પોતાના માલિકની સૂચના પ્રમાણે નજર રાખતો હતો.

સોરાબજી અને ગંગાદીન થોડે દૂર ગયા પછી ડિટેકિટવે કહ્યુંઃ "આપણે આને સીધા ડોકટરને ત્યાં લઇ જઇએ. કેમ કે તેને શુદ્ધિમાં લાવવાની જરૂર છે"

"હા, સાહેબ! બરાબર છે." એમ કહીને ગંગાદીન દવાખાના

તરફ ચાલવા લાગ્યો.

લગભગ સાતેક મીનિટમાં તેઓ દવાખાને પહોંચી ગયા. ડોકટર તે વખતે દવાખાનામાં જ હતો. કારણ કે તે વીરભદ્રની સારવાર હમણાં જ કરી રહ્યો હતો. આ લોકોને પુનઃ કોઇ માણસને ઉપાડીને લાવેલા જોઇને ડોકટરને આશ્ચર્ય થયું. તે તેમની સામે આવીને બોલ્યો: "અહો ! મી. સોરાબજી ! આ માણસ કોણ છે ? અને તેને શું થયું છે ? તેને અંદર લાવો અને આ ખાટલાપર સૂવાડો."

અમે અત્ર જેટલી ત્વરાથી વાચકોને જણાવી શકીએ તે કરતાં વિશેષ ઝડપથી હરિશ્ચંદ્ર કોણ છે તથા તે કયા સ્થળે કેવી સ્થિતિમાં મળી આવ્યો એ સર્વ હકીકત સોરાબજીએ ડોકટરને જણાવી.

પછી ડોકટરે તેની નાડી, હૃદય, ફેફસાં, પેટ, વગેરેની તપાસ કરી. તે તપાસ પૂરી થયા બાદ સોરાબજીએ પ્રશ્ન કર્યો: "આને માટે કશા ભય જેવું તો નથી ને ?"

"ના, જરી પણ ચિંતા રાખવા જેવું નથી. કેમ કે તેને કશી ગંભીર ઇજા થઇ નથી. માત્ર કોઇ પણ નશાકારક પદાર્થ આપવાથી તે ઘેનમાં પડેલો છે. તેને હું દવા આપીશ અને તે શાંત નિદ્રા લેશે એટલે પુનઃ શુદ્ધિમાં આવશે અને સ્વસ્થ બની જશે. માત્ર શુદ્ધિમાં આવે ત્યાં સુધી તેને અહીં રાખવો પડશે." ડોકટરે જણાવ્યું.

"બહુ સારૂ, ત્યારે હવે અહીં અમારી જરૂર છે ?"

"ના, તમારે જવું હોય તો ખુશીની સાથે જાઓ."

"અમારે જવું જ જોઇએ. કારણ કે પેલા ચંદ્રવિલાસ વિશ્રાંતિગૃહમાં છૂપાયેલા બદમાશો ત્યાંથી છટકી જાય તે પહેલાં તેમને સપડાવવાની જરૂર છે. ગંગાદીન ! ચાલો આપણે જઇએ !"

સોરાબજીએ હવે શું કરવું એ વિષે તમામ યોજના પોતાના મનમાં નક્કી કરી રાખી હતી. તેઓ બન્ને ત્યાંથી ગામના બીજા છેડાપર આવેલી પોલીસ ચોકી ઉપર ગયા.

પોલીસ ચોકી ઉપર સબ ઇન્સ્પેકટર સુંદરલાલ હાજર હતો.

તેની પાસે બે સિપાઇઓ હતા, જેમાંનો એક તો ઈંટોની ભઠ્ઠી આગળથી વીરભદ્રને ડોકટરને ત્યાં લાવેલો તે જ સિપાઇ હતો. સોરાબજીએ તેને સર્વ પરિસ્થિતિ સમજાવી.

"વારૂ, તમે ચંદ્રવિલાસ વિશ્રાંતિગૃહમાં છૂપાયેલા બદમાશોને ગિરફતાર કરવાની ઇચ્છા રાખો છો? બહુ સારૂ, અમે તૈયાર છીએ." સબ ઇન્સ્પેકટરે જણાવ્યું.

"અત્યારે બીજા સિપાઇઓને બોલાવી શકાય તેમ છે!"

"ના, સાહેબ! અહીં હું તથા મારા હાથ નીચે છ સિપાઇઓ છીએ. તેમાંથી ત્રણ હાજર છે, એક રજા ઉપર ગયેલ છે અને બીજા બે માંહેનો એક સીમમાં અને બીજો ગામમાં પહેરા ઉપર હશે. પરંતુ અમે ત્રણ, ઉપરાંત ગંગાદીન અને તમે મળી આપણે પાંચ માણસો તો છીએ આપણી પાસે હથિયારો છે પછી શી હરકત છે?"

"આપણે જેમને પકડવાના છે તેઓ ભયંકર બદમાશ અને મરણીયા છે. તેઓ ત્રણ જણા હોવાનો સંભવ છે. કદાચ વધારે પણ હોય. વળી તેમની પાસે પણ હથિયારો છે. એટલે જો આપણે વધારે સંખ્યામાં હોઇએ તો સારૂં."

"તો પછી આ ગામના કેટલાક સહાસિક યુવાનોની મદદ હું મેળવી શકીશ." એમ કહીને સુંદરલાલે તુરત ત્રણે સિપાઇને ગામમાં દોડાવ્યા. તેઓ દશ–બાર મીનિટમાં પાંચ મજબૂત અને કદાવર બાંધાના જુવાનોને લઇ આવ્યા.

"આપણે દશ થયા. રૂસ્તમ અગીયારમો અને નેપોલીયન મળીને એક ડઝન પૂરા. હવે હરકત નથી. સુંદરલાલ! મારી પાછળ પાછળ આવો." સોરાબજી બોલ્યો અને મોખરે થયો.

તેઓ થોડા સમયમાં જ વિશ્રાંતિગૃહ પાસે આવી પહોંચ્યા. અત્યારે નીચેનાં તમામ દ્વાર બંધ હતાં. તેમ જ નીચે દીવાનો પ્રકાશ પણ જોવામાં આવતો ન હતો. માત્ર ઉપર પેલા મોટા ઓરડાની બારીઓ પ્રકાશમાન દેખાતી હતી.

સુંદરલાલ બોલ્યોઃ "બાર વાગી ગયા છે. એટલે વિશ્રાંતિગૃહ બંધ કરી દીધું લાગે છે. કારણ કે બાર વાગ્યા પછી તે ખુલ્લું રાખવાનો હુકમ નથી."

"બરાબર છે. બીજા ગ્રાહકો ચાલ્યા ગયા હશે એવી આશા રાખું છું. રૂસ્તમ તેમની માહિતી આપી શકશે. પણ તે કયાં છે ?" સોરાબજીએ ચોતરફ દૃષ્ટિ ફેરવી. તે પુન બોલ્યોઃ "અહો ! પેલા ખૂણા પર ઊભો લાગે છે."

રૂસ્તમ પણ ચોતરફ નજર રાખ્યા કરતો હતો તે આ લોકોને પુનઃ આવેલા જોઇને જ્યાં છૂપાયો હતો ત્યાંથી નીકળીને તેમની પાસે આવ્યો.

તેણે સોરાબજીને જણાવ્યું કે કેટલાક માણસો જે સામાન્ય ગ્રાહક જેવા દેખાતા હતા તેમને વિશ્રાંતિગૃહમાંથી બહાર પડતા તેણે જોયા હતા. પરંતુ તેમાં સત્યેન્દ્ર કે ચંદ્રપ્રસાદ જોવામાં આવ્યા ન હતા. તેમ જ હરિપ્રસાદ પણ દૃષ્ટિએ પડયો ન હતો.

એ પ્રમાણે કહીને તે બોલ્યોઃ 'હરિપ્રસાદ અંદર છે કે નહિ એ હું કહી શકતો નથી. પણ બીજા બે તો ઉપલા માળ પર પેલા ઓરડામાં હોવા જોઇએ એવી મારી ધારણા છે. કેમ કે ત્યાંથી માણસોનો અવાજ તથા કાચના ગ્લાસનો ખણખણાટ મારા સાંભળવામાં આવ્યો હતો."

"હરકત નહિ, આપણે વિશ્રાંતિગૃહમાં દાખલ થઇશું એટલે બધું જણાઇ આવશે." સોરાબજીએ કહ્યું.

"શું પેલી અગાશી ઉપરથી અંદર જવાનો વિચાર રાખો છો ?"

"ના, એ રસ્તેથી વિશ્રાંતિગૃહમાં પ્રવેશ કરવાથી આપણો હેતુ સિદ્ધ થઇ શકે તેમ નથી. આપણે પ્રવેશદ્વાર પાસે જઇ અવાજ કરીશું અને તે દ્વાર ખોલવાનું તેના માલિકને જણાવીશું. સુંદરલાલ ! આ મકાનના પાછલા ભાગ તરફ બે માણસોને રાખો. કારણ કે કદાચ પાછલા દ્વારેથી તેઓ પલાયન થવાનો પ્રયત્ન કરે એ બનવા જોગ

છે. બીજા અહીં ઊભા રહો અને જ્યારે દ્વાર ખુલે તથા હું અંદર દાખલ થાઉં એટલે બધાએ એકદમ મારી પાછળ અંદર આવવું. રૂસ્તમ! ઉપરના ઓરડામાં માણસો હોવાનું તેં જણાવ્યું તે સાચું છે. જૂઓ, સાંભળો! ત્યાંથી બે-ત્રણ માણસોનો અવાજ આવે છે."

સુંદરલાલે બે માણસોને પાછળના ભાગ તરફ મોકલ્યા. પછી સોરાબજીએ પ્રવેશદ્વાર પાસે જઇને તેની સંકળ જોરથી ખખડાવી.

તુરત જ ઉપરથી જે અવાજ આવતો હતો તે એકદમ બંધ થઇ ગયો. એક પળ પછી તે ઓરડાની એક બારી ખૂલી અને એક માણસ તે બારીમાંથી ડોકું બહાર કાઢીને બોલ્યો: "કોણ સાંકળ ખખડાવે છે? અને અત્યારે કેમ આવ્યા છો?"

"સુંદરલાલ! તમે તેનો જવાબ આપો—તમારૂં નામ જણાવો અને બારણું ખોલવાનો હુકમ કરો." સોરાબજી ધીમા સ્વરે બોલ્યો.

સુંદરલાલ પેલી બારી સામે જોઇને બોલ્યો: "હું અહીંનો સબ ઇન્સ્પેકર સુંદરલાલ છું. અને તમને બારણું ખોલ—"

પરંતુ તેજ વખતે ઉપરથી પિસ્તોલનો બહાર થયો અને સુંદરલાલની ટોપીને ઉડાડીને ગોળી પસાર થઇ ગઇ. તુરત જ બીજા ત્રણ ચાર બહાર થયા. પરંતુ એક પણ ગોળીએ કોઇને કશી ઇજા કરી નહિ. સુંદરલાલ, સોરાબજી તેમ જ બીજા માણસો દિવાલની લગોલગ જઇને ભરાઇ ગયા.

ત્યારપછી બીજા એક બે બહાર થયા અને પછી ઉપલી બારી બંધ થઇ ગઇ.

"આ બદમાશો કેટલા ભયાનક છે એ તમે જોયું ને?" સોરાબજી સુંદરલાલને ઉદ્દેશીને બોલ્યો: "જૂઓ. ઉપર તેમનાં પગલાંનો અવાજ સંભળાય છે. પાછલા ભાગ તરફ રાખેલા માણસોને સાવચેત રહેવાની સૂચના કરો, અને બે ત્રણ જણા એકાદ મજબૂત લાકડાની વળી કે એવું બીજું કાંઇ લઇ આવો. કારણ કે આ બારણું તોડયા સિવાય હવે બીજો ઉપાય નથી. બીજા દિવાલ પાસે

ભરાઇને રહો. કારણ કે કદાચ પિસ્તોલની બીજી ગોળીઓ આવવાનો સંભવ છે.”

પરંતુ પિસ્તોલના વિશેષ બહાર થયા નહિ. ત્રણ જણા એક મોટો જાડો વળો લઇ આવ્યા. હવે તેમણે બારણું તોડવાનો પ્રયત્ન કરવા માંડયો. મકાનનું દ્વાર મજબૂત હતું. છતાં પણ બધાના એકત્ર પ્રયત્ન સામે તેનું કશું ચાલ્યું નહિ. પેલા વળાના કેટલાક આઘાતને પરિણામે એક બારણું તૂટયું અને દ્વાર ખૂલ્લું થયું.

પરંતુ તેઓ એકદમ અંદર દાખલ થયા નહિ. પ્રથમ સોરાબજીએ પોતાની બત્તીની ચાંપ દાબીને અંદર પ્રકાશ ફેંકયો અને પછી તે તથા બીજા માણસો અંદર દાખલ થયા. અહીં કોઇ પણ તેમની દૃષ્ટિએ પડયું નહિ.

અત્યારે આ મકાનમાં સર્વત્ર નિરવતા પથરાયેલી લાગતી હતી. ઉપર કે નીચે કયાંયથી કશો અવાજ આવતો ન હતો. પેલા બદમાશો ઉપલા ઓરડામાં હશે કે બીજા કોઇ પણ સ્થળે ભરાઇ બેઠા હશે તે કહી શકાય તેમ ન હતું.

“કદાચ તેઓ ઉપર ભરાઇ રહ્યા હશે અને આપણે ત્યાં જઇએ એટલે આપણા ઉપર ગોળીબહાર કરવાના તેમનો ઇરાદો હશે.” સુંદરલાલે સૂચવ્યું.

“તમારો તર્ક ખોટો નથી. પરંતુ આપણને ઉપર જવાનું સાહસ ખેડયા સિવાય ચાલે તેમ નથી. કેમ કે કોઇ પણ ભોગે તેમને ગિરફતાર કરવાની જરૂર છે. અલબત્ત બને તેટલું ઓછું લોહી રેડાય તેની આપણે કાળજી રાખીશું.”

“હું અને મારા માણસો તમે કહો તેમ કરવાને તૈયાર છીએ.” સુંદરલાલે પણ સંમતિ આપી.

“બહુ સારૂ, ત્યારે તમારી પિસ્તોલો તૈયાર રાખો અને મારી પાછળ આવો.”

એમ કહીને સોરાબજી સીડી ઉપર ચડયો અને બીજા તેની

પાછળ ગયા. ઉપર માત્ર પેલા એક જ ઓરડાના બારણાની તડમાંથી પ્રકાશ આવતો હતો. તે સિવાય તમામ ઓરડા બંધ હતા. સોરાબજી આ ઓરડાના દ્વાર પાસે ઊભો રહ્યો. પરંતુ અંદરથી કશો પણ અવાજ આવતો ન હતો. તેણે તડમાંથી અંદર જોવાનો પ્રયત્ન કર્યો. માત્ર થોડો ભાગ દેખાતો હતો. તેણે કહ્યું: " અહીં કોઇ પણ દેખાતું નથી. મને લાગે છે કે તેઓ પલાયન થઇ ગયા હોવા જોઇએ."

બારણાનો આગળીયો વાસેલો હતો. તે ખોલીને તેણે બારણું ખોલ્યું અને પોતે એક બાજુએ લપાઇ ગયો. કેમ કે અંદર કોઇ હોય અને અચાનક ગોળીબહાર કરે તો હરકત આવે નહિ પરંતુ અંદર કોઇ પણ જોવામાં આવ્યું નહિ, કિંવા કશી હીલચાલ પણ જણાઈ નહિ. ટેબલ ઉપર એક મોટો લેમ્પ બળતો હતો અને તેનો પ્રકાશ આખા ઓરડામાં પડતો હતો આ ઓરડામાં છૂપાઇ રહેવાનું પણ એકે સ્થાન ન હતું.

"તેઓ કદાચ બીજા ઓરડામાં છૂપાઇ રહ્યા હોય." સોરાબજીએ કલ્પના કરી.

પરંતુ તેની કલ્પના સાચી ઠરી નહિ. તમામ ઓરડા તપાસ્યા. તે બધામાં અંધકાર હતો અને એક પણ ઓરડામાં કોઇ મનુષ્ય કે મનુષ્યો છૂપાયેલા હોય એવું તેમના જોવામાં આવ્યું નહિ."

છેવટે સુંદરલાલે કહ્યું: "તેઓ કદાચ નીચે ભરાઇ રહ્યા હશે."

સોરાબજીનો અંતરાત્મા શંકાશીલ બન્યો હતો. એને એમ લાગતું હતું કે આ લોકો કોઇ પણ રસ્તે પલાયન થઇ ગયા છે. છતાં પણ સુંદરલાલના સૂચનથી ઉત્પન્ન થયેલી આશાને આધારે તેણે નીચે તપાસ કરવાનો પ્રયત્ન કર્યો. નીચે સર્વત્ર શુમશુમાકાર હતું અને ત્યાં પણ કોઈ દૃષ્ટિએ પડતું ન હતું. માત્ર રાંધણીયા તરફથી કોઇ ગુંગળાતું હોય એવો અવાજ આવતો હતો.

તેઓ રાંધણીયામાં ગયા તો ગુલાબદાસ જમીન પર પડેલો તેમની દૃષ્ટિએ પડયો. તેના ગળામાથી અવાજ નીકળતો હતો. તે

દારૂના નશામાં ચકચૂર બનેલો લાગતો હતો.

"આ તો ગુલાબદાસ ! એને કશી ઇજા તો નથી થઇ ?" સુંદરલાલે ઉદ્‌ગાર કાઢયો.

"ના, એવું કશું લાગતું નથી. માત્ર દારૂનો નશો પુષ્કળ ચડી ગયો લાગે છે. તેને પોલીસ ચોકી પર મોકલી, ત્યાં પરહેજ રાખો. નશો ઉતરી જશે એટલે તેની પાસેથી આપણે કેટલીક બાતમી મેળવી શકીશું. પણ તેની સ્ત્રી અને બીજા બદમાશો કયાં હશે ?"

"તેઓ કોઇ સ્થળે છૂપાઇ રહ્યાં હશે." સુંદરલાલે સૂચવ્યું.

પરંતુ નીચે પણ તેમનો કયાંય પત્તો લાગ્યો નહિ. છેવટે એક ઓરડામાં તેઓ ગયા. ત્યાં એક મોટું હાટીયું હતું. આ હાટીયું ખૂલ્લું હતું અને તેની અંદરની તમામ વસ્તુઓ બહાર વેરણ ખેરણ પડેલી હતી. તે હાટીયામાં સોરાબજીએ બત્તીના પ્રકાશ ફેંકયો તો અંદર એક લાકડાનું ગુપ્ત દ્વાર દેખાયું.

સોરાબજી બોલ્યો: "આ હાટીયામાં ગુપ્ત દ્વાર જેવું લાગે છે."

"હા, એ બનવા જોગ છે. આ મકાન ઘણા જૂના સમયનું છે. અને આ ગામમાં બીજાં પણ એવાં એક–બે મકાનો છે. તેમાં ભોંયરાં છે અને તે ભોંયરામાંથી સુરંગ વાટે થઇને દૂર બહાર નીકળાય છે. કદાચ એવું ભોંયરૂં આ મકાનની નીચે હોય અને તેનું આ ગુપ્ત દ્વાર હોય તો ના નહિ." સુંદરલાલે ખુલાસો કર્યો.

"જો, આ ગુપ્ત દ્વારની ચાંપ આપણને હાથ લાગે તો ભોયરાનો ભેદ આપણે પામી શકીએ."

એ પ્રમાણે બોલતો સોરાબજી હાટીયામાં દાખલ થઇને પેલા દ્વારની ચાંપની તપાસ કરવા લાગ્યો. ચોતરફ તપાસ કરતાં એક જગ્યા પર આંગળું દબાયું કે તુરત જ ગુપ્ત દ્વાર ખૂલ્યું અને અંદર પત્થરની સીડી જોવામાં આવી.

"પેલા બદમાશો આ સીડી વાટે થઇને પલાયન થઇ ગયેલા

હોવા જોઇએ. એટલે આપણે પણ નીચે ભોંયરામાં ઉતરીએ અને તેમનો પિછો લઇએ. હજી ઘણો સમય થયો નથી. એટલે તેમને પકડવાની આશા છે." સોરાબજી આવેશપૂર્વક બોલ્યો.

——:o:——

## પ્રકરણ ૨૭ મું.

### ભોંયરાનો ભેદ.

તેઓ આ સીડી પરથી નીચે ઉતરીને ભોંયરામાં દાખલ થયા. નીચે ઉતરીને ચોતરફ દૃષ્ટિ કરતાં એક બાજુએ સુરંગનુ મુખ જણાયું. આ સુરંગ છ ફૂટ ઉંચી અને બે માણસો સાથે ચાલી શકે તેટલી પહોળી હતી. તેમાં ચાલતાં ચાલતાં સોરાબજીએ પ્રશ્ન કર્યો : "સુંદરલાલ ! આ સુરંગ કયાં આગળ નીકળતી હશે તેની કલ્પના તમે કરી શકો છો ?"

"ચોક્કસપણે કલ્પના કરી શકાય તેવું નથી. પરંતુ અહીંથી પાંચસો વાર દૂર એક ખંડીયેર છે. તે ખંડીયેરમાં ભોંયરાં છે. એટલે એવું અનુમાન થઇ શકે કે વખતે આ સુરંગનો બીજો છેડો તે ભોંયરામાં હશે."

"હા, તમારૂં એ અનુમાન સંભવિત છે. પેલા લોકો આ રસ્તે થઇને એ ખંડીયેર તરફ ગયા હશે; અને પછી કાં તો ત્યાં છૂપાઇ રહેવાનો અથવા તો તેમાંથી બહાર પડીને તેમનો પલાયન થવાનો ઇરાદો હશે. ઠીક છે, આપણે ત્યાં જઇશું એટલે જે હશે તે જણાઇ આવશે."

તે જમીન તરફ નજર રાખ્યા કરતો હતો. ત્રણ જણાંનાં પગલાંનાં નિશાન જણાતાં હતાં. બે જણાંનાં બૂટનાં નિશાન હતાં ત્યારે એક ઉઘાડા પગનાં નિશાન હતાં. આ પગ ન્હાના અને સ્ત્રીના હોય એવું લાગતું હતું. એ ઉપરથી સોરાબજીએ અનુમાન

કર્યું કે ગુલાબદાસની સ્ત્રી પણ આ લોકો સાથે ન્હાસી ગયેલી હોવી જોઇએ.

તેઓ થોડેક આગળ ગયા ત્યાં જમીન પર કોઇ પડેલું તેમની નજરે પડયું એ ગુલાબદાસની સ્ત્રી હતી. તેના હાથ પગ બાંધ્યા હતા અને તે બૂમો ન પાડે તે માટે મ્હોંમાં ડૂચો નાખી, મ્હોં રૂમાલ વડે બાંધી લીધું હતું.

" આ તો પેલા ગુલાબદાસની સ્ત્રી ! " સુંદરલાલના મુખમાંથી આ સ્ત્રીને જોતાં જ ઉદ્‍ગાર નીકળી ગયો. સોરાબજી પણ તેને ઓળખી ગયો હતો. તેણે તુરત આ સ્ત્રીને બંધમુક્ત કરી. તે અત્યંત ગભરાઇ ગઇ હતી, પરંતુ શુદ્ધિમાં હતી, અને તેને કશી ઇજા થઇ ન હતી. સોરાબજીએ તેને આશ્વાસન આપીને કોમળ સ્વરે તેની આવી સ્થિતિ કેમ થઇ એ વિષે પ્રશ્ન કર્યો.

પોતાને મળેલા આશ્વાસનથી આ સ્ત્રી ડુસકાં ભરતી ભરતી પોતાની કહાણી કહેવા લાગી. એક વખત તેની જીભ છૂટી થયા પછી તેની ગતિ વધી અને તે અત્યારે અને આ જ સ્થળે સર્વ હકીકત જણાવવાને ઉત્સુક હોય એમ લાગ્યું. પરંતુ તેની તમામ કથા શ્રવણ કરવાનો સમય ન હતો. કેમ કે પેલા બદમાશો પલાયન થઇ જવાની ભીતિ હતી.

એટલે તેને આગળ બોલતી અટકાવીને સોરાબજી બોલ્યો: "તું કહે છે કે પેલા બે માણસો તને જબરાઇથી અહીં સુધી લાવ્યા અને પછી અહીં બાંધીને આ સ્થિતિમાં રાખી ગયા. વારૂ, એ બે માણસો કોણ હતા ?"

" તે બે મારા ધણીના ઓળખીતા છે. એકનું નામ સત્યેન્દ્ર અને બીજાનું નામ ચંદ્રપ્રસાદ. તેમણે મારા ધણીને છોડી દીધો પણ મને ઘસડીને અહીં લઇ આવ્યા. તેઓ પાકા બદમાશ અને પાજી માણસો છે." ગુલાબદાસની સ્ત્રી પોતાની આવી દુર્દશા કરનાર ઉપર ગાળોનો વર્ષાદ વર્ષાવવા લાગી.

"હા, તારો ધણી વિશ્રાંતિગૃહના રાંધણીયામાં હતો. તું તેની કશી ચિંતા ન કરીશ. તે સલામત છે અને તેને પોલીસ ચોકી ઉપર પહોંચાડવામાં આવ્યો છે. પણ આ બે જણાની સાથે હરિપ્રસાદ નામનો ત્રીજો માણસ ન હતો ?"

"હરિપ્રસાદ શેઠ ને ? પેલા વસંતવિહારવાળા ? હું તેમને ઓળખું છું. તે આજે રાત્રે સાત વાગે અહીં આવનાર હોવાનો તાર તેમણે કર્યો હતો. પરંતુ તે અહીં આવ્યા નથી. હું તેમને સારી રીતે ઓળખું છું. તેના જેવો બદમાશ, નીચ, નિમકહરામ અને ઉપકાર ઉપર અપકાર કરનાર માણસ બીજો કોઇ પણ નહિ હોય. આ બધું જે કાંઇ બન્યું છે તે એ નરાધમને લીધે જ—તેની જ સૂચનાથી. સુંદરલાલભાઇ ! તમે મારા જેવી નિરપરાધી સ્ત્રીને છોડી દઇ એ હરિપ્રસાદને પકડો. એટલે બધું તમારા જાણવામાં આવશે."

સોરાબજી આશ્વાસનના સ્વરે બોલ્યો: "અમે અહીં આવ્યા તે માટે તારે દિલગીર કે નારાજ થવાનું કારણ નથી. જો અમે અહીં ન આવી પહોંચ્યા હોત તો તારી સ્થિતિ ગંભીર થાત. તું ભૂખ, તૃષા અને દુર્ગંધને પરિણામે મરણને શરણ બની જાત. હરિપ્રસાદને માટે તેં જે કહ્યું તે અમારા લક્ષ બહાર નથી અને સમય આવશે ત્યારે અમે તેને પણ પકડીશું. પરંતુ અત્યારે તો અમારે આ બે જણા—સત્યેન્દ્ર અને ચંદ્રપ્રસાદને પકડવાના છે. માટે તેઓ ક્યાં ગયા છે એ તું જાણતી હોય તો અમને જણાવ."

"તેઓ રાજગઢ સ્ટેશનપર જઇ ત્યાંથી પહેલી લોકલમાં મુંબઇ જવાના હતા." ગુલાબદાસની સ્ત્રીએ જણાવ્યું.

રાજગઢ અહીંથી કેટલું દૂર હશે ?" ડિટેકિટવે સુંદરલાલને પ્રશ્ન કર્યો.

"અહીંથી ત્રણ માઇલના અંતરપર હશે."

"ત્યારે આપણે ત્યાં જઇએ. બે માણસોને આ સ્ત્રીને પોલીસચોકી ઉપર લઇ જવાને માટે રાખો. તેને હજી કેટલાક સવાલો પૂછ-

વાના છે. માટે તે છટકી જવા ન પામે તેમ સૂચના કરજો.”

સુંદરલાલે એક પોલીસ તથા બીજા માણસને અહીં રાખી ગુલાબદાસની સ્ત્રીને પોલીસચોકી ઉપર લઈ જઈ ત્યાં એક કોટડીમાં રાખવાની સૂચના કરી અને પછી તેઓ સુરંગમાં આગળ વધ્યા.

તેઓ પેલા ખંડીયેરના એક ભોંયરામાં આવ્યા અને ત્યાંથી બહાર ખૂલ્લી હવામાં આવ્યા. અહીં પણ પેલા બે માણસોનાં પગલાં જણાતાં હતાં. તે પગલાંને આધારે તેઓ આગળ ચાલવા લાગ્યા. વચ્ચે કેટલેક સ્થળે નિશાન ભુંસાઈ ગયેલાં પણ લાગતાં હતાં.

છેવટે તેઓ રાજગઢના સ્ટેશન ઉપર આવી પહોંચ્યા. પરંતુ તેના સ્ટેશન માસ્તર તથા બીજા માણસોને પ્રશ્ન કરતાં તેમણે જવાબ આપ્યો કે “છેલ્લા બે કલાકમાં અહીં એક પણ પેસેન્જર આવ્યો નથી અને એક લોકલ ટ્રેન પા કલાક પહેલાં મુંબઈ તરફ ગઈ તેમાં અહીંથી એક પણ પેસેન્જર ચડયો નથી.”

એ સાંભળીને સોરાબજી નિરાશ થયો. સુંદરલાલ બોલ્યોઃ “ગુલાબદાસની સ્ત્રીએ આપણને ખોટું તો નહિ કહ્યું હોય ?”

“ના, તે આપણી પાસે સાચું જ બોલી છે. એ માણસોએ પોતાનો ઇરાદો આ સ્ટેશન પર આવીને મુંબઈ જવાનો છે એમ તેને કહ્યું હશે. પછી તેમણે તેને ખોટું સમજાવ્યું હોય કે પાછળથી તે ઇરાદો બદલાવ્યો હોય એ કહી શકાય નહિ.”

“ત્યારે હવે આપણે શું કરીશું ?” રૂસ્તમે પ્રશ્ન કર્યો.

“હું કબૂલ કરૂં છું કે અત્યારે આપણો પરાજય થયો છે. અને આ બે પાપાત્માઓ આપણા હાથમાંથી છટકી ગયા છે.” સોરાબજીએ જણાવ્યું: “પરંતુ એટલા ઉપરથી તદ્દન નિરાશ થવાની જરૂર નથી. આપણે ગુલાબદાસનો નશો ઉતરી જશે એટલે તેની પાસેથી બાતમી મેળવી શકીશું. તેમ જ હરિશ્ચંદ્ર અને પેલો વીરભદ્ર શુદ્ધિમાં આવશે એટલે તેમની પાસેથી પણ અગત્યની

હકીકત જાણી શકીશું; અને પછી તેને આધારે આપણે શો માર્ગ લેવો તે નક્કી કરીશું.”

તેઓ સ્નેહપુર ગયા અને સોરાબજી તથા રૂસ્તમ સુંદરલાલથી છૂટા પડીને જે વિશ્રાંતિગૃહમાં તેઓ ઉતર્યા હતા ત્યાં રાત્રીનો બાકી રહેલો થોડો સમય આરામ લેવાને માટે ગયા.

——:o:——

# પ્રકરણ ૨૮ મું.

## ગુલાબદાસે શું કહ્યું ?

બીજે દિવસે સ્હવારે સોરાબજી સાત વાગે ઉઠયો અને ચહા-નાસ્તો લઇને પ્રથમ દવાખાને ગયો. ત્યાં તપાસ કરતાં માલૂમ પડયું કે હરિશ્ચંદ્ર કિંવા વીરભદ્રની સ્થિતિમાં કશો જાણવા જોગ સુધારો થયો ન હતો અને તેઓ શુદ્ધિમાં આવ્યા ન હતા. જો કે ડોકટરે હરિશ્ચંદ્રને માટે ખાત્રી આપી કે તેને શુદ્ધિમાં આવતાં વધુ સમય નહિ લાગે અને તેને માટે કશી ચિંતા કરવા જેવું નથી. વીરભદ્રને માટે તે ચોક્કસપણે કશું કહી શકે તેમ ન હતો.

આ બે જણા આવી સ્થિતિમાં હતા, પરંતુ ગુલાબદાસને પોલીસ ચોકી પર લઇ જવામાં આવ્યો ત્યારબાદ થોડી વારમાં જ તે શુદ્ધિમાં આવી ગયો હતો. તેની સ્ત્રીને પણ પોલીસચોકી ઉપર તેની સાથે એક જ કોટડીમાં રાખવામાં આવી હતી.

તેણે પોતાનો ધણી શુદ્ધિમાં આવ્યો અને તેનો તમામ નશો ઉતરી ગયો એટલે તેને તમામ હકીકતથી માહિતગાર કર્યો. જ્યારે પોલીસના માણસો મકાનમાં દાખલ થયા ત્યારે તે રસોડામાં નશામાં ચકચૂર બનીને પડયો હતો, ત્યાંથી ઉપાડીને તેને અહીં લાવવામાં આવ્યો તથા તેણે પેલો ગુપ્ત માર્ગ સત્યેન્દ્ર અને ચંદ્રપ્રસાદને બતાવેલો તે માર્ગે થઇને તેઓ પલાયન થઇ ગયા; તેમ જ તેની સ્ત્રી

તેમના સંબંધમાં કશી બાતમી પોલીસને આપી ન શકે તે માટે તેને પણ પોતાની સાથે સુરંગમાં લઇ જઇ ત્યાં તેના હાથપગ બાંધી મ્હોંમાં ડૂચો ખોસી, તેને બાંધીને પડતી મૂકી તથા તે બે જણા ન્હાસી ગયા, એ સર્વ હકીકત ગુલાબદાસને તેની સ્ત્રીએ જણાવી તથા જો મુંબઇના ડિટેકિટવ સોરાબજી શેઠે આ ગુપ્ત માર્ગની ચાવી શોધી કાઢી ન હોત તો પોતે એ સુરંગના અંધકારમય પ્રદેશમાં ભૂખ અને તરસના દુ:ખથી તેમ જ બ્હીકથી મરણને શરણ થાત એ જણાવવાનું પણ તે ચૂકી નહિ. તે સાથે તેણે સોરાબજીના સ્વભાવની પ્રશંસા કરતાં જણાવ્યું કે "સોરાબજી શેઠ માયાળુ અને સાચા સદ્‌ગૃહસ્થ છે. માટે હું તમને સલાહ આપું છું કે તેમને તમારે તમામ સાચેસાચી વાત કહી દેવી. કશું પણ છૂપાવવું નહિ."

"સલાહ તો બહુ સારી. હું બધું કહી દઉં એટલે પહેલો તો હું ફાંસીએ જાઉં!" ગુલાબદાસ આ સલાહ સાંભળીને બોલ્યો.

"ના–ના, તમે ગુન્હો કર્યો છે ખરો, પણ તે માટે તમારે ફાંસીએ જવું પડે તેમ નથી. બહુ બહુ તો તમને થોડીક કેદની સજા થશે; અને તેટલી સજા ભોગવીને કાયમને માટે મુક્તિ મળતી હોય તો શું ખોટું?"

"ના, મારો વિચાર કેદમાં જવાનો નથી. હું જો કશું ન કહું તો તેઓ મારી સામે શું પૂરવાર કરી શકે તેમ છે?"

"તમે ભૂલો છો." ગુલાબદાસની સ્ત્રી બોલી: "સોરાબજી સાધારણ ડિટેકિટવ નથી. તે જેટલો માયાળુ અને દયાવાળો છે તેટલો જ હૂશિયાર છે. એટલે તમે નહિ કહો તો પણ બધા પૂરાવા તે એકઠા કર્યા સિવાય રહેશે નહિ. માટે પાછળથી કબૂલ કરવા કરતાં અગાઉથી જો સાચી વાત સ્વેચ્છાપૂર્વક જાહેર કરી દેશો તો તે રહેમદિલ રાખશે અને વખતે તમને સજાથી મુક્ત પણ કરાવી શકશે. વળી પેલા સત્યેન્દ્ર અને ચંદ્રપ્રસાદે તમારી સાથે જે નીચ

વર્તન ચલાવ્યું છે તેમને તેમનાં કાર્યોનો બદલો પણ અપાવી શકશો."

"એ વાત તો સાચી." ગુલાબદાસના વિચારમાં પરિવર્તન થયું: "હું તમામ હકીકત કહી દઇશ. એ બે બદમાશો એ જ લાગના છે. પેલા હરિપ્રસાદને પણ બરાબર બતાવી આપીશ. તેણે આજે રાત્રે અહીં આવવાનું વચન આપ્યું હતું. છતાં તે આવ્યો નહિ અને આ બે જણાને મોકલી, મને દારૂના નશામાં ચકચૂર બનાવી. મારી આ સ્થિતિ કરી. હરકત નહિ. હું તેમનાથી જાઉં તેવો નથી."

એ પ્રમાણે સ્હવાર પડતાં પહેલાં તેણે સોરાબજીને તમામ હકીકત જણાવવાનું નક્કી કરી રાખ્યું. સ્હવારે તેણે સબ ઇન્સ્પેકટર સુંદરલાલને સોરાબજીને અહીં બોલાવવાની વિનતિ કરી તથા તેની સન્મુખ તમામ ઘટના જાહેર કરવાની પોતાની ઇચ્છા પણ પ્રદર્શિત કરી.

સુંદરલાલે પોલીસને મોકલીને સોરાબજીને બોલાવ્યો. સોરાબજી તથા રૂસ્તમ ચોકી ઉપર આવ્યા. ગુલાબદાસ તથા તેની સ્ત્રીને સુંદરલાલની ઓફીસમાં લાવવામાં આવ્યા. ગુલાબદાસે કશું પણ છૂપાવ્યા સિવાય પોતે જે કાંઇ જાણતો હતો તે પ્રારંભથી તે અંત સુધી તમામ સોરાબજીને જણાવ્યું. જો તે સર્વ અહીં તેના શબ્દોમાં આપીએ તો નિરર્થક વધારે લંબાણ થાય. એટલે તેનો સાર અમે અત્ર આપીએ છીએ: તે ઉપરથી વાચકોને તમામ ખ્યાલ આવી શકશે.

આજથી ત્રણ વર્ષ પહેલાં મોટરના અકસ્તમાતથી અજીતરાય જાગીરદાર ગુલાબદાસના વિશ્રાંતિગૃહમાં જખમાયેલી હાલતમાં પડયો હતો. સ્નેહપૂરના વૈદ્ય વેણીશંકરે તેની સારવાર કરી હતી. તેની ઇચ્છાથી તથા તે થોડા સમયમાં મૃત્યુ પામવાનો છે એની ખાત્રી થવાથી તેણે કહ્યા પ્રમાણે વેણીશંકરે તેના લખાવવા મુજબ વસીયતનામું લખીને તૈયાર કર્યું હતું. તે વસીયતનામામાં અજીતરાયે પોતાની તમામ મિલકત પોતાના સગા ભાઇના દીકરાને આપવાનું જણાવ્યું હતું.

અજીતરાયને માત્ર એક જ ભાઇ હતો. તેનું નામ મનમોહનદાસ

હતું. તે કેટલાંક વર્ષો પહેલાં સ્વર્ગવાસ પામ્યો હતો. તેને એક જ પુત્ર હતો. તેનું હુલામણાનું નામ હુર્ષદરાય હતું. તે મોટો થયા પછી તેનું નામ શું રાખવામાં આવ્યું છે તે અજીતરાયના જાણુવામાં ન હતું. એટલે તેણે પોતાના વારસ તરીકે આ વસીયતનામામાં હુર્ષદરાય મનમોહનદાસ જાગીરદારનું નામ લખાવ્યું હતું.

અજીતરાય આ વસીયતનામું લખાવીને તુરત સ્વર્ગવાસી થયો. તે જ રાત્રે વૈદ્ય વેણીશંકર પણ વિશ્રાંતિગૃહમાંથી તેના મકાન પર જતો હતો ત્યાં માર્ગમાં હૃદયનો ધબકારો બંધ પડવાથી તેનો પણ અંત આવી ગયો.

આ વસીયતનામું વેણીશંકર વૈદ્ય અજીતરાયના સોલિસીટરના નામનો પત્તો મેળવે ત્યાં સુધી ગુલાબદાસના કબજામાં રાખવામાં આવ્યુ હતું. એ હકીકત અમે અગાઉ જણાવી ગયા છીએ.

વૈદ્ય મૃત્યુ પામતાં આ વસીયતનામાનું શું કરવું એ બાબત ગુલાબદાસ વિચારમાં પડી ગયો. પ્રથમ તેના મનમાં એવો વિચાર ઉદ્દભવ્યો કે એ દસ્તાવેજ પોલીસને સુપ્રત કરીને તેમને તમામ હકીકત જણાવવી. પરંતુ તે દરમ્યાન એક બીજો પ્રકાર બન્યો અને તેમાં પોતાને સારો લાભ મળવાની આશા બંધાવાથી તેનો પ્રસ્તુત વિચાર બદલાઈ ગયો.

બીજે દિવસે મુંબઈથી અજીતરાયનો એક સગો આવી પહોંચ્યો. તે તેનો ભત્રીજો હરિપ્રસાદ હતો. હરિપ્રસાદ અજીતરાયને અમુક પેઢીના અંતરે ભત્રીજો થતો હતો. અજીતરાયના ભાઇ મનમોહનદાસે એક ઉતરતા કુળની કન્યા સાથે પોતાના મોટા ભાઇની મરજી વિરૂદ્ધ લગ્ન કરવાથી અજીતરાય તેના ઉપર ગુસ્સે થયો હતો અને તેણે વડિલોપાર્જીત મિલકતના ભાગ પાડી લઇ તેના ભાઇને જૂદો કર્યો હતો તથા કદિ પણ પોતાને મુખ નહિ બતાવવાની સૂચના કરી હતી મનમોહનદાસ તેની પત્નીને લઈ અમદાવાદ ગયો અને તેને એક પુત્ર થયો આ પુત્રનું નામ હુર્ષદરાય હોવાનું અજીતરા-

યના જાણવામાં આવ્યું હતું. ત્યારબાદ તેણે મનમોહનદાસની કશી પણ દરકાર કરી ન હતી. મનમોહનદાસે સટ્ટામાં પોતાને મળેલી તમામ મિલકત ઉડાવી દીધી હતી અને તે સાધારણ નોકરી કરીને કુટુંબનો નિર્વાહ કરતો હતો. તેણે કદિ પણ અજીતરાય પાસે જઇ તેને સમજાવી, તેની મહેરબાની માગવાનો વિચાર કર્યો ન હતો.

અજીતરાય જાગીરદારે વ્યાપારધંધામાં સારી કમાણી કરીને પોતાના ભાગમાં મળેલી મિલકતમાં પુષ્કળ વધારો કર્યો હતો અને એક વસીયતનામું કરીને હરિપ્રસાદને પોતાની પાછળ પોતાનો વારસ ઠરાવ્યો હતો. આ વસીયતનામું અજીતરાય જાગીરદારના સોલીસીટર મેસર્સ તારાચંદ અને ચીમનલાલની પાસે હતું. આ સોલીસીટરની ઑફિસ મુંબઇમાં કોટમાં મેડોઝ સ્ટ્રીટમાં આવેલી હતી.

હરિપ્રસાદે પોતાના કાકા અજીતરાયનું કેવી રીતે મૃત્યુ થયું એ વિષયમાં ગુલાબદાસ સાથે વાત કરતાં તેના કાકાએ નવું વસીયત-નામું કર્યાનું તેના જાણવામાં આવ્યું. એ જાણવાથી તે અત્યંત ભયભીત બન્યો અને પોતાના કાકાની લાખો રૂપિયાની અઢળક મિલકત જાણે પોતાના હાથમાંથી સરી જતી હોય એમ તેને લાગ્યું. પરંતુ એવી રીતે તે આ મિલકતને સરી જવા દે તેવો ન હતો.

હરિપ્રસાદ મોટે ભાગે રંગુનમાં પુષ્કળ વર્ષ રહ્યો હતો. ત્યાં હલકા પ્રકારના મનુષ્યોના સહવાસમાં અનેક પ્રકારની અધમ યુક્તિઓ કરવામાં તે કુશળ બન્યો હતો. હૃદય તો તેને હતું જ નહિ અને દયા તથા નીતિ એ બે ગુણોએ તેની પાસેથી સદાને માટે વિદાય લીધી હતી.

એટલે અત્યારે આ સંપત્તિ પોતાના હાથમાંથી ન જવા દેવાને માટે તેના ફળદ્રુપ પરંતુ દુષ્ટ મગજમાં એક અનિષ્ટ યુક્તિ ઉદ્દભવી. વેણીશંકર વૈદ્ય સદ્દભાગ્યે મૃત્યુ પામ્યો હતો. માત્ર અજીતરાયે અંત સમયે કરેલા વસીયતનામાની માહિતી ગુલાબદાસ તથા તેની સ્ત્રીને હતી. ગુલાબદાસ કાંઇ પ્રામાણિક અને સત્યની પ્રતિમા ન હતો અને

તેની સ્ત્રી તેના કબજામાં હતી. એટલે તે બે જણાંનાં મ્હોં બંધ રાખવાં હોય તો તેમને મોટી લાલચ આપવી જોઇએ.

હરિપ્રસાદે ગુલાબદાસને સમજાવ્યો અને દર મહિને પાંચસો રૂપિયા આપવાનું જણાવ્યું. ગુલાબદાસે એક મહિનામાં આટલી મોટી રકમ કદિ પણ પ્રાપ્ત કરી ન હતી; જ્યારે હરિપ્રસાદને જે આવક થનાર હતી, તેના પ્રમાણમાં માસિક પાંચસો રૂપિયા તેને હિસાબમાં ન હતા. અંતે ગુલાબદાસે એ વિષયમાં મૌન્ય ધારણ કરવાની પ્રતિજ્ઞા લીધી.

ગુલાબદાસને આવી રીતે સમજાવી લીધાથી હરિપ્રસાદ પોતાને નિશ્ચિંત માનવા લાગ્યો. પરંતુ ખરી રીતે ચિંતા તેને તજી ગઇ ન હતી. હજી **વીરભદ્રની** સાથે કામ પાડવાનું બાકી હતું.

ગુલાબદાસે હરિપ્રસાદને કહ્યું હતું કે તેનો કાકો મૃત્યુ પામ્યો તે વખતે **વીરભદ્ર** પણ તેના વિશ્રાંતિગૃહમાં હતો. તેની પાસે એક સાક્ષી તરીકે સહી કરાવવાની હતી. પરંતુ એ વખતે તેણે પુષ્કળ દારૂ પીધેલો હોવાથી તેનું મગજ બરાબર ઠેકાણે ન હતું, એટલે વેણીશંકર વૈદ્યે તેને આવા અગત્યના દસ્તાવેજ પર સાક્ષી કરવાને માટે અયોગ્ય માન્યો હતો.

છતાં પણ તે વખતે **વીરભદ્ર** તદ્દન બેભાન બની ગયેલો ન હતો. પોતાને જે દસ્તાવેજ ઉપર સાક્ષી કરવાની હતી તે વસીયતનામું હતું એ તેના જાણવામાં આવ્યું હતું. આ વસીયતનામામાં કોને વારસ નિમ્યો હતો એ તે જાણતો ન હતો. પરંતુ એ નવીન વસીયતનામાથી અજીતરાયે કરેલું જૂનું વસીયતનામું રદ થતું હતું એટલું સમજવાની તેની બુદ્ધિ હતી. તે વસીયતનામું પ્રકટ થયું નહિ અને અજીતરાયના મૃત્યુથી તેણે પોતાના સોલીસીટરોને સોંપેલા વસીયતનામાને આધારે હરિપ્રસાદ તેની તમામ મિલકતનો માલિક બન્યો એવું વર્ત્તમાનપત્રોદ્વારા **વીરભદ્ર** જાણી શકયો. એટલે તે ગુલાબદાસ પાસે ગયો અને તેણે તેને અજીતરાય જાગીરદારે કરેલા વસીયતનામા વિષે પ્રશ્ન કર્યો.

ગુલાબદાસે પ્રથમ તો આડા જવાબ આપવા માંડયા. પરંતુ **વીરભદ્રે** પોલીસને જાહેર કરવાની ધમકી આપ્યાથી તે સાચી વાત માની ગયો અને હરિપ્રસાદની યુક્તિ **વીર**ભદ્રના જાણવામાં આવી ગઇ.

પરંતુ જ્યાં સુધી **વીરભદ્ર** ટ્રાવેલિંગ એજન્ટ તરીકે કામ કરતો હતો ત્યાં સુધી તેણે હરિપ્રસાદને મળવાની કિંવા ગુલાબદાસની માફક તેની પાસેથી પૈસા પડાવવાની પરવા કરી નહિ. પાછળથી જ્યારે પોતાની પાસેની પોતાના શેઠની સીલીકમાં ગોટાળો કર્યો અને તેથી તેને નોકરીમાંથી ગડગડીયું મળ્યું એટલે તે હરિપ્રસાદ પાસે ગયો. તેણે વસીયતનામાના સંબંધમાં જે ઠગબાજી ચલાવવામાં આવી છે તે પોતાના જાણવામાં છે એવું સ્પષ્ટપણે તેણે જણાવ્યું. પ્રથમ તો હરિપ્રસાદે **વીર**ભદ્રને ધુતકારી કાઢયો; પરંતુ પાછળથી તેને ઠંડો રાખવાની તેને જરૂર લાગી અને પછી **વીર**ભદ્રને પણ ગુલાબદાસની માફક હરિપ્રસાદ શેઠની ઉદારતાનો અનુભવ મળવા લાગ્યો.

એ રીતે હરિપ્રસાદ આ બે જણાના કબજામાં આવી ગયો હતો. ગુલાબદાસના સંબંધમાં તેને વિશેષ ભીતિ ન હતી. કેમકે તેને દર માસે પાંચસો રૂપિયા મળતા હતા અને તેના બદલામાં તે પોતાની જીભ ઉપર આ વસીયતનામાના સંબંધમાં લગામ રાખતો હતો. **વીર**ભદ્રના સંબંધમાં તેવું ન હતું. તેને હરિપ્રસાદ પાસેથી પૈસા મળતા, પણ એ પૈસા તે જુગાર અને મદ્યપાનમાં ઉડાડી નાંખતો; અને વળી કોઇ કોઇ વાર તે આ હકીકત પોલીસમાં જાહેર કરવાની હરિપ્રસાદને ધમકી પણ આપતો હતો.

વળી તેનો સ્વભાવ વાતોડીયો હતો અને મદ્યના પૂર બહારમાં જ્યારે તેની જીભ ખૂલતી ત્યારે પોતે શું બોલે છે તેનું તેને ભાન રહેતું નહિ. એટલે આ વિષયમાં તેણે કરેલો પ્રકાશ બીજી રીતે પણ હરિપ્રસાદના જાણવામાં આવ્યો હતો. એથી હરિપ્રસાદને **વીર**ભદ્રની કાયમને માટે ભીતિ રહ્યા કરતી હતી.

છેવટે એ ભીતિ એટલી બધી વધી પડી કે હવે તે વિશેષ સહન

કરી શક્યો નહિ. એટલે કોઇ પણ રીતે તેનું કાટલું કાઢી નાંખવાનો તેણે વિચાર કર્યો. તે જ્યારે રંગુનમાં હતો ત્યારે તેને કેટલાક બદમાશ અને ગમે તેવું ભયંકર કૃત્ય કરવામાં પણ પાછા ન હઠે તેવા મનુષ્યોની સોબત થઇ હતી. તેઓ અત્યારે મુંબઇમાં હતા. તેના મિત્રો સત્યેન્દ્ર અને ચંદ્રપ્રસાદ એ ટોળી માંહેના જ હતા. આ બે જણા તથા એ ટોળીના બીજા માણસો પણ પૈસાને ખાતર હરિપ્રસાદ કહે તેવી તેને મદદ કરવાને તૈયાર હતા.

એટલે તેમની સહાયથી હરિપ્રસાદે જેની પોતાને મુખ્ય ભીતિ હતી તેનો એટલે કે વીરભદ્રનો નિકાલ લાવવાનો નિશ્ચય કર્યો. તે માટે તેણે એક યોજના તૈયાર કરી અને આપણે જાણીએ છીએ તેવી રીતે વીરભદ્રને સ્નેહપુર ચંદ્રવિલાસ વિશ્રાંતિગૃહમાં આવવાને માટે લલચાવ્યો.

નક્કી કહેલા સમયે વીરભદ્ર સ્નેહપુર ગયો. પરંતુ તે ચંદ્રવિલાસ વિશ્રાંતિગૃહમાં દાખલ થઇ શક્યો નહિ. કેમ કે સત્યેન્દ્ર તથા ચંદ્રપ્રસાદ તેને રસ્તામાથી જ અગત્યનું બ્હાનું બતાવીને ઈંટો પકાવવાની ભઠ્ઠીવાળા મકાન તરફ લઇ ગયા. ત્યાં તેમણે તેના ઉપર પિસ્તોલનો બ્હાર કરીને તેને પાણીથી ભરેલા ઊંડા ખાડામાં ફેંકી દીધો. તેમણે એમ ધાર્યું હતું કે જો કદાચ ગોળીના જખમથી તે બચી ગયો હશે તો પણ પાણીમાં પડવાથી પૂરો થઇ જશે પરંતુ ત્યાં તેનું મૃત્યુ થયું નહિ અને સોરાબજી એ જ સમયે તેની મદદે જઇ પહોંચ્યો એ આપણે જાણીએ છીએ.

—:o:—

## પ્રકરણ ૨૯ મું

---

## સોરાબજીના પ્રશ્નો.

આ સર્વ હકીકત ગુલાબદાસના મુખેથી સાંભળતાં સોરાબજીના મગજ ઉપર પુષ્કળ પ્રકાશ પડ્યો. હજી પણ

કેટલુંક રહસ્ય અસ્પષ્ટ રહ્યું હતું. એટલે તે વિષયમાં સોરાબજીએ ગુલાબદાસને પ્રશ્નો કરવા માંડ્યા.

તે બોલ્યો : " વસંતવિહાર આગળ થોડા દિવસો પહેલાં એક મોટો અકસ્માત થયો હતો એ તારા જાણવામાં છે ? ત્યાં લાકડાનો પૂલ તુટવાથી એક મોટરકાર પાણીમાં ડુબી ગઇ હતી."

" હા, સાહેબ ! વર્તમાનપત્રમાં એ તમામ હકીકત આવી હતી અને તે મેં વાંચી છે."

" હા, તે જ. વારૂ, એ અકસ્માત કેવી રીતે થયો તેનું કારણ તારા જાણવામાં છે ?"

" એ તો સહુ જાણે છે કે કોઇ શામજી મીસ્ત્રી નામના માણસે દિવાનાપણાની અસરમાં લાકડાના પૂલનું નીચેનું પાટીયું વહેર્યું હતું. તેને પરિણામે પૂલ ઉપર મોટરકારનું વજન આવવાથી તે પૂલ તૂટી પડયો હતો."

" એ વાત સાચી છે એમ તું માને છે. ? " સોરાબજીએ પૂછ્યું: " એ બનાવમાં હરિપ્રસાદ અને તેના મળતીયાઓનો હાથ હોય એમ તને નથી લાગતું ? "

ગુલાબદાસ આશ્ચર્યપૂર્ણ દૃષ્ટિથી જોઇ રહ્યો. એકાદ પળ મૌન રહ્યા પછી તે બોલ્યો: " ના, હું એવું માની શકતો નથી. હરિપ્રસાદ અને તેના મિત્રોની દુષ્ટતા હું જાણું છું. તેઓ કોઇનું ખૂન કરવું હોય તો સ્હેજ પણ સંકોચ પામે નહિ એવા છે. પરંતુ આ બનાવ સાથે તેમને કશો પણ સંબંધ હોય એ હું માની શકતો નથી. આ અકસ્તમાતથી લગભગ વીશ–બાવીશ માણસોનો નાશ થયો છે, ખરૂં કે નહિ ? તે નિર્દોષ માણસોનું ખૂન હરિપ્રસાદ કે તેના મિત્રો શા સારૂ કરે ? "

" બનવા જોગ છે કે હરિપ્રસાદના મગજ ઉપર ચિંતાનો બોજો વધવાથી તે અસ્વસ્થ બન્યું હોય અને તેની ઘેલછાની અસર તેને લાગુ પડી હોય." સોરાબજીએ સૂચવ્યું.

"ના–ના, તેના મગજની એવી સ્થિતિ થઇ હોય એમ માની શકાતું નથી." ગુલાબદાસે જણાવ્યું.

સોરાબજી નિરાશ થયો. તેણે એવી આશા રાખી હતી કે હરિપ્રસાદ તથા તેના મિત્રો મોટરકારને થયેલા અકસ્તમાતના સંબંધમાં ગુન્હેગાર હોવાનો પૂરાવો ગુલાબદાસના કથનમાંથી મળી આવશે. પરંતુ તે આશા પાર પડી નહિ. તે પોતે એમ માનતો હતો કે એ ટોળીએ જ આ કૃત્ય કરેલું છે. પરંતુ જો તેમણે એ કાર્ય કર્યું હોય તો તેમણે એ વિષે કશી પણ હકીકત આ વિશ્રાંતિગૃહના માલેકને જણાવી નથી એવી તેની ખાત્રી થઇ. કેમ કે ગુલાબદાસના કથનની સચ્ચાઇ વિષે તેને કશી પણ શંકા ન હતી.

તે લોકોએ ગુલાબદાસને કેટલા પૂરતો પોતાના વિશ્વાસમાં લીધો હતો એ શોધી કાઢવાની જરૂર હતી. એટલે એ વિષયમાં તેણે હવે બીજી રીતે પ્રશ્નો પૂછવાની શરૂઆત કરી. તેના મનમાં એક એવી શંકા ઉદ્દભવી હતી કે હરિશ્ચંદ્ર મનોહરલાલ દેસાઇ તથા હર્ષદરાય મનમોહનદાસ જાગીરદાર બન્ને એક જ વ્યક્તિ હતી. બન્નેનાં નામોમાં અમુક અંશે સામ્ય હતું. તે ઉપરાંત હરિશ્ચંદ્રને ઉપાડી જઇ ગુપ્ત રાખવામાં પણ હરિપ્રસાદનો કોઇ દુષ્ટ હેતુ હોવો જોઇએ એવી તેને શંકા આવી હતી.

પરંતુ આ વિષયમાં પણ સોરાબજીની આશા પ્રદીપ્ત થઇ નહિ. તેણે કરેલા પ્રશ્નના જવાબમાં ગુલાબદાસે જણાવ્યું કે "હરિપ્રસાદને તેના કાકાનો વારસો મળ્યો ત્યારબાદ એક–બે માસમાં જ હર્ષદરાય મરણ પામ્યો છે."

"જો તે મરણ પામ્યો હોય તો હરિશ્ચંદ્ર મનોહરલાલ કોણ ?"

"હરિશ્ચંદ્ર મનોહરલાલ !" ગુલાબદાસે આ પ્રશ્ન પોતે સમજી શક્યો ન હોય તેવા સ્વરે ઉદ્દગાર કાઢ્યો.

"હરિપ્રસાદના મિત્રો જે માણસને કુન્દનપુરમાંથી ઉપાડી ગયા હતા અને છેવટે જેને અહીં તારા વિશ્રાંતિગૃહની મેડી ઉપર

એક ભંડારીયામાં રાખવામાં આવ્યો હતો તે."

ગુલાબદાસ ઉજળો પૂણી જેવો બની ગયો અને બોલ્યો: "એ તમારા જાણવામાં આવ્યું છે? તમે તેને શોધી કાઢયો છે?"

"હા, જો આજ રાત્રે મને તેનો પત્તો ન મળ્યો હોત તો હું માનું છું કે એ લોકો તેનો પણ નાશ કરી નાંખ્યા વગર રહેત નહિ."

"તમે તેને બચાવ્યો તે સારૂં કર્યું. હું પ્રથમથી જ તેને મારે ત્યાં લાવવાની તથા એ સ્થિતિએ પહોંચાડવાની વિરૂદ્ધ હતો."

"તેને અહીં શા માટે લાવ્યા હતા? અને જો તે હર્ષદરાય ન હોય તો તેને કુન્દનપુરમાંથી શા માટે ઉપાડી ગયા હતા?"

"સાહેબ! તે હર્ષદરાય હોવાની કલ્પના આપના મગજમાંથી દૂર કરી દ્યો. મેં આપને જણાવ્યું છે કે હર્ષદરાય તો ક્યારનો યે યમદેવના દરબારમાં પહોંચી ગયો છે."

"તો પછી હરિશ્ચંદ્રને આવી રીતે હેરાન કરવાનું કારણ શું?"

"પહેલું કારણ તો એ કે સત્યેન્દ્ર અને ચંદ્રપ્રસાદે મુંબઇમાં 'ભારત હિન્દુ વિદ્યાર્થીગૃહ'ના બગીચામાં તેના આચાર્ય મી. યાજ્ઞિક ઉપર હલ્લો કર્યો તે વખતે હરિશ્ચંદ્ર અચાનક ત્યાં જઇ પહોંચ્યો હતો અને તેણે પોતાને ઓળખી લીધા છે એવી તેમને બીતિ હતી. બીજું કારણ એ કે મારા ધારવા પ્રમાણે એ હલ્લો કરનારાઓને પકડવાને માટે તમે તેને કુન્દનપુર લાવ્યા હતા. એટલે તેને છૂટો રાખવાથી પોતાના ઉપર આફત આવી પડવાની બીતિને લીધે તેઓ તેને ઉપાડી ગયા હતા. તે સિવાય બીજું કશું પણ કારણ મારા જાણવામાં નથી; તેમ હું કલ્પના પણ કરી શકતો નથી."

આ વિષયમાં પણ ડિટેક્ટિવ નિરાશ બન્યો. હરિશ્ચંદ્ર અને હર્ષદરાય બન્ને એક જ છે, એ મુદ્દો બીજી મહત્ત્વની બાબતો સાથે સરખાવતાં સામાન્ય પ્રકારનો હતો; તથાપિ એ વિષયમાં પોતાની ધારણા મુજબનો પૂરાવો ગુલાબદાસ પાસેથી મેળવવાની તેને આશા હતી. પરંતુ તે આશા પણ જ્યાંની ત્યાં જ રહી. તે અસત્ય બોલે છે

એવી તો સોરાબજીને શંકા પણ ન હતી. એટલે હરિપ્રસાદ તથા તેની ટોળીએ આ માણસને કેટલા પૂરતો પોતાના વિશ્વાસમાં લીધો છે એ પ્રશ્ન જેવો ને તેવો જ તેના મગજમાં ગુંચવાયા કરતો હતો.

*   *   *   *   *

ગુલાબદાસને તેની કોટડીમાં મોકલી આપ્યા બાદ ઓફિસમાં સુંદરલાલ, સોરાબજી, અને રૂસ્તમ એ ત્રણ જણા રહ્યા. રૂસ્તમ બોલ્યો: " સાહેબ! જ્યારે ગુલાબદાસે તેની હકીકત કહેવા માંડી ત્યારે હું એમ માનતો હતો કે તેના કથન ઉપરથી તમામ હકીકત સ્પષ્ટ થઇ જશે. પરંતુ એ આશા સફળ થઇ નહિ. મોટરકારના અકસ્માતમાં હરિપ્રસાદ કે તેની ટોળીનો હાથ હોય એવું જણાતું નથી. એટલે બાપડો શામજી એ આરોપમાંથી મુક્ત થાય એવી સંભાવના નથી. "

"તને ગમે તેમ લાગતું હોય, પરંતુ એ ગુન્હાના સંબંધમાં શામજી નિર્દોષ છે અને આ લોકોએ જ તે કૃત્ય કરેલું છે એવી મારી ચોક્કસ માનિનતા છે. તે હું સાબિત કરી આપીશ."

એ વાત રૂસ્તમના ગળે ઉતરી નહિ. તેના ચ્હેરા ઉપરથી તેના હૃદયમાં ચાલતા વિચાર સોરાબજી કળી ગયો અને પુનઃ બોલ્યો: "શામજીની નિર્દોષિતા પૂરવાર કરવામાં મને લેશ પણ શંકા નથી. વળી હરિશ્ચંદ તે જ હર્ષદરાય છે અને તેથી તે અજીતરાયનો હક્કદાર વારસ છે, એ પણ હું સિદ્ધ કરી આપીશ."

"એ સિદ્ધ થવાનું સર્વથા અશકય છે. કારણ કે ગુલાબદાસ કહે છે કે હર્ષદરાય મૃત્યુ પામ્યો છે: અને તે જૂઠું બોલતો હતો એમ તો આપ ન જ કહી શકો."

"ના, તે અસત્ય બોલ્યો છે એવી મને શંકા નથી. પણ મારૂં માનવું એવું છે કે એ બાબતની તેને પૂરી અને સાચી માહિતી નથી. એ તેમ જ બીજા કેટલાક મુદ્દાના સંબધમાં હરિપ્રસાદે તેને

પોતાના વિશ્વાસમાં લીધો નથી. હર્ષદરાય મૃત્યુ પામ્યો છે એવું હરિપ્રસાદે ગુલાબદાસને કહ્યું હશે અને ગુલાબદાસે તે માની લીધું હશે."

"પરંતુ તમે એ વાત માનતા નથી."

"ના, હું નથી માનતો."

"ત્યારે હું માનું છું." રૂસ્તમ આત્મવિશ્વાસ પૂર્વક બોલ્યો.

"ગુલાબદાસે કહ્યું એટલા ઉપરથી તું માની છે કે લ્યે બીજો કશો પૂરાવો છે?"

"બીજો પૂરાવો છે અને તે હરિશ્ચંદ્રનો પોતાનો."

"હરિચંદ્રનો પૂરાવો! એ શી રીતે?"

"જો તેનું નામ હર્ષદરાય અને તેના બાપનું નામ મનમોહનદાસ હોત તો તે પોતાના બાપનું નામ હરિચંદ્ર મનોહરલાલ ન જણાવત. વળી તેની અવટંક પણ જાગીરદારની નહિ પણ દેસાઇની છે."

"એટલા ઉપરથી ચોક્કસ થઇ શકે નહિ." સોરાબજીએ ખૂલાસો કર્યો: "ઘણા માણસો પોતાનું નામ કોઇ પણ કારણસર બદલાવે છે, એવું આપણે જોયું છે."

"તમે કહો છો તે સાચું પણ હોય. તથાપિ જ્યારે તમે તેને તમારી સાથે કુન્દનપુર આવવાનું કહ્યું તથા વસંતપુરમાં થયેલા પૂલના અકસ્તમાતની વાત કરી ત્યારે જો તે પોતે હરિપ્રસાદનો કુટુંબી છે અને વસંતવિહારના માલિક અજીતરાયનો ભત્રિજો છે એવું માનતો હોત તો તેનો ઇસારો તમારી પાસે કર્યા સિવાય ન રહેત. તે ઇરાદાપૂર્વક એ વાત ન કરત તો બીજી રીતે પણ તેના મુખમાંથ નીકળેલા શબ્દો ઉપરથી આપણને એ વિષયમાં શંકા આવત."

"પરંતુ એમ માનો કે તે અજીતરાય જાગીરદારનો ભત્રિજો છે એવું તેના પોતાના જ જાણવામાં ન હોય, તો પછી!"

"તે પોતાના કાકાને તથા પિતરાઇ હરિપ્રસાદને ન ઓળખતો

હોય એ સંભવિત લાગે છે ખરૂં ?"

"ગમે તેમ હોય, પણ અત્યારે આપણે માટે મહત્ત્વનું અને અગત્યનું કાર્ય હરિપ્રસાદની ટોળીનો પુનઃ પીછો લઇ તેમને પકડવાનું છે."

"હવે એ લોકોનો પીછો લેવાને માટે તમેશું કરશો ?અને કદાચ તેમનો પત્તો લાગે તો પણ કયા મુદ્દાને આધારે તેમને ગિરફતાર કરશો ?" રૂસ્તમે પૂછ્યું.

"વીરભદ્ર તથા હરિશ્ચંદ્ર શુદ્ધિમાં આવે તો તેમની પાસેથી આ ટોળીના સંબંધમાં વધારે સંગીન અને વજનદાર પૂરાવા આપણે મેળવી શકીશું. હરિશ્ચંદ્ર જલદી શુદ્ધિમાં આવે તો સારૂં. કારણ કે તો પછી તેને ઉપાડી જનારાઓના સંબંધમાં તે આપણને જણાવી શકે. તે ઉપરાંત તેનું તથા તેના બાપનું ખરૂં નામ શું છે એ પણ આપણે જાણી શકીએ. બીજી બાજુથી મુંબઇમાં બનેસિંગ અને બીજા આપણા માણસો હરિપ્રસાદ તથા તેની ટોળી ઉપર નજર રાખે છે. એટલે ત્યાં કશું જાણવા જોગ બનશે તો તે પણ આપણને ખબર આપ્યા વગર નહિ રહે. હા—ઠીક યાદ આવ્યું ! સુંદરલાલ ! મેં મુંબઇમાં મારા માણસને સૂચવ્યું છે કે જો કશી ખાસ અગત્યની બાતમી હોય તો તેણે મને અહીં તમારી મારફત તાર કરવો. એટલે મારા નામનો તાર અહીં આવે તો હું સ્ટેશન સામે જે વિશ્રાંતિગૃહમાં ઉતર્યો છું ત્યાં મને તુરત ખબર આપજો."

"બહુ સારૂ, હું આપને તુરત જ તાર પહોંચાડીશ."

સોરાબજી રૂસ્તમને ઉદ્દેશીને બોલ્યો: "રૂસ્તમ ! આપણે પણ હવે જઇએ. અહીંથી દવાખાને થઇને પછી વિશ્રાંતિગૃહ પર જઇશું."

તે બન્ને ઉઠયા અને સબ ઇન્સ્પેક્ટર સુંદરલાલની રજા લઇને દવાખાના તરફ ચાલ્યા.

——:o:——

# પ્રકરણ ૩૦ મું.

## મુંબઈના સમાચાર

તેઓ દવાખાને ગયા. ડોકટર તેમની રાહ જ જોતો હોય એમ લાગ્યું. તે બોલ્યોઃ "હું તમને બોલાવવાને માટે પટાવાળાને મોકલવાનો વિચાર કરતો હતો, ત્યાં જ તમને આવતા જોયા. વીરભદ્રની સ્થિતિ હજી જેવી ને તેવી જ છે; પણ હરિશ્ચંદ્ર શુદ્ધિમાં આવ્યો છે અને તે તમને મળવા ઇચ્છે છે."

"એ ઉપરથી હરિશ્ચંદ્રની તબીયત સારી હોય એમ લાગે છે. પણ વીરભદ્રને માટે તમારો શો અભિપ્રાય છે?"

"કાંઇ કહી શકાય નહિ. કેમકે હજી તેની પ્રકૃતિમાં કશો ફેરફાર થયો નથી. તેનો જખમ પણ સુધારા ઉપર નથી."

"વારૂ, હરિશ્ચંદ્ર ક્યાં છે? હું પણ તેને મળવા ઇચ્છું છું." સોરાબજીએ કહ્યું.

ડોકટર તેમને જે ખંડમાં હરિશ્ચંદ્રને રાખવામાં આવ્યો હતો ત્યાં લઇ ગયો. હરિશ્ચંદ્રનું શરીર નબળું પડી ગયું હતું. પરંતુ સોરાબજીને જોવાથી તેનો ચ્હેરો પ્રફુલ્લિત બન્યો. તેણે પ્રથમ પોતાની પત્નીના સમાચાર પૂછ્યા. સોરાબજી તેની પત્ની વિષે બેદરકાર રહ્યો ન હતો. તેની પત્નીનો એક પત્ર સોરાબજીની મારફત હરિશ્ચંદ્ર ઉપર આવ્યો હતો. તેમ જ તેણે પોતે પણ હરિશ્ચંદ્રનો જે સગો વઢવાણ કેમ્પમાં હતો તેના ઉપર તાર કરી, હરિશ્ચંદ્રની પત્નીના સમાચાર મગાવ્યા હતા. તેનો જવાબ ફરી વળ્યો હતો. એ બન્ને પત્રો તેણે હરિશ્ચંદ્રને આપ્યા. તેમાં તેની પત્નીની તબીયત અગાઉ કરતાં ઘણી જ સુધારા ઉપર હોવાનું જાણવાથી હરિશ્ચંદ્રને શાંતિ થઇ.

પછી તે બોલ્યોઃ "સોરાબજી શેઠ! આપણને જુદા પડ્યાને જાણે ઘણાં વર્ષો વીતી ગયાં હોય એવું લાગે છે. પરંતુ છેવટે પુનઃ

આપણી મુલાકાત થઇ ખરી. ”

“ઘણાં વર્ષો વીતી ગયેલાં લાગે તેમાં નવાઇ નથી. કારણ કે કુન્દનપુરમાં તમે અમારાથી જુદા પડ્યા ત્યારપછી તમારા ઉપર કાંઇ ઓછું વીત્યું નથી.” સોરાબજીએ જણાવ્યું.

“ડોકટર સાહેબના કહેવા ઉપરથી મારા જાણવામાં આવ્યું છે કે જો તમે ન હોત તો અત્યારે મારી હયાતી પણ ન હોત. તમે જ મારી જીંદગી બચાવી; અને તે માટે મારે તમારો કયા શબ્દોમાં આભાર માનવો તે હું સમજી—”

“અત્યારે આભાર માનવાની વાતો કરવાનો સમય નથી; અને વસ્તુતઃ એવું કશું ખાસ મેં તમારે માટે કર્યું પણ નથી. પ્રથમ તમે કુન્દનપુરમાં એકાએક અદૃશ્ય બની ગયા ત્યારપછી શું બન્યું તે મને જણાવો.”

“હું તમને કશું વિશેષ કહી શકું તેમ નથી. કારણ કે ખરૂં પૂછાવો તો મને કશું યાદ જ નથી.” એ પ્રમાણે બોલતાં હરિશ્ચંદ્રે પોતાના કપાળ ઉપર હાથ ફેરવ્યો.

હરિશ્ચંદ્રે કુન્દનપુરમાં બનેલી ઘટનાનું સ્મરણ કરવાનો પ્રયત્ન કર્યો અને તે સોરાબજીને વિદિત કરી. જો કે તે કશું વિશેષ જણાવી શકયો નહિ. કુન્દનપુરના માજીસ્ટ્રેટની કોર્ટમાંથી માણસો બહાર નીકળ્યા અને વિખરાવા લાગ્યા તે વખતે બે જણા તેની દૃષ્ટિએ પડયા. તેમાંનો એક તેની ચાલ ઉપરથી મુંબઇમાં યાજ્ઞિક ઉપર હુમલો કરનાર માંહેનો એક હતો એમ માનીને તે એ બે જણાઓની પાછળ નદી તરફ ગયો. ત્યાં કિનારે એક ન્હાની મોટર બોટ જોવામાં આવી. આ બે જણા એ બોટ તરફ જતા હતા. હરિશ્ચંદ્ર પણ તેમની પાછળ પાછળ જવા લાગ્યો. એવામાં એક ત્રીજા માણસે અચાનક આવી પાછળથી તેના માથા પર લાકડીનો એવો ફટકો લગાવ્યો કે તુરત જ તે બેભાન બની ગયો.

બસ, આટલું તેને યાદ હતું. કેમ કે ત્યારપછી તે એક–બે વખત

શુદ્ધિમાં આવ્યો હશે; પરંતુ તુરત જ કશી દવા આપીને તેને બેભાન બનાવી દેવામાં આવ્યો હતો.

"પણ તમને અહીં સ્નેહપુરમાં કેવી રીતે લાવવામાં આવ્યા એ તમારા જાણવામાં છે ખરૂં ?" સોરાબજીએ પ્રશ્ન કર્યો.

"હા, મોટરકારમાં મેં લાંબી મુસાફરી કરી હોય એવો મને ખ્યાલ છે. પણ તે હું ચોક્કસપણે કહી શકતો નથી."

"બરાબર છે. તે લોકોએ તમને અહીં મોટરમાં લાવીને ચંદ્રવિલાસ વિશ્રાંતિગૃહના ન્હાના ભંડારીયામાં રાખ્યા હતા. પરંતુ અંતે તમે મુક્ત થયા છો અને તમારી પ્રકૃતિ પણ સ્વસ્થ બની ગઈ છે એટલે હવે કશી ચિંતા કરવા જેવું નથી."

એટલું કહી સોરાબજી બે–ત્રણ પળ મૌન રહ્યો. પછી પુનઃ બોલ્યો: "હું તમને તમારી અંગત બાબતમાં બે–ત્રણ પ્રશ્નો કરવા ધારૂં છું અને આશા રાખું છું કે તેનો મને સંતોષકારક જવાબ મળશે."

"ઘણી જ ખુશીથી; પૂછો. તમારા જેવા ઉપકારકને સંતોષ આપવો તે મારી ફરજ છે."

"વારૂ, મારો પહેલો પ્રશ્ન એ છે કે તમારૂં પૂરૂં નામ શું ?"

"મારૂં પૂરૂં નામ હરિશ્ચંદ્ર મનોહરલાલ દેસાઈ."

"અગાઉ તમારૂં બીજું નામ ન હતું ?"

"ના, સાહેબ ! બે નામ રાખવાનું કારણ—"

"મારો પ્રશ્ન એ છે કે તમને કદિ પણ તમારૂં આગલું નામ બદલવાની જરૂર પડી છે ખરી ?"

"કદિ પણ નહિ." હરિશ્ચંદ્ર દઢ સ્વરે બોલ્યો. સોરાબજીના આવા વિલક્ષણ પ્રશ્નથી તેને આશ્ચર્ય પણ થયું હતું.

"તમારા પિતાનું નામ મનોહરલાલ હતું કે તેનું બીજું પણ નામ હોવાનું તમારા જાણવામાં છે ?"

"મારા પિતાનું નામ મનોહરલાલ છે એવું મારી માએ મને

કહ્યું હતું. કેમ કે હું બહુ ન્હાનો હતો ત્યારે મારા પિતાનું અવસાન થએલું હોવાથી મને તેમનું સ્મરણ પણ નથી. મારી માએ જ મને ઉછેરીને મોટો કર્યો હતો. હું તેને મારા પિતાના સંબંધમાં કદાચ પ્રશ્નો કરતો તો તે મને તેનો કશો પણ જવાબ આપતી નહિ."

"તમારા પિતા શો ધંધો કરતા, એ તમારા જાણવામાં આવ્યું છે ?"

"તે પ્રથમ અમદાવાદમાં હતા એવું મારી મા કહેતી. પણ હું ચાર વર્ષનો હોઇશ ત્યારથી મારી મા મને લઇને મુંબઇ આવી હતી. તે મને કહેતી કે 'તારા બાપ આફ્રિકા ગયા છે. ત્યાંથી પુષ્કળ કમાઇને આવશે. ત્યાંસુધી આપણને અહીં મુંબઇમાં રહેવાનું કહી ગયા છે.' તે સિવાય કશો ખુલાસો કરતી નહિ. જો હું વિશેષ પૂછું તો તે નારાજ થતી. એક વખત તેણે મને એટલું કહ્યું હતું કે 'આફ્રિકામાં તારા બાપને મુંઝારો થવાથી તેમનું અવસાન થયું છે.' એ વખતે હું દશેક વર્ષનો હોઇશ."

"પણ તમારા પિતા મૂળ ક્યાંના વતની અને અમદાવાદમાં શા માટે રહેતા હતા તથા ત્યાંથી મુંબઇમાં રહેવાનું શું કારણ, એ વગેરે તમે તમારી માતાને પૂછ્યું હશે."

"હું કોઇ કોઇ વાર આવા પ્રકારના પ્રશ્નો કરતો ખરો. પરંતુ મારી માતા મૌન્ય ધારણ કરતી અને બહુ જ ટુંકા તથા કશો પણ અર્થ નીકળી ન શકે તેવા જવાબ આપતી. એક વખત તો તેણે મારા બાપના સંબંધમાં કશું જાણવાની ઇચ્છા ન કરવી એવા મને સોગન પણ ખવરાવ્યા હતા. એટલે ત્યારબાદ એ વિષયમાં મેં માથું માર્યુ નથી. તમને પણ પ્રાર્થના કરૂં છું કે આ બાબત તમે મને કશો પ્રશ્ન ન કરો તો સારૂં."

"બહુ સારૂ. હવે હું તમને કશું નહિ પૂછું. છતાં એટલું ખરૂં કે તમારા પિતાના નામ અને વતનના સંબંધમાં કાંઇક ભેદ ભરેલું રહસ્ય છે એમ મને લાગે છે."

પછી તેઓ ત્યાંથી ઉઠયા અને રેલ્વે સ્ટેશન સામેના જે વિશ્રાંતિગૃહમાં તેમણે રહેવાની વ્યવસ્થા કરી હતી ત્યાં જવા લાગ્યા.

માર્ગમાં રૂસ્તમ બોલ્યો: "સાહેબ। હરિશ્ચંદ્રને તેના બાપ વિષે કશી મહિતી નથી અને વળી તેની મા તેનાથી એ હકીકત છૂપાવવા માગતી હતી એ આશ્ચર્ય ઉત્પન્ન કરનારૂં લાગે છે. તેમાં કોઇ ઊંડો ભેદ હોવો જોઈએ."

"હા, અને એ ભેદ પ્રકટ ન થાય ત્યાં સુધી મારા મનનું સમાધાન થશે નહિ." સોરાબજી વિચારપૂર્ણ મુદ્રાથી બોલ્યો.

તેઓ આગળ ચાલતા હતા, ત્યાં પોલીસનો એક સિપાઇ તેમને મળ્યો. તે બોલ્યો: "સાહેબ! આપનો તાર છે. હમણાં જ આવ્યો. હું આપને આપવાને માટે ફોજદાર સાહેબના હુકમથી વિશ્રાંતિગૃહમાં ગયો હતો. ત્યાં આપને નહિ જોવાથી આ તરફ આવતો હતો."

તેણે સોરાબજીને તાર આપ્યો. તે જ વખતે સોરાબજીએ કવર ફોડીને અંદરથી તારનો કાગળ કાઢ્યો અને તે વાંચીને રૂસ્તમને ઉદ્દેશીને બોલ્યો: "બનેસિંગનો તાર છે. તે મને એકદમ મુંબાઇ આવવાનું જણાવે છે. હરિપ્રસાદ અને તેની ટોળીની તેને નવીન બાતમી મળ્યાનું લખે છે" એટલું કહી તાર ગજવામાં નાખતાં તેણે પોલીસના માણસને કહ્યું: "સુંદરલાલને કહેજે કે અમે અત્યારે ને અત્યારે પહેલી ટ્રેનમાં મુંબઇ જઇએ છીએ."

"વારૂ સાહેબ!" સિપાઇ પોલીસ ચોકી તરફ ગયો.

ડિટેકિટવ તથા તેનો મદદનીશ બન્ને વિશ્રાંતિગૃહ પર આવ્યા. ત્યાંથી નેપોલીયનને લઇને સ્ટેશન પર ગયા અને મુંબઇ જવાને માટે રવાના થયા.

* * * * * * *

તેઓ ગ્રાન્ટરોડના સ્ટેશન પર પહોંચ્યા તે વખતે સ્હાંજ પડી ગઇ હતી. ત્યાંથી એક ભાડુતી મોટરમાં બેસીને તુરત જ તેમના મકાન-પર આવ્યા. તેમણે ધાર્યું હતું કે બનેસિંગ ત્યાં તેમની રાહ જોતો

હશે, પરંતુ બનેસિંગ ત્યાં ન હતો. તેને બદલે માણેકબાઇ આતુરતા પૂર્વક તેમની માર્ગપ્રતીક્ષા કરતી હતી. તે બોલી: "બનેસિંગે આ કાગળ મોકલાવ્યો છે."

સોરાબજીએ કાગળ વાંચ્યો. તે ઉતાવળમાં લખાયો હોય એમ લાગતું હતું અને તેમાં નીચે મુજબ હકીકત હતી:—

"મારો તાર મળ્યો હશે. હરિપ્રસાદની સાથે સત્યેન્દ્ર તથા ચંદ્રપ્રસાદ નામના માણસો છે. તેમણે વેશ પલટો કરેલો છે. તેઓ કર્નાક બંદર ઉપર ૨૫ મા નંબરના ગોડાઉનમાં છે. તેઓ તેની અંદર છે. હું તથા બીજા બે જણા બહારથી નજર રાખીએ છીએ. ત્યાંથી આ કાગળ લખી એક ખાસ માણસની સાથે મોકલ્યો છે. હરિપ્રસાદ અને તેની ટોળી કોઇ બોટમાં પલાયન થવાનો ઇરાદો રાખે છે. માટે આ પત્ર વાંચો કે તુરત અહીં આવો. સાથે બીજી મદદ લેતા આવજો. કેમ કે એ ત્રણ ઉપરાંત બીજા માણસો પણ હોય તો ના નહિ."

———:o:———

# પ્રકરણ ૩૧ મું

## ગોડાઉન નં. ૨૫.

બનેસિંગના પત્રની સોરાબજી ઉપર વિજળીના જેવી અસર થઇ. તે તથા રૂસ્તમ થોડી મીનિટમાં જ કર્નાક બંદર પર જવાને માટે તૈયાર થઇ ગયા. નેપોલીયનની ત્યાં જરૂર પડે તેમ નહિ લાગવાથી તેને ઘેર રાખ્યો.

તેમણે બહાર નીકળીને એક મોટર ભાડે કરી લીધી. ઇષ્ટ સ્થળે પહોંચતાં પહેલાં સોરાબજીનો ઇરાદો કર્નાક બંદરની નજીક આવેલી ચોકી પર જઇ ત્યાંથી પોલીસની મદદ મેળવવાનો હતો. એટલે પ્રથમ તે પોલીસ ચોકી પર ગયો.

હવે આ રહસ્યપૂર્ણ ઘટનાનો અંત નજીક આવ્યો છે એમ

સોરાબજીને લાગતું હતું. બનેસિંગ ઉપર તેને પૂર્ણ વિશ્વાસ હતો. એટલે બનેસિંગે તેના પત્રમાં કરેલી અટકળ સત્ય હોવાની તેની ખાત્રી હતી. હરિપ્રસાદ તથા તેની ટોળી એકાદ બોટમાં ગુપ્ત રીતે ભરાઇને મુંબઇનો પરિત્યાગ કરવાનો પ્રયત્ન કરે એ સર્વથા સંભવિત હતું. સોરાબજીએ અનુમાન કર્યું કે એ લોકોનો ઇરાદો પોતાની સાથે પુષ્કળ દ્રવ્ય લઇને પરદેશમાં કોઇ સ્થળે પલાયન થઇ જવાનો હોવો જોઇએ. કેમ કે સોરાબજીની તેમને પૂર્ણ ભીતિ હોવાથી તેઓ દેશમાં કોઇ સ્થળે સલામત રહી શકે એમ તેમને ન લાગે એ સ્વાભાવિક હતું.

સોરાબજી પોલીસ ચોકી પર ગયો. તે વખતે ઇન્સ્પેકટર કલ્યાણદાસ ત્યાં હાજર હતો. સોરાબજી ને કલ્યાણદાસ બન્ને મિત્રો હતા. તેમણે અનેક કેસોમાં એકત્ર કામ કર્યું હતું. એટલે તેને સમજાવવામાં તથા તેની મદદ મેળવવામાં સોરાબજીને કશી પણ મુશ્કેલી નડી નહિ.

'૨૫મા નંબરનું ગોડાઉન!" ઇન્સ્પેકટર બોલ્યોઃ "એ સ્થળ મારા જાણવામાં છે. આજ ઘણો સમય થયાં 'ભાડે આપવાનું છે' એવું પાટીયું તેની ઉપર લગાવ્યુ છે. વારૂ, આપણે કેટલા માણસોને સાથે લઇ જઇશું?"

"આશરે બાર માણસો હોય તો સારૂ." સોરાબજીએ કહ્યું: "વળી તે દરેકની પાસે રિવોલ્વર રાખવાની જરૂર છે, કેમ કે જે લોકોને આપણે પકડવાના છે તેઓ ખૂન કરવામાં પણ પાછું વાળીને જૂએ તેવા નથી.'

"બહુ સારૂ, પાંચ મીનિટમાં આપણે તૈયાર થઇશું."

એમ કહીને કલ્યાણદાસે પોતાના તાબાના જમાદારને સૂચના કરી અને પાંચ જ મીનિટમાં તમામ માણસો હથિયારબંધ બનીને તૈયાર થઇ ગયા.

પછી તેઓ કર્નાક બંદરપર આવેલા ૨૫ મા નંબરના ગોડાઉનમાં જવાને માટે નીકળ્યા. તેઓ તેની નજીક આવ્યા એટલે એક

શ્યામ આકૃતિ એક ગલીમાંથી બહાર નીકળીને તેમની તરફ આવી.

"બનેસિંગ! તું છે કે ?" તે આકૃતિ નજીક આવી એટલે તેને ઓળખીને સોરાબજી મંદ સ્વરે બોલ્યો: "તેઓ ક્યાં છે ?"

"હજી અંદર જ છે. હરિપ્રસાદ, સત્યેનદ્ર, ચંદ્રપ્રસાદ : એ ત્રણે જણા છે." બનેસિંગે જવાબ આપ્યો.

"બીજું કોઇ છે ?"

"વખતે એક બે બીજા હોય પણ ખરા. પરંતુ ચોક્કસપણે કહી શકતો નથી."

"પણ એ ત્રણ જણા ત્યાં છે એ વિષે તો તારી ખાત્રી છે ને ?"

"હા, સાહેબ ! દરિયા તરફની બારી આગળ બે ત્રણ જણાને બેઠેલા અમે જોયા હતા. એ તરફ આવો, હું બતાવું."

"ઊભો રહે–" એમ કહી સોરાબજી કલ્યાણદાસ તરફ ફરીને બોલ્યો : "તમારા માણસો ક્યાં છે :"

"જૂઓ, પેલા મકાનની દિવાલ પાસે લપાઇને ઊભા છે."

"વારૂ, તમે તથા છ માણસો મારી સાથે આવો અને બીજા માણસોને આ બાજુએ છૂટા છૂટા ગોઠવી દ્યો કે પેલા લોકો અહીંથી બહાર પડી શકે નહિ."

એ પ્રમાણે વ્યવસ્થા કરીને પછી તેઓ બનેસિંગની સાથે આ ગોડાઉનનો જે ભાગ દરિયા તરફ પડતો હતો ત્યાં ગયા.

તેમણે ગોડાઉનના ઉપલા માળ તરફ દૃષ્ટિ કરી. "અહીં પ્રકાશ દેખાતો નથી." સોરાબજી બોલ્યો.

"હા, સાહેબ! પ્રથમ આ પાંચમી બારીમાંથી પ્રકાશ આવતો હતો. અત્યારે ત્યાં નથી. તેઓ બીજા ઓરડામાં હશે અને તેમણે બારીનાં લાકડાનાં બારણાં બંધ કરી દીધાં હશે, એટલે પ્રકાશ દેખાતો નથી."

તેઓ થોડો સમય આ મકાન તરફ તેમ જ દરિયા તરફ દૃષ્ટિ કરતા ઊભા રહ્યા. આ લોકોને કેવી રીતે ગિરફતાર કરવા એ વિષે

સોરાબજી મનમાં યુક્તિ ગોઠવતો હતો. તે વખતે પેલી બારીમાં પુનઃ પ્રકાશ દેખાયો.

"ત્યાં કોઇનો પડછાયો દેખાય છે." રૂસ્તમ બોલ્યો.

"બે કે ત્રણ ઓળા દેખાય છે." કલ્યાણદાસે કહ્યું: "ત્રણ કરતાં યે વધારે હોય એમ હું ધારૂં છું."

"હા, એમ છે ખરૂં." સોરાબજી બોલ્યો: "પણ તેઓ કેટલા છે અને કોણ કોણ છે તે હું જાણવા માગું છું. રહો–પ્રયત્ન કરી જોઉં!"

"કેવી રીતે!"

"મારી પાસે પુષ્કળ ચાવીઓનો ઝુમખો છે. તેમાંની એક ચાવી આ બાજુના દ્વારની કળને લાગુ થશે. એટલે તેમાં થઇને અંદર દાખલ થઇ શકાશે."

તેણે એક ચાવી અંદર દાખલ કરી. પરંતુ તે જ વખતે અંદરના ભાગમાંથી ઘંટડીનો તીણો અવાજ સંભળાયો. સોરાબજી ચમક્યો. તેને પોતાની ભૂલ માલૂમ પડી. તે બોલ્યો: "હું કેટલો મૂર્ખ! આ કળની સાથે વિજળીના તારનું જોડાણ કરી તેનો બીજો છેડો અંદરના ભાગમાં ઘંટડી સાથે લાગૂ કર્યો છે. એ પ્રમાણે કર્યાથી જો કોઇ અજાણ્યો માણસ કળ ઉઘાડવાનો પ્રયત્ન કરે તો પેલી ઘંટડી વાગે અને અંદરના માણસો ચેતી જાય. પણ બન્યું તે ખરૂં. હવે તમે બધા બાજુમાં છૂપાઇ જાઓ. મારા ઉપર દૃષ્ટિ રાખજો અને હું સીટી કરૂં કે એકદમ મારી પાસે આવજો."

તેઓ છૂટા છવાયા બનીને બાજુની ગલીમાં છૂપાઇ ગયા. સોરાબજી પણ ગોડાઉનની બહાર દેવદારનાં મોટાં ખાલી ખોખાં પડ્યાં હતાં તેની પાછળ છૂપાઇ ગયો. અંદર કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો. તેઓ દાદરપરથી ઉતરીને નીચે આવ્યા અને ગોડાઉનનું જે દ્વાર દરિયા તરફ પડતું હતું તે ખોલીને બહાર આવ્યા.

અંદરથી આવનારા ચાર માણસો હતા અને તેઓ આસપાસ

દૃષ્ટિ કરતા હતા. અત્યારે તેમણે વેષપલટો કર્યો હતો. પરંતુ હરિપ્રસાદ, સત્યેન્દ્ર, અને ચંદ્રપ્રસાદને સોરાબજી તથા રૂસ્તમે તુરત ઓળખી લીધા. માત્ર ચોથો માણસ ઓળખાયો નહિ.

સોરાબજીએ આ લોકોને પોતાની તરફ આકર્ષવાનો વિચાર કર્યો: તે જે ખોખાની પાછળ છૂપાયો હતો તે ખોખાને તેણે ધક્કો માર્યો. ખોખું ઉથલી પડયું અને દ્વાર પાસે ઊભેલા પેલા ચાર જણાની દૃષ્ટિ એ તરફ ગઇ.

"પેલા ખોખાની પાછળ છે." હરિપ્રસાદ બોલ્યા અને ચારે જણા ચિત્તાની માફક એ તરફ ધસ્યા. સોરાબજી તે વખતે બીજા ખોખાની પાછળ છૂપાઇ ગયો હતો. તેણે આ લોકોને નજીક આવેલા જોઇને સીટી કરી.

ત્રણે બાજુએથી રૂસ્તમ, કલ્યાણદાસ અને પોલીસના માણસો એકદમ ધસી આવ્યા. દરેકના હાથમાં ચડાવેલી રિવોલ્વર હતી અને તે આ લોકો તરફ તાકેલી હતી. સોરાબજી પણ જે સ્થળે છૂપાયો હતો ત્યાંથી બહાર નીકળ્યો અને આ લોકોની સામે રિવોલ્વર તાકીને બોલ્યો: "હાથ ઉંચા કરો !"

"કોણ—સોરાબજી !" સત્યેન્દ્રે ઉદ્‌ગાર કાઢયો. તે હવે આ ડિટેક્ટિવને ઓળખી ગયો હતો.

"હા, મી. સત્યેન્દ્ર ! તમારી બાજીનો અંત આવી ગયો છે. તમે મને પુષ્કળ ત્રાસ આપ્યો છે. પણ છેવટે તમારો પરાજય થયો છે." સોરાબજી બોલ્યો અને તેણે પોલીસના માણસોને ઇશારત કરી.

સિપાહીઓએ તેમને ગિરફતાર કરી, ચારેના હાથમાં કડી ઠોકી દીધી. હરિપ્રસાદ બિલકુલ ગભરાઇ ગયો હતો. એટલે તે કશું બોલી શકયો નહિ. પરંતુ સત્યેન્દ્રે હજી પણ છેવટનો પ્રયત્ન કરી જોવાનો વિચાર કરીને કહ્યું: "મી. સોરાબજી ! તમે પોતાને બુદ્ધિમાન્ અને ચાલાક માનો છો. પરંતુ આનો અર્થ શો ? અમારા ઉપર શો આરોપ મૂકીને તમે અમને ગિરફતાર કરો છો ?"

"તમારા ઉપર એક નહિ પણ અનેક આરોપ છે. તમે પોતે એ સમજો છો એટલે તે જણાવવાની જરૂર નથી. છતાં પણ તમારી ઇચ્છા હશે તો પાછળથી તમને તમારા ઉપરના આરોપ સમજાવવામાં આવશે."

"પાછળથી શા માટે? પ્રથમ અમારા ઉપરનો આરોપ સંભળાવીને પછી તમારે અમને પકડવા જોઇએ. નહિ તો તમારૂં આ કૃત્ય ગેરકાયદેસરનું ગણાય." હજી પણ સત્યેન્દ્રે છેવટનો પાસો ફેંક્યો.

"જો અમારૂં કૃત્ય ગેરકાયદેસર છે એવી તમને તમારા ધારાશાસ્ત્રીની સલાહ મળે તો તમે બેલાશક અમારા ઉપર નુકસાની અને આબરૂનો દાવો માંડજો. ત્યાં અમે તમને જવાબ આપીશું. મી. કલ્યાણદાસ! આ ચારે બદમાશોને પોલીસ ચોકી ઉપર લઇ જાઓ."

પરંતુ તુરત જ સોરાબજી પુનઃ બોલ્યો: "રહો, એ લોકોના શરીરની જડતી લેવા દો."

એ ચારે જણાનાં ગજવાં તપાસવામાં આવ્યાં. તેમાં હરિપ્રસાદના ગજવામાંથી ચાવીઓનો ઝુમખો મળી આવ્યો. તે સિવાય બીજી વસ્તુઓ હાથ લાગી તે કાંઇ વિશેષ અગત્યની ન હતી.

———:o:———

## પ્રકરણ ૩૨ મું.

## એક નવીન શોધ.

**કલ્યાણદાસ** પોતાના સિપાઇઓની સાથે ચારે આરોપીઓને લઇને પોલીસ ચોકી તરફ ચાલ્યો. સોરાબજી, રૂસ્તમજી તથા પોતાના માણસો સાથે અહીં રોકાયો. તેનો ઇરાદો આ ગોડાઉનની તપાસ કરવાનો હતો. હરિપ્રસાદે પલાયન થવાનો વિચાર કર્યો હતો; એટલે તેણે બધી તૈયારી કરેલી હોવી જોઇએ અને અગત્યની તમામ

વસ્તુઓ લાવીને અહીં રાખેલી હોવી જોઇએ એવી માન્યતાથી સોરાબજીએ અહીં તપાસ કરવાનો વિચાર રાખ્યો હતો.

તેઓ જે દ્વારમાંથી ચાર જણા બહાર નીકળ્યા હતા તેમાં થઇને ગોડાઉનમાં દાખલ થયા. સોરાબજીએ વિજળીના બત્તીનો પ્રકાશ નાખ્યો. ગોડાઉન ખાલી હતું. તેમાં દેવદારનાં ખાલી ખોખાં અને ગુણીયાં વેરણછેરણ પડ્યાં હતાં. તેઓ દાદર પર થઇને ઉપર ગયા. ઉપર ત્રણ મોટા ખંડ હતા. બે ખંડ ખાલી હતા જ્યારે એક ખંડમાં ખુરસી. ટેબલ. પલંગ વગેરે સાહિત્યો જોવામાં આવ્યાં. એ ઉપરથી સમજી શકાતું હતું કે જરૂરના પ્રસંગે અહીં છૂપાઇ રહેવાને માટે હરિપ્રસાદે વ્યવસ્થા કરી રાખેલી હોવી જોઇએ. આ ગોડાઉન તેની માલિકીનું હતું.

તે ખંડમાં એક મોટી તિજોરી પણ રાખવામાં આવી હતી. સોરાબજીએ તે તિજોરીને ખોલવાનો વિચાર કર્યો. હરિપ્રસાદની ચાવીઓનો ઝુમખો તેની પાસે હતો. તેમાં એક આ તિજોરીની પણ ચાવી હતી. તે ચાવી લાગૂ કરી. તિજોરીનું બારણું ખૂલ્યું. અંદર કેટલાક ચોપડા હતા તથા તેમાં ચાર ખાનાં હતાં. બે ખાનામાં નોટોના થોકડા હતા, એક ખાનામાં ઝવેરાત હતું, જ્યારે ચોથા ખાનામાં કાગળોનું બંડલ હતું.

સોરાબજીએ આ કાગળો એક પછી એક તપાસવા માંડ્યા. તેમાં કેટલાક દસ્તાવેજ હતા, સરકારી લોનો હતી, મીલોના શેરનાં સર્ટિફીકેટ હતાં; પરંતુ તેની વચ્ચેથી એક કવર નિકળી આવ્યું. આ કવર ખૂલ્લું હતું. તેમાંથી એક કાગળ કાઢ્યો અને તેનું મથાળું જોતાં જ સોરાબજીએ ઉદ્દગાર કાઢ્યો: "આ તો અજીતરાય જાગીરદારે તેના ભાઇ મનમોહનદાસના દીકરા હર્ષદરાયના લાભમાં કરેલું છેલ્લું વસીયતનામું. ગુલાબદાસ પાસેથી હરિપ્રસાદે મેળવ્યું હતું તે."

"પણ આ વસીયતનામાનો તેણે નાશ કેમ નહિ કર્યો હોય ?"

"ઘણી વાર ભયંકર ગુન્હેગારો પણ આવી એકાદી ભૂલ કરી

દે છે અને પછી તેનું પરિણામ ભોગવે છે. જ્યારે આવું જોવામાં આવે છે ત્યારે કુદરતની કળા અગમ્ય છે, એમ કહ્યા સિવાય ચાલતું નથી." સોરાબજી બોલ્યો: "આ વસીયતનામાનો તેણે નાશ કરી નાંખ્યો નથી, એ એક રીતે ઠીક થયું છે. એ ઉપરથી અજીતરાયનો હક્દાર વારસ હર્ષદરાય છે એ સિદ્ધ થાય છે. હવે માત્ર હરિશ્ચંદ્ર તે જ હર્ષદરાય છે એટલું નક્કી કરવાનું રહ્યું."

"પરંતુ એ તમે કેવી રીતે નક્કી કરશો?" રૂસ્તમે પૂછ્યું.

"અત્યારે ચોક્કસ કહી શકતો નથી પરંતુ મારા મગજમાં એક કલ્પના ઉદ્દભવી છે. તેનો અમલ કરવાથી કદાચ આપણી આશા ફળિભૂત થશે એમ માનું છું."

તેની દૃષ્ટિ કાંડાપર બાંધેલા ઘડિયાળ ઉપર ગઈ. તે બોલ્યો: "અહો, અગીયાર થઈ ગયા. ચાલો આપણે ઘેર જઈએ. તને અને મને બન્નેને આરામની પુષ્કળ જરૂર છે."

બીજે દિવસે સહવારે હમેશના સમયે સોરાબજી ઉઠયો અને પરવારીને બહાર નીકળ્યો. તેણે હરિપ્રસાદની કોટમાં આવેલી ઓફિસમાં તથા સેન્ડહર્સ્ટ રોડ ઉપર આવેલા તેના મકાનમાં તપાસ કરી.

તેના મકાનમાંથી કેટલાક અગત્યના કાગળો તથા ડાયરીઓ મળી આવી. એ ઉપરથી રંગુન અને પીનાંગમાં હરિપ્રસાદ હતો તે સમયે તેણે ત્યાં કરેલાં પરાક્રમો (!) ની માહિતી મળી શકતી હતી. પરંતુ તે ઉપરાંત બીજી એક ડાયરી જોવામાં આવી. તેમાં અજીતરાયના હસ્તાક્ષર હતા અને તે અત્યંત ઉપયોગી હતી. સોરાબજી એ ડાયરીઓ તથા બીજા કાગળો પોતાની સાથે લઈ ગયો.

તેણે આ બધી તપાસ કરી, તેમાં હરિપ્રસાદ કે તેની ટોળી ઉપર ગંભીર આરોપ મૂકી શકાય એવું કશું મળી આવ્યું નહિ. દાખલા તરીકે તેનો તથા તેના મિત્રોનો પેલા લાકડાના પૂલને અકસ્માત નિપજાવવામાં હાથ હતો, એ બાબતનો પૂરાવો મેળવવાની આશા સફળ થઈ નહિ.

એ લોકોએ વીરભદ્રનું, હરિશ્ચંદ્રનું, ગુલાબદાસની સ્ત્રી અને સોરાબજીનું ખૂન કરવાનો પ્રયત્ન કર્યો હતો; પરંતુ તેમણે કોઇનું ખૂન કર્યું હતું એવો આરોપ અત્યારે તેમના ઉપર મૂકી શકાય તેમ ન હતો.

આ એક મોટી મુશ્કેલી હતી. પણ તે મુશ્કેલીનો યે અંત આવી ગયો. સોરાબજી પોતાને જે તપાસ કરવી હતી તે કરીને ઘેર આવ્યો તે વખતે સ્હાંજના પાંચ વાગી ગયા હતા. તે ચહા પીને સ્હાંજનાં વર્તમાનપત્રો વાંચતો બેઠો હતો તે વખતે તારનો પટાવાળો આવ્યો અને તેણે સોરાબજીને તારનું પરબીડીયું આપ્યું. એ તાર સ્નેહપુરના ડોકટરનો હતો.

તે તાર વાંચીને સોરાબજી બોલ્યોઃ "વીરભદ્ર મરી ગયો."

"બસ!" રૂસ્તમ બોલ્યોઃ 'જો કે તે બચી શકે તેવી આશા તો હતી જ નહિ. ડોકટરને પણ તેને માટે વિશેષ આશા ન હતી."

સોરાબજીએ કહ્યું: "વીરભદ્રનુ મૃત્યુ એક રીતે આપણને લાભદાયક નિવડયું ગણાય. સત્યેન્દ્ર અને ચંદ્રપ્રસાદે કરેલા જખમથી વીરભદ્ર મરણ પામ્યો છે. એટલે હવે તે બે જણા ઉપર ખૂનનો આરોપ મૂકવામાં હરકત નથી ચાલો આપણે પોલીસ ચોકી પર જઇને કલ્યાણદાસને આ હકીકત જણાવીએ."

તેઓ કર્નાકબંદરની પોલીસ ચોકી તરફ જતા હતા; ત્યાં રસ્તામાં તેમને ઇન્સ્પેકટર વિકાજી મળ્યો. આ ઇન્સ્પેકટરને પેલી મોટરકારને થયેલા અકસ્માતનો કેસ સોંપવામાં આવ્યો હતો અને તેના પ્રયત્નથી જ શામજી મીસ્ત્રી પરહેજ થયો હતો. તે તથા સોરાબજી છેલ્લા કુન્દનપુરમાં મળ્યા હતા, ત્યારપછી પુનઃ આજે મળ્યા.

"અહો, સોરાબજી શેઠ! તમે પણ પેલા વસંતવિહારવાળા કેસમાં ભારે જહેમત ઉઠાવી રહ્યા છો. સ્નેહપુરની તમામ હકીકત તથા ગઇ કાલે રાત્રે અહીં કર્નાકબંદર ઉપર બનેલી ઘટના પણ આજે જ મારા જાણવામાં આવી છે."

"એમાં મારે થોડોક ઉમેરો કરવાનો છે." એમ બોલીને સોરાબજીએ તેને વીરભદ્રના મૃત્યુના સમાચાર જણાવ્યા.

"ત્યારે હવે એ કેદીઓ ઉપર તો તમે ખૂનનો આરોપ પણ મૂકી શકશો ?" વિકાજી એ સાંભળીને બોલ્યો : "અને તે બહુ સારૂં થયું. પરંતુ મોટરના અકસ્માતમાં તેમનો હાથ હતો એ તમે સિદ્ધ કરી શકયા નથી એટલી દિલગીરી. મને શામજીની દયા આવે છે. તે માણસ ગરીબ સ્વભાવનો છે અને એક માણસનો તો શું પણ કીડી જેવા પ્રાણીનો યે નાશ કરે તેવો લાગતો નથી. છતાં પૂરાવા ઉપરથી એ કૃત્ય તેણે કર્યું છે એમ માનવું પડે છે અને તેથી જ મેં તેને પરહેજ કર્યો છે."

"જો કે તમારી એ માનિનતામાં તમારે ફેરફાર કરવા પડશે."

"કેવી રીતે ? તમારી પાસે આ લોકોની સામે એ બાબતમાં કશો પૂરાવો છે ?"

"ના, પણ પૂરાવો મળી શકશે એમ હું માનું છું."

"હું પણ ઇચ્છું છું કે તમારા પ્રયત્નમાં તમને સફળતા મળે અને તે બિચારો નિર્દોષ ઠરે. વારૂ, હરિપ્રસાદ અને તેની ટોળીને કયાં રાખેલ છે ? તેમને જોવાની મારી ઇચ્છા છે." વિકાજીએ કહ્યું.

"તો ચાલો અમારી સાથે. અમે પણ કર્નાકબંદર ઉપર પોલીસ ચોકીએ સત્યેન્દ્ર અને ચંદ્રપ્રસાદને તેમના ઉપરનો આ નવીન આરોપ સંભળાવવાને માટે જઇએ છીએ." સોરાબજીએ જણાવ્યું.

"ચાલો, ત્યારે હું પણ તમારી સાથે આવું."

—:o:—

# પ્રકરણ ૩૩ મું

## પરસ્પર દોષારોપણ

કર્નાક બંદર ઉપર આવેલી પોલીસ ચોકીની એક મોટી કોટડીમાં ચારે આરોપીઓને પૂરવામાં આવ્યા હતા. તેમની હાથકડી કાઢી નાંખવામાં આવી હતી. તેમને પોતાના સબંધમાં

વિશેષ ભીતિ હોય એવું લાગતું ન હતું. તેઓ એમ માનતા હતા કે બહુ બહુ તો તેમને અમુક માસની સજા થશે અને અમુક રકમનો દંડ થશે. વીરભદ્રના ખૂનનો આરોપ પોતાના ઉપર આવશે એવી સત્યેન્દ્ર અને ચંદ્રપ્રસાદને કલ્પના પણ ન હતી. તેમજ પોતાની વિરૂદ્ધમાં કશો પુરાવો સોરાબજી એકત્ર કરી શક્યો હોય એવું તેમનું આશાવાદી મન કબૂલ કરતું ન હતું.

સોરાબજી, રૂસ્તમ અને વિકાજી ત્યાં કલ્યાણદાસને મળ્યા. સોરાબજીએ વીરભદ્રનું મૃત્યુ થયાના સમાચાર કલ્યાણદાસને જણાવ્યા અને તેના ખૂન માટે સત્યેન્દ્ર તથા ચંદ્રપ્રસાદ ગુન્હેગાર હોવાનું જણાવી, તે ચારે જણાને ઓફિસમાં બોલાવવાની સૂચના કરી.

કલ્યાણદાસે એ ચારે આરોપીઓને ઓફિસમાં લાવવાની જમાદારને આજ્ઞા કરી. તેમને અહીં લાવવામાં આવ્યા તે વખતે તેમના ચ્હેરાપર કશી પણ ચિંતા કે વિષાદની છાયા જણાતી ન હતી. એટલે કે સત્યેન્દ્ર, ચંદ્રપ્રસાદ અને ત્રીજો માણસ જેનું નામ પરશુરામ હતું તે ત્રણ તદ્દન નિશ્ચિંત અને પોતાના ભવિષ્યને માટે બેદરકાર દેખાતા હતા આ પરશુરામ મરાઠો હતો, અને હરિપ્રસાદને તે જ્યારે પીનાંગમાં હતો ત્યારે તેનો પરિચય થયો હતો.

હરિપ્રસાદની સ્થિતિ આ ત્રણ જણાના જેવી ન હતી તેનો આત્મા તેને ડંખતો હતો અને પોતે મોટા ભયમાં સપડાયો છે એવી આગાહી તેને થતી હતી.

અત્યારે સોરાબજીને પુનઃ પોતાની સન્મુખ જોવાથી આ લોકોના મનમાં ગમે તેવી અસર થઇ હોય, છતાં પણ તેનો ભાવ તેમણે ચ્હેરા પર પ્રકટ થવા દીધો નહિ. તેને બદલે સત્યેન્દ્ર ધૃષ્ટતા પૂર્વક બોલ્યો: "મી. સોરાબજી ! તમે પાછા આવ્યા ખરા. હું ધારૂં છું કે ગઇ કાલે અમને ગિરફતાર કરવામાં તમારી ભૂલ થઇ હતી એમ જાહેર કરવાને આવ્યા હશો. અર્થાત્ અમારા ઉપરનો આરોપ પાછો ખેંચી લઇ તમે અમને મુક્ત કરવા માગો છો ! જો મારૂં અનુમાન

સાચું હોય તો એ હું તમારૂં સદ્‌ભાગ્ય સમજું છું. કેમ કે જો તમે તમારી ભૂલ કબૂલ કરીને દિલગીરી દર્શાવશો તો અમે પણ તમને માફ કરીશું. નહિ તો પછી અમને ગેરવાજબી રીતે અટકમાં રાખવા સારૂ તમારી સામે પગલાં લેવાની અમને ફરજ પડશે."

તે જ્યારે આ પ્રમાણે બોલતો હતો તે વખતે સોરાબજી મૂછમાં હસતો હતો. સત્યેન્દ્ર મૌન રહ્યા પછી તેણે જવાબ આપ્યો: "સત્યેન્દ્ર! હું દિલગીર છું કે તેં તારા અંતરમાં ધારણ કરેલી આશાને હું પરિપૂર્ણ કરી શકતો નથી. હું અત્યારે અહીં તમારા ઉપરના આરોપ પાછા ખેંચી લેવા માટે નહિ પણ તેમાં ઉમેરો કરવાને માટે આવ્યો છું. હું જણાવું છું કે તારા તથા ચંદ્રપ્રસાદના ઉપર ખૂનનો આરોપ મૂકવામાં આવે છે."

"ખૂન!" ચંદ્રપ્રસાદ ભયપૂર્ણ સ્વરે બોલ્યો. સત્યેન્દ્રનું હૃદય પણ પ્રસ્તુત આરોપ સાંભળીને જોરથી ધડકવા લાગ્યું.

"હા, વીરભદ્રનું ખૂન! તમે સ્નેહપુરમાં પેલા ઇંટોની ભઠ્ઠીવાળા મકાનમાં તેને ગોળી વડે ઘાયલ કરીને પાણીથી ભરેલા ઊંડા ખાડામાં ફેંકી દીધો હતો. તેને પરિણામે તે આજે સ્હવારે મરણ પામ્યો છે."

તે બન્ને જણા આ હકીકત સાંભળીને સ્તબ્ધ બની ગયા. પછી સોરાબજી હરિપ્રસાદની સામે જોઈને બોલ્યો: "હરિપ્રસાદ! તારા ઉપર જે આરોપો મૂકવામાં આવ્યા છે તેમાં એકનો વધારો કરવામાં આવે છે તારા કાકા અજીતરાય જાગીરદારે ચંદ્રવિલાસ વિશ્રાંતિ-ગૃહમાં પોતાના અંતકાળ સમયે જે વસીયતનામું કર્યું હતું તે ગુલાબદાસ પાસેથી મેળવી, તેં દબાવી રાખ્યું હતું; અને એમ કરીને તેં તારા કાકાની મીલકતને ગેરકાયદેસર તારા કબજામાં લીધી હતી."

"બસ, એટલું જ!" સત્યેન્દ્ર ઇર્ષ્યાપૂર્ણ સ્વરે બોલ્યો: "જ્યારે તમે મારા અને ચંદ્રપ્રસાદના ઉપર ખૂનનો આરોપ મૂક્યો છે, ત્યારે

હરિપ્રસાદ શેઠ અને પરશુરામ ઉપર પણ તેનો આરોપ શા માટે મૂકતા નથી ?"

એ શબ્દો સાંભળીને હરિપ્રસાદ ઉચ્ચ સ્વરે બોલ્યોઃ "નહિ, વીરભદ્ર ઉપર કરવામાં આવેલા હુમલા સાથે મને કશું પણ લાગતું વળગતું નથી. તેં તથા ચંદ્રપ્રસાદે તેના ઉપર ગોળીબહાર કરી તેને ખાડામાં ફેંકી દીધો હતો. તે રાત્રે હું સ્નેહપુરમાં પણ ન હતો. એટલે મારા ઉપર ખૂનનો આરોપ મૂકી શકાય તેમ નથી."

સત્યેન્દ્ર હરિપ્રસાદની આ નફટાઇ સહન કરી શક્યો નહિ. તેણે કહ્યું: "શેઠ સાહેબ ! વીરભદ્રનું ખૂન અમે તમારી સલાહથી, તમારે ખાતર કર્યું હતું. છતાં તે માટે તમને આરોપી ઠરાવી શકાય તેમ નથી, એ તો હું પણ સમજું છું. પણ પેલા વીશ માણસોનું શું ? તમે પોતે જ તેમને વસંતવિહારમાં આવવાનું આમંત્રણ કર્યું હતું; અને તમે જ મોટરકારને અકસ્માત નિપજાવવાનું કારસ્થાન રચ્યું હતું. મેં તેમ કરતાં તમને અટકાવવાનો પ્રયત્ન કર્યો અને પૂલના નીચેના પીઢીઆને વહેરવાની ના પાડી, એટલે તમે એ કાર્ય પરશુરામને સોંપ્યું, એ બાબતનો તમે ઇન્કાર—"

પરંતુ તે વિશેષ બોલી શક્યો નહિ. હરિપ્રસાદ તેની સામે ધસ્યો અને અહીં જ તેને પૂરો કરી નાંખવાના ઇરાદાથી તેણે બન્ને હાથે જોરથી સત્યેન્દ્રનો હડીયો દબાવ્યો. સત્યેન્દ્ર તેના પંજામાંથી છૂટો થવાનો પ્રયત્ન કરવા લાગ્યો અને બન્ને વચ્ચે દ્વંદ્વ યુદ્ધ શરૂ થયું. આ તરફ ચંદ્રપ્રસાદ અને પરશુરામ પણ જાણે એક બીજાના જન્મવૈરી હોય તે પ્રમાણે બાઝવા લાગ્યા. જેઓ થોડા સમય પહેલાં ગાઢ મિત્રો હતા તેઓ હડહડતા દુશ્મન બની ગયા.

સોરાબજી, વિકાજી, કલ્યાણદાસ વગેરે કાંઇ આ દૃશ્ય સ્તબ્ધ બનીને જોઇ રહ્યા ન હતા. તેઓ આ લોકોને છૂટા પાડવાને વચ્ચે પડયા. પરંતુ આ લોકો પણ કંઇ કમ ન હતા. એટલે તેમને એક બીજાથી મુક્ત કરતાં ડિટેક્ટિવ તથા તેના સહચારીઓને

ઓછો પરિશ્રમ પડ્યો નહિ. છેવટે તેમને છુટા પાડયા તે વખતે એ ચારે જણાને થોડી ઘણી ઇજા થઇ હતી. સત્યેન્દ્રના માથામાંથી લોહી વહેતું હતું. હરિપ્રસાદનું શરીર છોલાયું હતું, ચંદ્રપ્રસાદ તથા પરશુરામનાં શરીર પણ ખોખરાં થયાં હતાં.

કલ્યાણદાસે હવે આ દરેક આરોપીને જુદી જુદી ઓરડીમાં પૂરવાની આજ્ઞા કરી અને તેમનાં હાથમાં કાયમ બેડી રાખવાનું ફરમાવ્યું.

——:o:——

# પ્રકરણ ૩૪ મું.

## વિકાજીની ખાત્રી થઇ

સત્યેન્દ્રે હરિપ્રસાદ અને પરશુરામ ઉપર જે આક્ષેપ કર્યો હતો તે સાંભળ્યા પછી એક ક્ષણભર પણ પૂલને અકસ્માત નિપજાવવાના ગુન્હાનો શક શામજી મીસ્ત્રી ઉપર લઇ જવાય તેવું ન હતું. એટલે પોલીસ ચોકીમાંથી બહાર પડયા બાદ વિકાજી બોલ્યો: “મી. સોરાબજી! હુ કબૂલ કરૂં છું કે આ કેસમાં પ્રારંભથી જ હું ખોટો હતો જ્યારે તમે સાચા હતા. બિચારો શામજી મીસ્ત્રી તદ્દન નિર્દોષ માણસ છે અને તેને ગેરવાજબી રીતે પરહેજ કરી તુરંગમાં રહેવાનો ત્રાસ આપવા સારૂ મને અત્યંત પશ્ચાત્તાપ થાય છે.”

“એ માટે વિશેષ પશ્ચાત્તાપ કરવાની જરૂર નથી.” સોરાબજીએ જણાવ્યું: “આ કેસમાં હું શરૂઆતથી જ જુદી દષ્ટિએ જોતો હતો. તથાપિ મારે કહેવું જોઇએ કે મને પણ પ્રત્યક્ષ પૂરાવો શામજીની વિરૂદ્ધ જતો દેખાતો હતો. મેં સીડીપર ચડીને પૂલના નીચેના કપાયેલા ભાગની તપાસ કરી ત્યાં સુધી એ કામ તેનું ન હતું એવી મારી પણ ચોક્કસ ખાત્રી ન હતી.”

“હા-હા, એ વખતે પણ તમે એવું કહ્યું હતું ખરૂં. પણ તે

નજરે જોયાથી એ પીઢીયું શામજીએ વહેર્યું નથી, એ તમે કેવી રીતે જાણી શકયા ?"

"તમે જાણો છો કે શામજી સુતાર છે અને તે લાંબા વખતથી સુતારીકામ કરે છે. વારૂ, જો એક સુતાર પોતાના ધંધામાં બરોબર કેળવાયેલો હોય તો તે કોઇ વસ્તુ વહેરે તે એક સરખી રીતે વહેરાય; જ્યારે એ પૂલના નીચેના પીઢીયાને વહેરવામાં આવ્યું હતું. તેનો વહેરાયેલો ભાગ એક સરખો સાફ ન હતો. તેમાં વચ્ચે વચ્ચે ખાંચખુંચ જોવામાં આવતી હતી. કોઇ પણ સુતારના હાથે એવી ખાંચખુંચ રહેજ નહિ."

'બરાબર છે—બરાબર છે !" જાણે આ વાત પોતાના મગજમાં ઉતરી હોય એવા ભાવથી વિકાજી બોલ્યોઃ "તો પણ એ મુદ્દા ઉપર તેને મુક્ત કરાવવાનો તમે પ્રયત્ન કેમ ન કર્યો ?"

"જો એ વખતે મેં એ મુદ્દો આગળ કર્યો હોત તો તમે તેનો વિરોધ કરત. તમે તથા તમારા વકિલ એવી દલીલ કરત કે શામજીએ ઇરાદાપૂર્વક એવા ખાંચા રાખ્યા હશે ! અને માજીસ્ટ્રેટ પણ માત્ર મારા એટલા જ મુદ્દાને સંપૂર્ણ વજનદાર માનત નહિ."

"એ વાત પણ સાચી છે. પરંતુ તેને ટેકો આપે તેવો બીજો કશો મુદ્દો ન હતો ?" વિકાજીએ પૂછ્યું.

"હા, એક બીજો મુદ્દો હતે. અને તે ઉપરથી પણ મારો નિશ્ચય દઢ થયો હતો કે એ કૃત્ય શામજીના હાથે થયું નથી."

"એ મુદ્દો કયો ?"

"તમને નદીના કિનારા ઉપર ઝાડવામાંથી જે કરવત મળી આવ્યું હતું તે શામજીનું હતું અને ભિનાશમાં રહેવાથી તેને કાટ લાગી ગયો હતો."

"હા, પણ એ કરવતનો પૂરાવો તો શામજીની વિરૂદ્ધ જાય તેવો હતો."

"ના. ત્યાં જ તમે ભૂલો છો. એ કરવત શામજીનું હતું માટે

તેણે પીઢીયું વહેર્યું હશે એમ તમે માની લીધું. પરંતુ કારીગર લોકો પોતાનાં ઓજારનું કેટલું જતન કરે છે તેનો તમે વિચાર કર્યો હોત તો એ વાત તમને સાચી લાગત નહિ. એક કારીગર પોતાના ઓજારનો ઉપયોગ કર્યા પછી તેને સાફ કરીને તુરત પોતાની કોથળી કે પેટીમાં મૂકી દે છે. તેને ગમે તે સ્થળે ફેંકી દેતો નથી. વળી શામજીને પોતાનું કરવત ફેંકી દેવાનુ કારણ પણ ન હતું. એર્થાત્ કરવતને એ સ્થળે એવી હાલતમાં પડેલું જોવાથી તેનો ઉપયોગ શામજીએ કર્યો નથી એમ મેં માની લીધું."

"સોરાબજી શેઠ ! હું કબૂલ કરૂં છું કે હું તદ્દન જુવાન અને બીનઅનુભવી છું. હજી મારે તમારા જેવા અનુભવી ડિટેક્ટિવ પાસેથી ઘણું શિખવાનું છે."

"શિખવાનું તો તમારે, મારે અને દરેકને છે. મારી પણ ભૂલો નહિ જ થતી હોય એમ માનવાનું નથી. માણસ માત્ર ભૂલને પાત્ર છે, એ સિદ્ધાંતને લક્ષમાં રાખીને કોઇ પણ માણસે એકાદ કાર્યમાં પોતાનો વિજય થાય તો અભિમાન કરવું નહિ કિંવા કોઇ કાર્યમાં પરાજય થતાં હતાશ થઇને તેને છોડી દેવું નહિ."

વિકાજી બોલ્યો: "તમારી સલાહ અક્ષરશઃ સત્ય છે. પરંતુ હવે એક જ શંકા મને રહે છે. સત્યેન્દ્ર કહે છે કે પૂલને તોડી પાડવાનું તથા પોતાની પેઢીના વીશ મુખ્ય માણસોનું એકી સાથે ખૂન કરવાનું કારસ્થાન હરિપ્રસાદે રચ્યું હતું. પરંતુ એ કારસ્થાન કરવાનું કારણ શું ? તેમાં તેનો હેતુ શો હશે ?"

"મેં એ વિષયમાં તર્ક કર્યો છે. પરંતુ તે તર્ક સાચો છે એવી મારી ખાત્રી નહિ હોવાથી તમારી સમક્ષ જાહેર કરતો નથી. જ્યારે કેસ ચાલશે ત્યારે તે આપણે જાણી શકીશું."

અત્યારે તેઓ ગ્રાન્ટરોડ પર આવી પહોંચ્યા હતા. સોરાબજીએ વિકાજીને પોતાને ત્યાં આવી ચહા લેવાનો આગ્રહ કર્યો. પરંતુ વિકાજીએ

પોતાને જરૂરી કામ હોવાનું જણાવી આભાર સાથે ના પાડી. બન્ને જણા છૂટા પડયા.

ચારે આરોપીઓને મુંબઇથી કુન્દનપુર ખસેડવામાં આવ્યા. તેમના ઉપર જે જે આરોપ હતા તે ગુન્હા કુન્દનપુર અને સ્નેહપુર બન્નેની હદમાં થયા હતા. પરંતુ મુખ્ય ગુન્હો કુન્દનપુરની હદમાં બનેલો અને વળી ત્યાંના માજીસ્ટ્રેટની કોર્ટમાં કેસ ચાલૂ હતો. એટલે બધા ગુન્હાની તે જ કોર્ટમાં તપાસ કરવાનું ઠર્યું હતું.

તેમના ઉપરના નવીન આરોપો પોલીસ તરફથી રજૂ થયા બાદ તેની તપાસને માટે દોઢ માસની મુદત પાડવામાં આવી અને પોલીસની અરજ ઉપરથી શામજીને નિર્દોષ ઠરાવી છૂટો કરવામાં આવ્યો તથા તેને ગેરવાજબી રીતે અટકમાં રાખવા માટે બસો રૂપીઆ નુકસાનીના આપવામાં આવ્યા.

દોઢ માસની મુદતમાં હરિપ્રસાદ ઉપરનો કેસ સજ્જડ કરવાને માટે સેરાબજીએ પણ પોતાનાથી બનતી તપાસ કરીને પુષ્કળ પૂરાવા એકઠા કર્યા હતા.

———:o:———

# પ્રકરણ ૩૫ મું.

---

## રહસ્યનો સ્ફોટ

આજે હરિપ્રસાદવાળા કેસની મુદત હતી. કુન્દનપુરની કોર્ટમાં આજના જેટલા માણસો કદિ પણ એકઠા થયા ન હતા. આસપાસનાં ગામોમાંથી, તેમ જ મુંબઇથી પણ પુષ્કળ માણસો હરિપ્રસાદ અને તેના મિત્રોની તપાસ ચાલતી જોવાને માટે આવ્યા હતા. માણસોની મેદની વધશે એમ અગાઉથી જ ધારવામાં આવતું હતું અને તેથી માજીસ્ટ્રેટની બેઠકને માટે કોર્ટના કમ્પાઉન્ડમાં એક મોટો શામિયાનો ઊભો કરી, તેમાં તમામ વ્યવસ્થા કરવામાં આવી હતી.

જ્યારે ખૂનનો કેસ હોય ત્યારે તેમાં જીવન અને મૃત્યુ વચ્ચેની જાણે લડાઇ ચાલતી હોય એમ લાગે છે. ફરિયાદીનો વકિલ કોઇ પ્રકારે આરોપી ઉપર મૂકવામાં આવેલું તહોમત સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે; જ્યારે આરોપીનો વકિલ પોતાના અસીલને ફાંસીના માંચડા પર જતો બચાવવાને માટે પોતાની બુદ્ધિ અને જ્ઞાનનો સંપૂર્ણ ઉપયોગ કરવામાં બાકી રાખતો નથી.

પરંતુ આ કેસમાં ફરિયાદી કે આરોપીઓના વકિલો વચ્ચે એવા પ્રકારનું વાગ્યુદ્ધ ચાલતું ન હતું. હરિપ્રસાદની મુખજુબાની તથા તેણે રજુ કરેલા લેખિત બચાવ ઉપરથી સત્યેન્દ્ર અને ચંદ્રપ્રસાદે વીરભદ્રનું ખૂન કર્યાની વાત સિદ્ધ થતી હતી.

સત્યેન્દ્ર અને ચંદ્રપ્રસાદને પણ તેના ઉપર ગુસ્સો ઉપજ્યો હતો. પોતાના ઉપર ખૂનનો આરોપ સાબિત થવા વિષે તેમને લેશ પણ શંકા રહી ન હતી. એટલે પોતાને ફાંસીએ લટકવું પડશે એમ તેમણે માની લીધું. એથી હરિપ્રસાદ અને પરશરામને પણ પોતાની સાથે લેવાને માટે તેમણે પોતાના લેખિત જવાબમાં હરિપ્રસાદે મોટરકારનો તેમાં બેઠેલા વીશ ઉતારૂઓની સાથે નાશ કરવાનું કાવતરૂં રચેલું તથા તેમાં પરશરામે પૂલના નીચેના પીઢીઆને વહેરવાનું સ્વીકારીને તે કાર્યમાં સહાય કરેલી તે સર્વ વિસ્તારપૂર્વક જણાવ્યું હતું.

પણ આ ભયંકર ગુન્હામાં હેતુ શો હતો ? વીશ નિર્દોષ માણસોનું કરપીણ રીતે ખૂન કરી, તેમનાં કુટુંબી જનોને નિરાધાર બનાવવાનું કારસ્થાન પોતાના કયા સ્વાર્થને સિદ્ધ કરવાને માટે હરિપ્રસાદે રચ્યું હતું ?

સોરાબજીએ એકત્ર કરેલા પૂરાવા અને મેળવેલી બાતમી ઉપરથી તે હેતુ સ્પષ્ટ થતો હતો. તેનો સાર આ પ્રમાણે હતોઃ—

હરિપ્રસાદ ગુલાબદાસ અને વીરભદ્ર એ બે જણાના પંજામાં સપડાયો હતો. તેને તેમની માગણીને તૃપ્ત કરવી પડતી હતી. તથાપિ એટલાથી તેને શાંતિ મળતી ન હતી. કારણ કે પોતાની

આ ગુપ્ત હકીકત બીજાઓના અને તેમાં ખાસ કરીને પોતાની પેઢીનાં જુદાં જુદાં ખાતાંના કેટલાક મુખ્ય મેનેજરોના જાણવામાં આવેલી હોવાની શંકા તેના મનમાં ઉદ્‌ભવી હતી.

કોટમાં તેની ઓફિસ પાસે એક ઉપાહારગૃહ હતું. તેની પેઢાના મેનેજરો આ ઉપાહારગૃહમાં બપોરના વખતે ચહાનાસ્તાને માટે આવતા. પેલો **વી**રભદ્ર પણ ત્યાં આવતો. એટલે તેને **હ**રિપ્રસાદના કેટલાક મેનેજરોની સાથે પરિચય થયો હતો. એ પરિચય વધતાં તેઓ અન્ય સ્થળે પણ મળવા લાગ્યા. એ મુલાકાત દરમ્યાન **વી**રભદ્ર જ્યારે દારૂના નશામાં ચકચૂર હોય ત્યારે કોઇ કોઇ વાર **હ**રિપ્રસાદે તેના કાકાનું છેવટનું વસીયતનામું છૂપાવેલું, એ વિષયમાં આડકતરી રીતે સૂચન કરતો. કદાચ તેઓ એ વિષે સંપૂર્ણ વિગત તેની પાસેથી મેળવી શકયા નહિ હોય; પરંતુ એટલું ખરૂં કે તેમને તેમના શેઠ **હ**રિપ્રસાદ વિષે શક તો જરૂર ઉપજ્યો હતો.

**સો**રાબજીએ પુષ્કળ તપાસ કરી, પણ **હ**રિપ્રસાદના મેનેજરોએ પોતાનો એ શક શેઠ પાસે જાહેર કરી, તેની પાસેથી પૈસા પડાવ-વાનો કિંવા તેને બીજી રીતે ત્રાસ આપવાનો પ્રયત્ન કર્યો હોય એવું તેના જાણવામાં આવી શકયું નહિ. માત્ર એટલું તેના જાણવામાં આવ્યું કે એક ફુરદુનજી નામના મેનેજરને **વી**રભદ્ર સાથે વિશેષ મૈત્રી થઇ હતી અને તેઓ રોજ એકબીજાને મળ્યા વગર રહેતા નહિ. એથી **સો**રાબજીએ અનુમાન કર્યું કે **વી**રભદ્રે ફેરદુનજીને તેના શેઠની તમામ ગુપ્ત બાતમી આપી હશે અને તેનો લાભ લઇને ફેરદુનજીએ પોતાના શેઠના ધંધામાં ભાગીદારી મેળવી હશે!

પરંતુ આ ઉપરથી સમજી શકાતું હતું કે **હ**રિપ્રસાદને પોતાના મેનેજરોની કાયમ ભીતિ રહ્યા કરતી હતી. એટલે તે સર્વનો એકી સાથે નાશ કરી નાંખી પોતાના માર્ગ વચ્ચેના કાંટાને તદ્દન નાબુદ કરવાને તેણે આ કારસ્થાન રચેલું હોવું જોઇએ.

સોરાબજીએ પોતે એકત્ર કરેલી તમામ બાતમી ફરિયાદ પક્ષના ધારાશાસ્ત્રીને આપી હતી અને એ ધારાશાસ્ત્રીએ તે બાતમીને આધારે હરિપ્રસાદને કેટલાક પ્રશ્નો કરીને તેના મુખેથી પણ સત્ય વાર્તા કઢાવી હતી. આ કેસમાં વિશેષ સાક્ષીઓ લેવાના ન હતા. બચાવ પક્ષને પોતાનો કશો પણ બચાવ કરવાનો ન હતો.

એટલે કેસ પૂરો થયા પછી જ્યુરીના સભ્યો વિચાર કરીને નિર્ણય ઉપર આવવાને માટે જુદા ખંડમાં ગયા. થોડી વારે તેઓ કોર્ટમાં આવ્યા બાદ તેમણે તેમના ઉપર મૂકાયેલા તહોમત માટે ચારે આરોપી ગુન્હેગાર હોવાનો પોતાનો નિર્ણય પ્રકટ કરી, ધડો બેસારવાને માટે તેમને સખ્ત સજા કરવાની માજીસ્ટ્રેટને અરજ કરી.

થોડી વારે માજીસ્ટ્રેટે એ ચારે જણાને તેમના અત્યંત ભયંકર ગુન્હા માટે મોતની સજા ફરમાવી. માજીસ્ટ્રેટ પોતાનો ચૂકાદો વાંચતો હતો તે વખતે કોર્ટમાં હાજર થયેલા તમામ માણસો સ્તબ્ધપણે સાંભળતા હતા. પરંતુ આ ચાર જણને થયેલી મોતની સજા સાંભળીને એક પણ વ્યક્તિને તેમના ઉપર દયા આવી હોય કિંવા ગ્લાની થઇ હોય એમ લાગ્યું નહિ.

કેસ ખતમ થયો એટલે આરોપીઓને મજબૂત પોલીસ પહેરા નીચે તુરંગમાં લઇ ગયા અને લોકો વિખરાવા લાગ્યા.

—:o:—

## પ્રકરણ ૩૬ મું

## ખરો વારસ

તેજ માજીસ્ટ્રેટની સમક્ષ પેલા ગુલાબદાસ તથા તેની સ્ત્રીને પણ ઊભાં કરવામાં આવ્યાં હતાં. તેમની તપાસ બીજે દિવસે ચાલી હતી. તેમણે આ ખૂનના ગુન્હામાં કશો ભાગ લીધો ન હતો. પરંતુ અજીતરાયનું છેવટનું વસીયતનામું છૂપાવવામાં તથા

હરિશ્ચંદ્રનો નાશ કરવાના પ્રયત્નમાં મદદ કર્યાનો તેમના ઉપર આરોપ હતો. તેમણે પ્રથમથી જ **સોરાબજી**ને તમામ સત્ય હકીકત કહેવાથી ફરિયાદ પક્ષના ધારાશાસ્ત્રીએ પોતે જ **સોરાબજી**ની સલાહથી તેમના ઉપર રહેમ દર્શાવવાની માજીસ્ટ્રેટને અરજ કરી હતી એટલે તેમને માત્ર છ–છ માસની કેદ અને પાંચસો–પાંચસો રૂપિયાનો દંડ કરવામાં આવ્યો હતો.

આ કેસના પૂરાવા એકઠા કરવામાં તથા ન્યાયના માર્ગને સરલ બનાવવામાં **સોરાબજી**એ જે શ્રમ લીધો હતો, તે માટે માજીસ્ટ્રેટે તેની યોગ્ય શબ્દોમાં પ્રશંસા કરી, સરકાર તેના આ કાર્યની કદર કરશે એવી ઇચ્છા પ્રકટ કરી હતી.

પરંતુ હજી **સોરાબજી**નું કાર્ય પૂર્ણ થયું ન હતું. તેને એક કાર્ય કરવાનું હજી બાકી હતું. તે હરિશ્ચંદ્ર તથા હર્ષદરાય બન્ને એક જ છે એ સિદ્ધ કરવાનું તથા તેને તેના કાકા **અજીતરાય જાગીરદાર**ની તમામ મીલકતનો વારસ ઠરાવવાનું. એ વિષયમાં પણ તેને સફળતા પ્રાપ્ત થઇ હતી.

કુન્દનપુરમાં કેસનો ચુકાદો આવ્યા બાદ સાતમે દિવસે **અજીતરાય જાગીરદાર**ના સોલીસીટરો **તારાચંદ** એન્ડ **ચીમનલાલ**ની ઓફિસમાં એક ન્હાની મીટિંગ ભરવામાં આવી હતી. આ સ્થળે બન્ને સોલીસીટરો, તેમનો મેનેજીંગ કલાર્ક, **સોરાબજી**, ઇન્સ્પેકટર **વિકાજી** તથા રૂસ્તમ એટલા જણા હતા. થોડી વારે હરિશ્ચંદ્ર ત્યાં આવી પહોંચ્યો. તે એકલો ન હતો. તેની સાથે તેની પત્ની **નિર્મળા** પણ હતી. **નિર્મળા**ને વઢવાણ કેમ્પની હવા ઘણી માફક આવી હતી. તેના અગાઉના ફિક્કા ચ્હેરા પર અત્યારે ગુલાબી સુરખી જણાતી હતી. તેનું પાતળું અંગ ભરાવદાર લાગતું હતું અને અગાઉનું તેનું ચિંતાપૂર્ણ મગજ પ્રફુલ્લ બની ગયું હતું.

આજની મીટિંગ બોલાવવાનું કારણ બે સોલિસિટર તથા **સોરાબજી** એ ત્રણ સિવાય બીજા કોઇના જાણવામાં ન હતું. બરાબર

બાર વાગ્યા એટલે એક સોલીસીટર તારાચંદ ઊભો થયો. તેણે પોતાના ટેબલ ઉપર પડેલી એક ન્હાની ડાયરી હાથમાં ઉંચકીને તેનાં પાનાં ફેરવવા માંડયાં. થોડી વાર એ ડાયરીમાં જોઇ રહ્યા બાદ તે બોલ્યો:—

"આપ સર્વ અમારા આમંત્રણને માન આપી આજે અત્ર પધાર્યા છો તે માટે અમે આપનો આભાર માનીએ છીએ. અમે આપને અત્ર આવવાની તસ્દી આપવાનું કારણ જણાવ્યું નથી, તેનો ખુલાસો મારે અત્યારે કરવાનો છે.

"અમારા અસીલ પરલોકવાસી અજીતરાય જાગીરદારે પ્રથમ એક વસીયતનામું તૈયાર કરીને અમને સુપ્રત કર્યું હતું. તેમાં તેમણે પોતાની તમામ મીલકત તેમના ભત્રિજા હરિપ્રસાદને આપવાનું જણાવ્યું હતું. તે પ્રમાણે તેમના અવસાન પછી અમે તેમની તમામ મીલકત તેમના ભત્રિજાને સોંપી દીધી હતી.

"પરંતુ અત્ર બિરાજેલા સુપ્રસિદ્ધ ડિટેકિટવ મી. સોરાબજીની કુશળતાથી પરલોકવાસી અજીતરાય શેઠે પોતાના અંત સમયે આગલા વસીયતનામાને રદ કરનારૂં નવીન વસીયતનામું સ્નેહપુર ગામમાં ચંદ્રવિલાસ વિશ્રાંતિગૃહના મકાનમાં કરેલું તે પ્રકટ થયું છે. એ વસીયતનામામાં તેમણે પોતાની મીલકત હરિપ્રસાદને બદલે પોતાના ભાઇ મનમોહનદાસના દીકરા હર્ષદરાયને આપવાનું જણાવ્યું છે. આ નવીન વસીયતનામાને છૂપાવી રાખીને હરિપ્રસાદે તેના કાકાની મીલકતનો ગેરકાયદેસર રીતે કબજો લીધો હતો એ આપણે જાણીએ છીએ. અર્થાત્ જાગીરદારની મીલકતનો ખરો અને હક્કદાર વારસ હર્ષદરાય મનમોહનદાસ જાગીરદાર છે તેમાં હવે કશો પણ શક રહ્યો નથી.

"હવે તે હર્ષદરાયને આપણે શોધી કાઢી તેને તેના કાકાનો વારસો સોંપવાનો છે; અને એ વિષયમાં હું આપને જણાવવાની રજા લઉં છું કે અહીં બિરાજેલા મી. હરિશ્ચંદ્ર તે જ

હર્ષદરાય છે. તેમના પિતાનું નામ મનોહરલાલ નહિ પણ મનમોહનદાસ છે. એટલે કે હરિશ્ચંદ્ર ઉર્ફે હર્ષદરાય અજીતરાય શેઠે કરેલા છેલ્લા વસીયતનામા પ્રમાણે તેમના કાકાની મીલકતના હક્કદાર વારસ છે.”

સોલીસીટરના આ શબ્દો શ્રવણપટ પર પડતાં તે બે સોલીસીટરો અને સોરાબજી સિવાય બીજાઓના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. હરિશ્ચંદ્ર અને તેની પત્નિ નિર્મળાને કેટલું આશ્ચર્ય અને આનંદ થયાં હશે તેની કલ્પના વાચકોએ જ કરી લેવી. ગરીબાઇની ગર્ત્તામાંથી અચાનક શ્રીમંતાઇના શિખરે પહોંચતાં કોને આનંદ ન થાય ?

સર્વ જણાં સોલીસીટર તારાચંદની સામે જોઇ રહ્યા હતા. તે એ પળ મૌન્ય ધારણ કરીને પુનઃ બોલ્યો: “મારા કથનથી આપને આશ્ચર્ય થયું છે તે હું જોઇ શકું છું. પરંતુ મારે સ્પષ્ટ ખુલાસો કરવો જોઇએ કે આ શોધ કરવાનું માન મી. સોરાબજીને ઘટે છે. તેમણે અજીતરાય શેઠની ડાયરી હસ્તગત કરી છે. તે ડાયરી ઉપરથી હરિશ્ચંદ્ર અને હર્ષદરાય એક જ છે એવું સિદ્ધ થાય છે. તેમણે આ ડાયરીમાં પોતાના હસ્તાક્ષરે જે લખેલ છે તે હું આપને વાંચી સંભળાવીશ એટલે આપની પણ ખાત્રી થશે. જૂઓ સાંભળો:—

“ ‘મારો ન્હાનો ભાઇ મનમોહનદાસ ન્હાનપણથી મોઢે ચડાવેલો અને વધારે પડતા લાડકોડમાં ઉછરેલો, એથી તેણે અભ્યાસ તરફ લક્ષ આપ્યું નહિ. થોડો ઘણો અભ્યાસ કરીને તે હલકા મનુષ્યોની સોબતમાં બગડતો ચાલ્યો. મેં તેને અનેક વાર સલાહ અને શિખામણ આપી, પરંતુ તેણે કશું લક્ષ આપ્યું નહિ. એક વખત તેણે મારી ઇચ્છા વિરૂદ્ધ અમારા કરતાં ઉતરતા કુળની કન્યા સાથે સ્વેચ્છાથી લગ્ન કર્યું. એથી મને તેના ઉપર અત્યંત કંટાળો આવ્યો અને અમે ભાગ વ્હેંચી લઇને જુદા થયા. પછી તે મુંબઇમાં હલકા માણસોના સહવાસથી સટ્ટા અને જુગારના તથા ઘોડાની શરતના નાદે ચડયો. તેમાં

પોતાની તમામ મીલકત ગૂમાવીને તે તેની સ્ત્રીને લઇને અમદાવાદ ગયો. ત્યાં હોવાનું તેની સ્ત્રીએ એક પત્રથી મને જણાવ્યું હતું.

" 'ત્યાર બાદ તેના તરફથી કશો પત્ર ન હતો. મેં પણ તેને પત્ર લખ્યો ન હતો. છોકરો ત્રણેક વર્ષનો થયો હશે તે વખતે મનમોહન અમદાવાદની જે બેંકમાં નોકર હતો ત્યાં તેણે મોટી રકમનો ગોટાળો કર્યાનું તથા તેના ઉપર કેસ મંડાયાનું વર્તમાનપત્રો દ્વારા મારા જાણવામાં આવ્યું. તે એકાએક ગૂમ થઇ ગયો હતો. ત્યારબાદ મેં તપાસ કરી તો તેની સ્ત્રી તથા પુત્ર પણ અમદાવાદનો ત્યાગ કરી મુંબઇ ચાલ્યાં ગયાનું મારા જાણવામાં આવ્યું. હવે તે લોકોની મને દયા આવવા લાગી. કારણ કે ગમે તેમ તો ય એ મારા સગા ભાઇની સ્ત્રી તથા તેનો પુત્ર હતાં.

" 'છતાં તેમને મારી પાસે લાવીને રાખવાનું હું પસંદ કરતો ન હતો. એટલે ગુપ્ત રીતે તેમને મદદ કરવાના ઇરાદાથી તેઓ મુંબઇમાં કયે સ્થળે રહે છે તે વિષે મેં તપાસ શરૂ કરી. તેઓ ગીરગામમાં ઠાકુરદ્વાર પાસે એક ન્હાના મકાનમાં રહેતાં હતાં. મારા ભાઇ ઉપર વારંટ લટકતું હોવાથી તેની સ્ત્રીએ પોતાના દીકરાની અપકીર્તિ ન થાય અને ભવિષ્યમાં તે બેંકમાં ગોટાળો કરીને ન્હાસી જનાર બાપના દીકરા તરીકે ન ઓળખાય તે માટે મુંબઇ આવીને દીકરાનું નામ ફેરવીને હરિશ્ચંદ્ર રાખ્યું હતું તથા તેના બાપ મનમોહનદાસના નામને બદલે મનોહરલાલ રાખી જાગીરદાર અવટંકને પણ ફેરવી દેસાઇની અવટંક ધારણ કરી હતી. મને પણ છોકરાના ભાવીને માટે એ યોગ્ય લાગવાથી મેં તે પ્રમાણે ચાલવા દીધું અને તેઓ ન જાણે તેવી રીતે હું તેમને ગુપ્તપણે મદદ કરતો તથા તેમની સંભાળ રાખતો હતો.

" 'ચાર વર્ષ પહેલાં હર્ષદ ઉર્ફે હરિશ્ચંદ્રની માતા મરણ પામી છે, હરિશ્ચંદ્ર પણ ઠેકાણે પડી ગયો છે અને તે એક વેપારીની પેઢીમાં ટાઇપીસ્ટ તરીકે સારા પગારથી નોકરી કરે છે. હવે તેને

મારી મદદની ખાસ જરૂર નથી. પરંતુ મારા મૃત્યુ પહેલાં તેને મારા તરફથી સારી રકમ મળે એવી મારી ઇચ્છા છે અને તે માટે હું વ્યવસ્થા કરતો જઇશ.'

"આ હકીકત અજીતરાય શેઠે તેમનું મૃત્યુ થયું તેના એક વર્ષ પહેલાં લખેલી છે. એ ઉપરથી હરિશ્ચંદ્ર અને હર્ષદરાય એક જ હોવા વિષે કશો પણ શક રહેતો નથી." સોલીસીટરે ડાયરી વાંચ્યા બાદ જણાવ્યું.

"હા, મારા મુરબ્બી દાદા અજીતરાય જાગીરદારનું કથન ખરૂં હોય એમ મને પણ લાગે છે. કારણ કે હું ન્હાનો હતો તે વખતે અમને કોઈ ગૃહસ્થ તરફથી અવાર નવાર મદદ મળતી હોવાનું મારી માતાએ મને જણાવ્યું હતું." હરિશ્ચંદ્ર એટલે કે હર્ષદરાય બોલ્યો.

"ત્યારે હવે આપ અજીતરાય શેઠની લાખો રૂપીઆની મિલકતના માલિક થયા છો અને તે માટે અમે આપને મુબારકબાદી આપીએ છીએ. તથા આશા રાખીએ છીએ કે કાયદાને લગતું જે કાંઇ કામકાજ હોય તે આપના પૂરોગામી અજીતરાય શેઠની માફક આપ પણ અમને જ સોંપશો." તારાચંદે અભિનંદન આપતાં કહ્યું.

સોરાબજી, વિકાજી વગેરેએ પણ હરિશ્ચંદ્રની સ્થિતિમાં થયેલા આવા અપૂર્વ પરિવર્તન માટે તેને અભિનંદન આપ્યું.

———:o:———

## પ્રકરણ ૩૭ મું.

---

### ઉપસંહાર

પોતાને મૃત્યુના મુખમાંથી બચાવનાર આટલી મોટી મીલકતનો માલિક બનાવનાર તથા પોતાની પત્ની નિર્મળાને આરોગ્ય બક્ષનાર સોરાબજી છે એમ હરિશ્ચંદ્ર સમજતો હતો. એટલે

તે અજીતરાયની તમામ મીલકતનો કબજો લઇને સોરાબજી પાસે ગયો અને તેનો તેણે અંતઃકરણપૂર્વક આભાર માની, દશ હજાર રૂપીઆનો ચેક તેના હાથમાં આપ્યો.

એ ઉપરાંત સોરાબજીની સલાહથી, જેઓ મોટરકારના અકસ્માતનો ભોગ થઇ પડયા હતા તેમની વિધવાઓને પણ તેણે બદલા તરીકે તેમના જીવનનો સારી રીતે નિર્વાહ ચાલી શકે તેટલી રકમ આપી. તેમ જ પોતાના ધંધાને લીમીટેડ કંપનીના સ્વરૂપમાં ફેરવી નાંખી. તે વિધવાઓને એ કંપનીના અમુક શેર આપ્યા.

વસંતવિહારવાળો બંગલો તથા તમામ જમીન તેણે ધર્મકાર્યને માટે આપી દીધી અને ત્યાં એક નિરાશ્રિતગૃહ બનાવી, તેની વ્યવસ્થા મી. લાલશંકર ધીરજરામ યાજ્ઞિકને સુપ્રત કરી. શામજી મીસ્ત્રીને પણ તે ભૂલ્યો ન હતો. તેને તેણે સારી જેવી રેકમ આપી હતી અને શામજી પણ યાજ્ઞિક ત્યાં આવવાથી યાજ્ઞિકની સાથે નિરાશ્રિતોની સેવામાં પોતાનું જીવન વિતાડવા લાગ્યો.

પોલીસના જે માણસોએ આ કાર્યમાં એક યા બીજી રીતે સહાય કરી હતી તેમને દરેકને હરિશ્ચંદ્રે યોગ્ય બક્ષિસ આપી હતી અને નેપોલીયનને માટે પણ એક સુવર્ણની સાંકળી ભેટ કરી.

હરિશ્ચંદ્ર તથા તેની પત્ની વાલકેશ્વર ઉપર એક ન્હાના બંગલામાં સુખપૂર્ણ જીવન ગુજારે છે. આજે તેમને બે પુત્ર તથા એક પુત્રી છે. નિર્મળા હવે સંપૂર્ણ આરોગ્યનો અનુભવ કરે છે અને હરિશ્ચંદ્ર જ્યારે જ્યારે સોરાબજીને મળે છે ત્યારે ત્યારે તેણે કરેલી સહાયનું સ્મરણ કર્યા વગર રહેતો નથી.

